રીતે મળી શકે છે. જો કે હર્ષે પોતે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો તોપણ વલભીપુર, બંગાળા, આસામ, દખ્ખણ ને માળવાના રાજાઓ બ્રાહ્મણ ધર્મ પાળતા. દખ્ખણમાં જૈન ધર્મનું ને બીજે બ્રાહ્મણ ધર્મનું જોર વધતું જતું હતું. બૌદ્ધ ધર્મમાં જુદા જુદા વાડાઓ થઈ ગયા હતા. આખો દેશ મૂર્તિપૂજક હતો. મહેશ્વર, અગ્નિ અને ચંડિકાના ઉપાસકો તે વખતે ઘણા હતા. જ્ઞાતિબંધનો વધારે ને વધારે દૃઢ થતાં જતાં હતાં. બ્રાહ્મણો પણ વેપાર કરતા. વૈશ્યો રાજાઓ થઈ શકતા; હર્ષ પોતે વૈશ્ય હતો. શૂદ્રો પણ ખેતી કરતા. જ્ઞાતિઓ પ્રાંતવાર બંધાઈ નહોતી. લોકોમાં શિક્ષણનો પ્રચાર સારો હતો. આખા દેશમાં સ્થપાએલા સંઘારામોમાં લાખો બૌદ્ધ ને જૈન શ્રમણો ને વિદ્યાર્થીઓ વેદાંગ, ગણિત, વૈદક, યોગ, તર્ક, ને ધર્મ શીખતા. કાશી, નાલંદા ને વલભીપુરનાં વિદ્યાપીઠોમાં હજારો શિષ્યો ગુરુ પાસે વિદ્યા શીખવા જતા ને પરરાજ્યના પંડિતો પણ ત્યાં જઈ બૌદ્ધ, જૈન ને છ દર્શનોનો અભ્યાસ કરતા. આ વિદ્યાપીઠોના નિભાવ માટે સેંકડો ગામડાંઓનું ઉપજ તેમને આપવામાં આવતું. વિદ્યાપીઠોના કુલપતિઓને રાજાઓ જેટલું માન અપાતું. વિદ્યાપીઠોમાં રહેતા વિદ્યાર્થીઓને આકરા નિયમો પાળવા પડતા. દરેક ગૃહસ્થ પોતાનાં બાળકોને વ્યાકરણ, વૈદક, ફિલસુફી, જ્યોતિષ, તર્ક ને શિલ્પ કે એવું વ્યાવહારિક જ્ઞાન આપતો. રાજાઓ, અમીરો ને ધનાઢ્ય ગૃહસ્થો સંન્યાસી કે ભિક્ષુ બનતાં શરમાતા નહિ. સ્ત્રીઓ સારી રીતે કેળવાએલી હતી. બૌદ્ધ ભિક્ષુઓ ને ભિખ્ખુણીઓ અને જૈન સાધુસાધ્વીઓ આ બાબતમાં સારી સેવા કરતાં. તે વખતે સ્ત્રીઓ ઓઝલમાં રહેતી નહોતી. ઉચ્ચ વર્ણો વિધવાપુનર્લગ્ન ન કરતા. સતીનો રીવાજ એ વખતે હતો. બાળલગ્નો બહુ નહોતાં. અનુલોમ લગ્ન એટલે ઉચ્ચ વર્ણના પુરુષનું નીચ વર્ણની સ્ત્રી સાથે લગ્ન થઈ શકતું. પ્રતિલોમ લગ્નો થઈ શકતાં નહિ. બ્રાહ્મણો પણ સમુદ્રવાટે દેશાંતર જતા. તે વખતે હલકા લોકોને સમાજની બહાર ગણવામાં આવતા. કનોજ, મથુરા, કાશી, ઉજ્જન, કાંચી, બાદામી, ભરૂચ, વલભીપુર, એ મોટાં શહેરો હતાં. હિંદના બ્રાહ્મણો ચારિત્ર્યથી ને પંડિતાઈથી સ્વદેશમાં ને પરદેશમાં ઘણા પ્રસિદ્ધ હતા. પોશાકમાં લોકો ઘણા સાદા હતા પણ ઘરેણાંના તેઓ ઘણા શોખીન હતા.

એક જ કુટુંબનાં માણસો જુદા જુદા ધર્મો પાળી શકતાં. મદ્યપાન ને માંસાહાર બહુ ઓછાં જોવામાં આવતાં. લોકો રાજભકત, અહિંસક તથા મિતાહારી હોવા છતાં લડાયક હોવાથી યૂરોપનાં રાજ્યો જે હૂણ લોકો સામે બચાવ ન કરી શક્યાં તેજ હૂણ લોકો સામે તેઓ ફત્તેહથી લડી શક્યા ને તેમને દેશમાં કુલ સત્તા સ્થાપતાં અટકાવી શક્યા. રાજા ધર્મ પ્રમાણે ચાલતો તેથી રાજ્ય સારી વ્યવસ્થામાં રહેતું.

**રાજ્યકારભાર**—રાજ્ય **દેશ** કે **મંડળના** નામથી ઓળખાતું. દરેક વિભાગના ભાગોને **"વિષયો"** કહેવામાં આવતા. દરેક વિષયમાં **ગ્રામ્યનો** વહિવટ જુદો રહેતો. જમીન, પશુઓ, ચામડું, મીઠું, એ બાબતો ઉપર કર લેવાતા. વેઠનો ચાલ એ વખતે હતો, પણ ઘણાં ઇનામી ગામડાંઓને કરોથી ને વેઠથી માફી આપવામાં આવતી. સારી સ્થિતિવાળાં ગામડાંઓ સદાવ્રતો જળાશયો, સભાગૃહો ને ધર્મશાળાઓ નિભાવતાં. એ સિવાય એક સારા રાજ્યને જોઈતાં બધાં ખાતાંઓ ને તે માટેના યોગ્ય અમલદારો તે વખતે પણ જોવામાં આવે છે. અમલદારો પગાર ને જમીનો ઉપર નભતા.

**ચીની મુસાફર હ્યૂએનસાંગનો પ્રવાસ, ઇ. સ. ૬૨૯—૬૪૫**— આ વખતે ચીનથી અનેક મુસાફરો ગોબીના રણમાં થઈને ખોતાન ને ઑક્સસવાટે કાસ્મીર થઈને ગૌતમ બુદ્ધ અને બૌદ્ધ સાહિત્યની જન્મભૂમિ હિંદુસ્તાનમાં અવારનવાર આવજા કરતા. એવા ભિક્ષુઓમાં હ્યૂએનસાંગ નામે એક ચીની બૌદ્ધ ભિક્ષુ બૌદ્ધ ધર્મના મૂળ ગ્રંથો લેવા અને બૌદ્ધ પંડિતો પાસેથી ધર્મમંત્ર શીખવાના કુતૂહલથી પ્રેરાઈ ૨૯ વર્ષની ઉંમરે હિંદ આવ્યો. તે આપણા દેશમાં સોળ વર્ષ સુધી જુદે જુદે સ્થળે ફર્યો ને તેણે નાલન્દામાં રહી અભ્યાસ કર્યો. કામરૂપ દેશનો રાજા ને રાજા હર્ષવર્ધન તેના મિત્રો બન્યા ને હર્ષદેવ બૌદ્ધ મતના મહાયાન પંથનો પક્ષપાતી થયો. બંને રાજાઓએ તેને અમૂલ્ય બક્ષીસો આપવા માંડી પણ મુસાફર બૌદ્ધ ભિક્ષુએ ઉપકાર સાથે તે સ્વીકારવા ના પાડી. તે પોતાની સાથે માત્ર બુદ્ધ ભગવાનનાં હાડકાંઓના કેટલાક અવશેષો, તેની કેટલીક પ્રતિમાઓ ને અમૂલ્ય ગ્રંથો

ચીન લેતો ગયો. હિંદુસ્તાન મુસલમાનોના હાથમાં ગયું અને બૌદ્ધમત દેશમાંથી નાશ પામ્યો એટલે આવા મુસાફરો દૂર દેશથી આપણે ત્યાં ભણવા આવતા બંધ થઈ ગયા.

**હર્ષનાં વખતનાં રાજ્યો**—ચીની મુસાફર હ્યૂએનસાંગના પ્રવાસના વર્ણન ઉપરથી આપણે તે વખતનાં કેટલાંક રાજ્યોનું વર્ણન કરી શકીએ છીએ. (૧) કાબુલ. તેનો રાજા બૌદ્ધધર્મી હતો. (૨) ઉધાન અથવા સુવાસ્તુ. હાલનું સ્વાત. તેનો રાજા પણ બૌદ્ધ હતો. (૩) કાશ્મીર. ત્યાં બૌદ્ધો જોરમાં હતા. (૪) તાક રાજાઓ. તેમનું રાજ્ય મુલતાન પાસે હતું. પાછળથી તેઓ મુસલમાન થઈ ગયા. (૫) સિંધ. તેનો રાજા બૌદ્ધ હતો. (૬) વલભીપુર. તેના રાજાઓ શિવમાર્ગી હતા. હર્ષનો જમાઈ એ વખતે ત્યાં રાજ્ય કરતો હતો. અહીં જૈનો ને બૌદ્ધોનું બળ પણ સારૂં હતું. (૭) ભીનમાળ અથવા શ્રીમાળનું ગુર્જર રાજ્ય (જોધપુર પાસે). તેનો રાજા બૌદ્ધ હતો. (૮) ગુર્જર રાજ્ય, ભરૂચ પાસે. તેનો રાજા સૂર્યનો ઉપાસક હતો. (૯) પશ્ચિમ માળવાનું બૌદ્ધ રાજ્ય. (૧૦) પૂર્વ માળવા અથવા ઉજ્જનનું બ્રાહ્મણ રાજ્ય. (૧૧-૧૨) ગ્વાલીઅર ને બુંદેલખંડનાં બ્રાહ્મણ રાજ્યો. (૧૩) મગધનું બૌદ્ધ રાજ્ય. (૧૪) બંગાળાનું બ્રાહ્મણ રાજ્ય. (૧૫) આસામનું બ્રાહ્મણ રાજ્ય. તે સિવાય હિમાલયની તળેટીમાં નાનાં નાનાં રાજ્યો હતાં.

દખ્ખણમાં પુલકેશી મહારાષ્ટ્રનો ચક્રવર્તી રાજા હતો ને પલ્લવ રાજાઓ કાંચીમાં ને પાંડ્ય રાજાઓ મથુરામાં, એ બધા પુલકેશીના ખંડિઆ હતા.

**હર્ષવર્દ્ધન છેલ્લો આર્ય ચક્રવર્તી રાજા**—હર્ષવર્ધન આર્ય રાજાઓમાં છેલ્લો ચક્રવર્તી થઈ ગયો. તેના મરણ પછી ઉત્તર હિંદમાં પાછાં નાનાં નાનાં રાજ્યો થઈ ગયાં. સિંધદેશ આરબોના હાથમાં ગયો. નવમા સૈકા પછી ખાઈબરઘાટ વાટે મુસલમાનો હિંદ ઉપર ચઢાઈ કરવા લાગ્યા; હર્ષ જેવો કોઈ પ્રતાપી ચક્રવર્તી થયો નહિ; પરિણામે ધીમે ધીમે દેશનો દરેક ભાગ મુસલમાનોના હાથમાં ચાલ્યો ગયો. આગળની ચઢાઈઓ કરનાર લોકો,

યવનો ને હૂણો, હિંદુ સમાજમાં ભળી ગયા હતા પણ આ નવા લોકો મુસલમાની ધર્મનો પ્રચાર કરવા આવતા હોવાથી દેશના ઇતિહાસે જુદું સ્વરૂપ લીધું.

**નવો જમાનો**—હર્ષ રાજા પછીનો જમાનો આપણા ઇતિહાસમાં તદ્દન જુદો પડી જાય છે. ધર્મ, સાહિત્ય, કળા, રાજનીતિ, પહેરવેશ, એ દરેક બાબતમાં હર્ષનો સમય સંક્રાંતિનો સમય કહી શકાય. તેના પછી નાનાં નાનાં રજપુત રાજ્યો થયાં ને તે રાજ્યો ઉપર મુસલમાનોએ હુમલા કરવા માંડ્યા એટલે છસો વર્ષમાં આર્ય રાજ્યો નાશ પામ્યાં.

## પ્રકરણ ૧૨મું

## દખ્ખણ

**પ્રાચીન ઇતિહાસ**—અત્યાર સૂધી આપણે દખ્ખણનો ઇતિહાસ જરા પણ જોયો નથી. મુખ્ય કારણ તો એ છે કે તે ઇતિહાસ માટે સાધનો ઘણાં ઓછાં છે. પહેલાં માળવાની દક્ષિણે મોટું જંગલ હતું. બરાડમાં આર્યોએ પોતાનું પ્રથમ સંસ્થાન વસાવ્યું; ત્યાર પછી ધીમે ધીમે તેઓ આગળ વધવા લાગ્યા. ગોદાવરી નદી આગળ શ્રી રામચંદ્રજીના વખતનું "જનસ્થાન" નામનું આર્ય સંસ્થાન રામાયણમાં પ્રસિદ્ધ છે. મહાભારતમાં પણ દખ્ખણનું કેટલુંક વર્ણન આવે છે. ચંદ્રગુપ્તના ને અશોકના વખતમાં રાષ્ટ્રકૂટો તથા ચોલ, પાંડ્ય, કેરલ ને પૈઠનિકોનું વર્ણન આપવામાં આવ્યું છે. મૌર્ય પછી શાતવાહનોએ દખ્ખણના મુખ્ય પ્રદેશ ઉપર મુખ્ય સત્તા ભોગવી. પ્રતિષ્ઠાનપુરમાં તેમની રાજધાની હતી ને પૈઠણ પંડિતોનું ધામ હતું. પલ્લવો ને કદંબો કાંચી અને કોંકણમાં પ્રબળ હતા. અશોકના શિલાલેખોમાં જે રાષ્ટ્રિકોનું વર્ણન આવે છે તે પાછળથી મહારાષ્ટ્રિકો કે મરાઠાઓ તરીકે ઓળખાયા ને તેમના દેશનું નામ મહારાષ્ટ્ર પડયું. તેમના રાજાઓ આર્ય હતા પણ ધીમે ધીમે તેઓ દ્રાવિડ વતનીઓ સાથે ભળી ગયા તેથી તેમની રહેણીકરણીમાં પણ તેવા ફેરફારો થઈ ગયા. તેમને લઈને દખ્ખણની દ્રાવિડ સંસ્કૃતિ આર્ય થઈ, ઈ. મુસલમાનોના કાળમાં આ દ્રાવિડ આર્યોએ સંસ્કૃતિનું ઘણું સારૂં રક્ષણ કર્યું. ઘણા દખ્ખણીઓ બૌદ્ધ ને જૈન ધર્મ પાળતા.

**ચાલુક્યો**—ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં ચાલુક્યો દક્ષિણમાં સત્તા પર આવ્યા. તેમણે કાનડા, કોંકણ, કાંચી ને જબલપુરનો પ્રદેશ જીતી લીધો હતો.

**બીજો પુલકેશિન**—ચાલુક્ય રાજા બીજા પુલકેશીએ હર્ષ રાજાને હરાવ્યો હતો તે આપણે ઉપર જોઈ ગયા છીએ. તે આખા દખ્ખણનો ચક્રવર્તી રાજા હતો અને ૯૯,૦૦૦ ગામડાંઓનો ધણી હતો. તેણે માળવા, લાટ ને ગુર્જર દેશના રાજાઓને હરાવ્યા. ચીની મુસાફર હ્યુએનસાંગ તેના દરબારમાં આવ્યો હતો. તેણે ગોદાવરી ને કૃષ્ણા વચ્ચે ને ગુજરાતમાં નવસારી મુકામે ચાલુક્ય વંશો સ્થાપ્યા. ઈરાનના શાહ બીજા ખુશરૂએ તેના દરબારમાં એલચીઓ મોકલ્યા હતા. આ બનાવ અજંતાની પહેલી ગુફામાં ચિત્રરૂપે બતાવવામાં આવ્યો છે. ચાલુક્ય રાજાઓમાં કેટલાક જૈન ધર્મના પક્ષપાતીઓ થઈ ગયા. તેઓ શક સંવત્સર પ્રમાણે વર્ષો ગણતા ને બાદામીમાં તેમની રાજધાની હતી. અજંતા ને નાસીક મુકામે ચિત્રો તથા ગુફાઓ ને દેવાલયો કરી તેઓ પોતાની કીર્તિ અમર કરી ગયા છે.

**પલ્લવો**—કાંચીના પલ્લવ વંશના રાજાઓ પણ આ વખતે ઘણું બળ ધરાવતા હતા. તેઓ શિવના ખાસ ઉપાસક હતા ને ઇ. સ. ૭૫૦ માં એક ચાલુક્ય રાજાએ છેલ્લા પલ્લવ રાજાને હરાવી તેનો દેશ જિતી લીધો. દખ્ખણના સામ્રાજ્ય માટે ચાલુક્યો ને પલ્લવો હમેશાં લડતા. પલ્લવ રાજાઓએ કાંચી મુકામે મોટાં મંદિરો બંધાવ્યાં છે. તેઓ વિદ્વાનો હતા ને પંડિતોને આશ્રય આપતા.

**ઓરિસ્સાનો કેસરી વંશ**—ઓરિસ્સાના લોકો અશોક પછી બૌદ્ધધર્મી થયા. કેટલાક યવન રાજાઓ પણ ત્યાં રાજ્ય કરી ગયા છે. ઓરિસ્સાના કેસરી રાજાઓએ પુરી, કટક ને ભુવનેશ્વર મુકામે મોટાં મંદિરો બંધાવ્યાં ને મહાનદી ઉપર સુંદર પુલ તૈયાર કરાવ્યો. ઠેઠ બારમા સૈકા સુધી આ કેસરી રાજાઓએ ઓરિસ્સામાં સત્તા ભોગવી હતી.

**યવનો**—આંધ્રદેશમાં કૈલકિલ યવનોએ ઇ. સ. ૫૭૫થી ૯૦૦ સુધી રાજ્ય કર્યું. તેઓ બૌદ્ધ ને જૈન હતા.

---

# વિભાગ ૩જો

# રજપુતો ને મુસલમાનો

## ઈ. સ. ૬૪૭–૧૨૦૬

## પ્રકરણ ૧લું

### નવો યુગ

**હર્ષ પછીના કાળનાં મુખ્ય લક્ષણો**—હિંદના છેલ્લા આર્ય ચક્રવર્તી રાજા હર્ષના પછીના આપણા અસો વર્ષોના ઇતિહાસનાં મુખ્ય લક્ષણો નીચે પ્રમાણે મૂકી શકાય:—

(૧) આ વખતમાં કનોજ સામ્રાજ્યનું મુખ્ય નગર ગણાતું હતું.

(૨) બૌદ્ધ ધર્મનું બળ ઓછું થવા લાગ્યું. જૈન ધર્મનું બળ દખ્ખણમાં વધારે હતું પણ ઉત્તર હિંદમાં મગધ સિવાય બીજે સ્થળે શૈવો, વૈષ્ણવો ને વૈદિકો જોરપર આવતા હતા. પૂર્વમીમાંસકો યજ્ઞકાંડ વગેરેનો આશ્રય લઈ બૌદ્ધોને ને જૈનોને નબળા પાડવા લાગ્યા. પણ બૌદ્ધોનો ને જૈનોનો અહિંસાવાદ આર્યધર્મની નસેનસમાં હવે ફેલાઈ ગયો હતો તેથી વૈષ્ણવોએ ને શૈવોએ તેને પણ પોતાના પંથમાં દાખલ કર્યો ને તે ધર્મોના કેટલાક આચાર–વિચારોને બ્રાહ્મણોએ પોતાના જુના પંથમાં ભેળવ્યા. ઉપરાંત બુદ્ધ તથા મહાવીર, વગેરે તીર્થંકરોની પ્રતિમાઓનું પૂજન આખા હિંદમાં થતું હતું. તેથી મૂર્તિપૂજા તથા ભક્તિધર્મ પણ હવે આ નવા માર્ગમાં ભેળવી દેવામાં આવ્યાં. આવી રીતે ધીમે ધીમે હાલના હિંદુ ધર્મનો ઉદય તે કાળમાં થયો.

(૩) સિંધમાં અરબો પેઠા ત્યારથી હિંદુઓ મુસલમાનો સાથે સમાગમમાં આવ્યા. પરિણામે હિંદની પશ્ચિમ દિશા ઉપર નવાં વાદળો ઘેરાવા લાગ્યાં. હિંદુ સંસ્કૃતિનો અરબોએ લાભ લીધો ને ઘણા બ્રાહ્મણ પંડિતો બગદાદ,

વગેરે સ્થળે ગયા. તેથી અરબો હિંદુઓ પાસેથી ગણિત, ખગોળ, યોગ અને વૈદક શીખ્યા ને તે જ્ઞાન તેમણે યૂરોપમાં ફેલાવ્યું.

**" પુરાણોનો સમય "**—આ સમયને કેટલાએક "પુરાણોનો સમય" કહે છે; હવે પુરાણોનું સાહિત્ય તો ઘણું પ્રાચીન છે એ આપણે ઉપર જોઈ ગયા છીએ. મુખ્યત્વે રજપુતોના વખતમાં તે સાહિત્ય અત્યારના રૂપમાં મુકાયું. પ્રાચીન આર્યો પુરાણોને ઇતિહાસ સમજતા ને તેમાં રાજાઓની ને ઋષિઓની વંશાવળીઓ આપવામાં આવતી. બ્રાહ્મણોના સામાન્ય સંસ્કારો, શિવ કે વિષ્ણુની પૂજા સંબંધી માહીતી, આશ્રમોના ને જાતિના નિયમો, શ્રાદ્ધ, વ્રત, સાંખ્ય કે યોગશાસ્ત્રની માહીતી, એવું કાંઈક કાંઈક અત્યારનાં પુરાણોમાં જોવામાં આવે છે. કેટલાંક પુરાણોમાં નંદ, મૌર્ય, આંધ્ર ને ગુપ્ત રાજાઓની વંશાવળીઓ આપવામાં આવી છે. વેદોનો ને વેદાંગનો અભ્યાસ કરવાનો જેમને અધિકાર નથી તેઓ પુરાણોદ્વારા ધર્મ વાંચી ને સમજી શકે છે ને અત્યારે તો હિંદુ સમાજના મોટા ભાગમાં પુરાણોનું વાચન સ્ત્રીઓને ને અભણ ભાગને ખાસ લાભવાળું ગણાય છે. પુરાણોમાં અતિશયોક્તિવાળાં વર્ણનો ખૂબ કરવામાં આવ્યાં છે પણ તેમના વાચનની સમાજ ઉપર જે જબરી અસર થઈ છે તે જોતાં આ અતિશયોક્તિ ઉપર ધ્યાન આપવું જોઈએ નહિ. ખરી રીતે "પુરાણોનો સમય" એવો આપણા ઇતિહાસનો વિભાગ હોઈ શકે નહિ.

## પ્રકરણ ૨જું

## ઈસ્લામની સ્થાપનાઃ હઝરત મહમ્મદ પયગંબર

**હિંદના મુસલમાનો**—જ્યારે હર્ષવર્ધન મહારાજા ઉત્તર હિંદમાં રાજ્ય કરતો હતો ત્યારે અરબસ્તાનમાં ઇસ્લામી ધર્મની ઉત્પત્તિ થઈ અને થોડાં વર્ષમાં તે ધર્મના અનુયાયીઓએ મોટાં મોટાં રાજ્યોને જિતી લીધાં. ઇસ્લામની ઉત્પત્તિની ટૂંકી નોંધ નીચે આપી છે.

**હઝરત મહમ્મદ પયગંબર**—અરબસ્તાનનો મોટો ભાગ ઉજ્જડ ને વેરાન છે. સાતમા સૈકામાં તે દેશના વતનીઓનો મોટો ભાગ બહુ સંસ્કાર

વાળો નહોતો; માત્ર કિનારા ઉપરના યમન જેવા પ્રદેશો ફળદ્રૂપ હોવાથી ત્યાંના લોકો સંસ્કારવાળા હતા. એ વખતના અરબો મૂર્તિપૂજકો હતા. એ વેળા આખા જગતની પ્રજાઓ મૂર્તિપૂજક હતી એમ કહીએ તો ચાલે. હવે જે અરબો વેપાર કરતા તેઓ યાહુદીઓ ને ખ્રિસ્તીઓના સમાગમમાં આવ્યા હતા. નહિતર તેઓને બહારના જગત્‌નું કશું જ્ઞાન નહોતું. આવા અરબ દેશના મક્કા શહેરમાં ઇ. સ. ૫૭૦ના ઑગસ્ટની ૨૯ મી તારીખે ખાનદાન કોરેઇશિ કુટુંબમાં મહમ્મદ પયગંબરનો જન્મ થયો. પયગંબરના જન્મ અગાઉ તેમના પિતાનો સ્વર્ગવાસ થયો ને તેઓ ૭ વર્ષના થયા ત્યારે માતા પણ ગુજરી ગયાં. તેથી એ ત્રણ વર્ષો સુધી હઝરત મહમ્મદ દાદા પાસે રહ્યા. પણ તેના મરણ પછી કાકા અબુતાલીબ સાથે રહી તેમણે વેપારમાં ધ્યાન લગાડયું. નાનપણથી જ હઝરતને ઇશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી. તેઓ અભણ પણ પ્રામાણિક, સાચાબોલા ને નિડર હોવાથી લોકોમાં તેમની ખ્યાતિ વધવા લાગી. થોડાક વખત સુધી તો તેઓ ખદીજાબીબી નામની એક તવંગર બાઈ પાસે રહ્યા અને પછી તેની સાથે તેઓ પરણ્યા. તેમને હવે એવી પ્રેરણા થઈ કે તેમણે મૂર્તિપૂજા વિરુદ્ધ નવો પંથ લોકોમાં ફેલાવવો. મદિનાના ઘણા લોકોએ તેમનો નવો પંથ સ્વીકાર્યો. પરિણામે મક્કાના અરબોએ તેમને તેર વર્ષ સુધી ખૂબ સતાવ્યા. એ કારણથી મદિનાના મુસલમાનોએ પયગંબરને પોતાની પાસે આવવા કહેવરાવ્યું. હઝરત મદિના ગયા. પરિણામે મક્કાના અરબો ને મદિનાના અરબો વચ્ચે લડાઈઓ થઈ. પણ જ્યારે મક્કાવાળાઓ હારી થાકી ગયા ત્યારે મદિનાના મુસલમાનોએ તે શહેર લઈ લીધું. પયગંબર મક્કાથી મદિના ગયા તેને મુસલમાનો "હિજરત" કહે છે અને તેમનો સંવત્ "હિજરી" તે વખતથી શરૂ થાય છે. હઝરત મહમ્મદ પોતે ઇ. સ. ૬૩૨માં ગુજરી ગયા.

**ઇસ્લામ**—ઇશ્વર એક જ છે; દેવદેવીઓની પૂજા માત્ર વ્હેમ છે. હઝરત મહમ્મદ તે ઇશ્વરના છેલ્લા પયગંબર છે; મૂર્તિપૂજા ખોટી છે; સ્વર્ગ બંદગીથી ને દાનથી મળે છે; એ ઇસ્લામનાં મુખ્ય સૂત્રો છે. મુસલમાનોમાં જ્ઞાતિભેદ બિલકુલ નથી. સુલતાન ને દરવેશ બંને એક જ મસ્જીદમાં ખુદાની

બંદગી કરી શકે છે. "કુરાન" તે તેમનું પવિત્ર પુસ્તક છે. મુસલમાનોની માન્યતા પ્રમાણે તે ખુદાએ જ હઝરતને સંદેશરૂપે કહેલું. મુસલમાનો જે યુદ્ધ કરે તેને **જેહાદ** કહેવામાં આવે છે ને તે યુદ્ધમાં મરનાર–શહીદ–સ્વર્ગે જાય છે એમ માનવામાં આવે છે.

**મુસલમાનો**—આરબોએ પોતાના દેશમાં મૂર્તિનું ખંડન કર્યું અને પછી એસિરિઆ, પેલેસ્ટાઇન, ઇરાન, મિસર ને સ્પેઇનના દેશો તેમણે ટૂંક મુદતમાં જીતી લીધા. ત્યાંના ઘણા લોકો મુસલમાન થયા. ઇરાનના કેટલાક પારસીઓ નવો ધર્મ ન સ્વીકારતાં હિંદુસ્તાનમાં સંજાણ, ઉદવાડા ને નવસારી આવી વસ્યા. ત્યાં હિંદુ રાજાઓએ તેમને સત્કાર આપ્યો. મુસલમાનો યૂરોપ ને એશિઆની સંસ્કૃતિઓથી પરિચિત થયા. સ્પેઇનના મુસ્લીમ રાજ્યકર્તાઓએ કળા ને સાહિત્યને પુષ્કળ ઉત્તેજન આપ્યું. અરબોએ ગ્રીક પંડિતોનાં પુસ્તકોનો અરબીમાં અનુવાદ કર્યો ને તે જ અનુવાદ દ્વારા યૂરોપના પંડિતો પહેલાં પોતાની જુની સંસ્કૃતિ સમજતા થયા. યૂરોપમાં જ્યારે અજ્ઞાનનો અંધકાર છવાઈ રહ્યો હતો ત્યારે મુસલમાનો ઘણા આગળ વધેલા હતા. વળી મધ્ય-એશિયાના તુર્કો ને અફઘાનિસ્તાનના લોકો પણ મુસલમાન થઇ ગયા. આવી રીતે ટૂંકી મુદતમાં મુસલમાનો હિંદના દરવાજા આગળ ખડા થઈ રહ્યા. તેમના આપણા દેશ ઉપરના હુમલાઓ આપણે હવે પછી જોઈશું.

**સુન્નીઓ ને શિયાઓ**—પયગંબરના મરણ પછી થોડા મુદતે મુસલમાનોમાં બે મોટા વિભાગો પડ્યા. (૧) સુન્ની (૨) શિયા. આપણા દેશના મુસલમાનો મુખ્યત્વે સુન્નીઓ છે.

## પ્રકરણ ૩જું

## હર્ષ પછીનાં કેટલાંક રાજ્યો, ઈ. સ. ૬૪૭–૮૦૦.

ઇસ્લામની સ્થાપના થઇ તે આપણે ઉપર જોયું. હવે આપણે આપણો તે વખતનો ઇતિહાસ તપાસીએ.

હર્ષ પછી હિંદુસ્તાનમાં નાના મોટા રાજાઓ સ્વતંત્ર થઈ ગયા, એ વિષેનો કેટલોક અગત્યનો ઇતિહાસ નીચે આપ્યો છે.

**(૧) સિંધ**—હર્ષના મૃત્યુ પછી સિંધ દેશના બૌદ્ધ લોકો થોડોક વખત જ સ્વતંત્ર રહી શક્યા. સિંધમાં બૌદ્ધ રાજાનો નાશ કરનાર ચચ નામનો બ્રાહ્મણ પ્રધાન હતો. એક વાર લંકાથી એક અરબી વહાણની મીલકત દેવલબંદરના ચાંચીઆઓએ લુંટી લીધી તેની ફરીઆદ સિંધના બ્રાહ્મણ રાજાએ યોગ્ય રીતે સાંભળી નહિ, તેથી ખલીફાએ પોતાના જમાઈ મહમ્મદ કાસિમને સિંધ જિતવા મોકલ્યો. લડાઈ વખતે સિંધના રાજા દાહીરના માણસો બેવફા નીવડ્યા ને રાજા પોતે લડતાં માર્યો ગયો. જે લોકોએ ઇસ્લામ ધર્મ ન સ્વીકાર્યો તેમની પાસેથી ઝઝીયા વસુલ કરવાનો હુકમ થયો. તે દેશના બૌદ્ધ વિહારોનો ને બ્રાહ્મણ મઠોનો નાશ કરવામાં આવ્યો. ઘણા લોકો મુસલમાન થયા ને કેટલીયે કન્યાઓ મુસલમાનોની સ્ત્રીઓ થઈ. દેશના કારભારમાં હિંદુઓને રાખવામાં આવ્યા. ઈ. સ. ૭૧૨માં મહમ્મદ કાસિમે ઠેઠ મુલતાનની પેલી પાર પોતાની આણ ફેરવી. ત્રણસેં વર્ષો સુધી બગદાદના ખલીફાઓએ સિંધ ઉપર રાજ્ય કર્યું. પછી ઇ. સ. ૧૦૨૫માં મહમુદ ગઝનીએ સિંધ દેશ ખાલસા કર્યો. જો કે દક્ષિણ સિંધમાં કેટલાએક નાના રજપુત રાજાઓએ મુસલમાનો વિરુદ્ધ બંડ કરી થોડોક વખત સ્વતંત્ર રાજ્ય કર્યું હતું.

**(૨) કાબુલમાં આર્યોનો પરાજય**—અફઘાનીસ્તાનનો પ્રદેશ પહેલેથી આર્ય હતો તે આપણે ઘણી વાર ઉપર જોઈ ગયા છીએ. મુસલમાનોએ સાતમા સૈકાની અધવચમાં હિરાત સર કર્યું. કાબુલ ઉપર હુમલાઓ કરી ત્યાંના રાજાને કાઢી મૂકયો. ને પછી આખો દેશ સર કરી લીધો. કાબુલમાં હિંદુ રાજાઓ ઠેઠ મહમુદ ગઝનીના વખત સુધી ટકી શક્યા. તે સુલતાનના વખતમાં તમામ અફઘાન લોકો મુસલમાન થઈ ગયા. ને અત્યારે જુની કળાના કેટલાક અવશેષો સિવાય અફઘાનીસ્તાનમાં આર્યસંસ્કૃતિનું કાંઈ નામ નિશાન રહ્યું નથી.

**(૩) કાશ્મીર**—કાશ્મીરનો ઇતિહાસ જુનાં સાધનો ઉપરથી સંસ્કૃતમાં કલ્હણે ઇ. સ. ૧૧૪૮માં "રાજતરંગિણી"માં લખ્યો તે પ્રમાણરૂપ ગણી શકાય. કાશ્મીરના રાજાઓ શિવ, વિષ્ણુ ને સૂર્યના ઉપાસકો હતા. એ વખતના કાશ્મીરના બ્રાહ્મણોએ વિદ્વાનો તરીકે મોટું નામ કાઢ્યું. ઇ. સ. ૧૩૩૮માં મુસલમાનોએ કાશ્મીર દેશ સર કર્યો. નવાઇની વાત એ છે કે ત્યાંના બ્રાહ્મણ પંડિતોએ ઠેઠ અકબરના વખત સુધી સંસ્કૃતને મુખ્ય ભાષા તરીકે ટકાવી રાખી હતી.

**(૪) વલભીપુરના મૈત્રક રાજાઓ**—કાઠિઆવાડમાં વઢવાણથી ભાવનગર જતાં ધોળા જંકશનથી થોડે છેટે વળા નામે સંસ્થાનનું તે જ નામનું રાજધાનીનું મુખ્ય ગામ છે તે વલભીપુર. પ્રાચીન કાઠિઆવાડ અથવા સુરાષ્ટ્રમાં ઇ. સ. ના પહેલા સૈકામાં શક રાજાઓનું રાજ્ય હતું ત્યારે કનકસેન નામના અયોધ્યાના એક ક્ષત્રિયે નાનો તાલુકો સર કર્યો અને પાંચમા સૈકામાં તેના વંશજોએ ગુપ્ત વંશના રાજાઓની નોકરીમાં સેનાપતિ તરીકે કામ કરી વલભીપુર વસાવી ત્યાં સ્વતંત્ર સત્તા સ્થાપી. આ રાજાઓ મૈત્રકો કહેવાતા. તેમણે ગુપ્ત સંવત ચાલુ રાખ્યો પણ ગુપ્ત રાજ્યના નાશ પછી તેઓ સ્વતંત્ર થઇ ગયા ને પોતાને મહારાજાધિરાજ કહેવરાવવા લાગ્યા. વલભીપુરના એક રાજાના વખતમાં **ભટ્ટીકાવ્ય** વલભીપુરમાં પૂરું થયું. ઇ. સ. ૭૭૫ માં વલભીપુરના એક વેપારીની ખટપટથી સિંધના અરબ રાજ્યકર્તાઓએ તે શહેરને તોડી નાંખ્યું ને આ રાજ્યનો અંત આણ્યો વલભીપુરના રાજ્યમાં કાઠિઆવાડ ને ખેડા તથા માળવાનો થોડો ભાગ, એટલા પ્રદેશો આવતા. એ રાજ્ય ઘણું વ્યવસ્થિત હતું ને તેના રાજાઓ વિદ્વાન્ ને ચારિત્રવાળા હતા તેઓ જૈન, બૌદ્ધ ને શૈવ વગેરે તમામ ધર્મોને એક સરખા ગણતા.

**(૫) ભરૂચના ગુર્જરો**—ઇ. સ. છઠ્ઠા સૈકામાં જોધપુર પાસેના ગુર્જરો વડનગર ને મધ્ય ગુજરાતમાં ઉતરી લાટ અથવા દક્ષિણ ગુજરાતમાં

---

કાશ્મીરના ઈતિહાસ "રાજતરંગિણી"ના લેખક કલ્હણે આ પરાજયનું હૃદયભેદક વર્ણન આપ્યું છે.

આવી ભરૂચમાં વસ્યા. ત્યાં લગભગ બસો વર્ષો સુધી તેમણે રાજ્ય કર્યું. તેઓ મૂળ સૂર્યના ઉપાસક હતા અને આર્ય હતા. તેમના ઉપરથી આખા પ્રાંતનું નામ "ગુજરાત" પડ્યું. ગુજરાતની તમામ પ્રજાઓ ગુર્જર નથી છતાં અત્યારે તેઓ ગુજરાતીઓ કહેવાય છે. ગુર્જર લોકો જયપુર–જોધપુર પાસે રહેતા તેથી તે પ્રદેશ પણ આઠમા તથા નવમા સૈકામાં "ગુજરાત" કહેવાતો.

**(૬) ભીનમાળના ગુર્જરો**—ગુર્જરો આર્યો હતા પણ ઇ. સ. ના પાંચમા સૈકા સુધી તેઓ આગળ આવ્યા નહોતા. એ વખતે હૂણ લોકોથી ત્રાસી પંજાબથી તેઓ રજપુતસ્તાનમાં આવ્યા ને જોધપુર પાસે ભીનમાળમાં તેમણે રાજ્ય સ્થાપ્યું. આ રાજ્યના રાજાઓ વિદ્યાના ને કળાના મોટા ઉપાસકો હતા ને તેમણે સિંધના અરબો સામે સારો બચાવ કર્યો હતો. તુર્કોએ આ શહેર ૧૧મા સૈકામાં જીતી લીધું.

**બ્રહ્મસિદ્ધાંત**—ઇ. સ. ૬૨૮માં બ્રહ્મગુપ્તે પોતાનો "બ્રહ્મસિદ્ધાંત" નામનો ખગોળ ઉપરનો ગ્રંથ ભીનમાળના એક રાજાના વખતમાં પૂરો કર્યો એમ તેનો લેખ છે. અરબોએ તેનો અનુવાદ કર્યો હતો.

**(૭) માળવા**—પશ્ચિમ માળવા વલભીપુરના હાથમાં હતો પણ બાકીના ભાગમાં કેટલીકવાર દક્ષિણના રાષ્ટ્રકૂટો તો કોઇક વાર કનોજના રાજાઓ અમલ ચલાવતા.

**(૮) કનોજ**—કનોજમાં હર્ષના બનેવીના કુટુંબીઓ અધિકાર ઉપર હતા.

**ભવભૂતિ ને વાક્પતિરાજ**—કનોજના એક રાજાના દરબારમાં સાતમા સૈકાની આખરમાં ભવભૂતિ ને વાક્પતિરાજ, એ બે મોટા વિદ્વાનો થઈ ગયા. ભવભૂતિએ "મહાવીરચરિત"માં વીર રસ ને "ઉત્તમરામચરિત"માં કરુણ રસ સુંદર રીતે જમાવ્યા છે. વાક્પતિરાજે "ગૌડવધ" નામનું પ્રાકૃત કાવ્ય લખ્યું છે.

ઇ. સ. ૮૧૬માં ભીનમાળના ગુર્જર રાજા નાગભટ્ટે કનોજ જીતી ત્યાં રાજધાની કરી.

# પ્રકરણ ૪થું

## રજપુતો ને આર્યસંસ્કૃતિનો પરાજય, ઇ.સ. ૮૦૦–૧૨૦૬.

**આ સમયનાં લક્ષણો**—ઉપર આપણે ઇ. સ. ૮૦૦ સુધીનો આપણા દેશનો ઇતિહાસ જોયો પણ ઇ. સ. ૮૦૦ પછી જુના ક્ષત્રિય વંશો અદ્રશ્ય થયા અને નવી રજપુત વંશાવળીઓ આપણા ઇતિહાસમાં દાખલ થઇ. આ લોકો પોતાને રજપુતો કહેવરાવવા લાગ્યા. અત્યારના ઘણા રાજ્યકર્તાઓ આ રજપુત કુળોના વંશજો છે. એ વખતનાં મુખ્ય લક્ષણો નીચે આપ્યાં છે.

(૧) બૌદ્ધધર્મનો લગભગ અસ્ત થઇ ગયો ને પૂર્વ મીમાંસક કુમારિલ-ભટ્ટના અનુયાયીઓએ યજ્ઞકાંડાદિક વૈદિક ક્રિયાઓને હિંદુ સમાજમાં દાખલ કરવાના પ્રયાસો કર્યા; પણ બૌદ્ધધર્મનાં સૂત્રો ઉપર લોકોની પ્રીતિ હોવાથી તેઓ ફાવ્યા નહિ. છતાં તેથી બૌદ્ધો નરમ તો પડી ગયા. શિવ, વિષ્ણુ, સૂર્ય, દેવી અને ગણેશની ઉપાસના વધી ને તાપસો, સંન્યાસીઓ ને વૈરાગી-ઓની સંખ્યા વધી પડી.

(૨) આ વખતે નવી જ્ઞાતિઓની ઉત્પત્તિ થઇ; જ્ઞાતિઓની પેટાજ્ઞાતિઓ પણ થઇ, જીલ્લાવાર ને પ્રાંતવાર જ્ઞાતિઓ બંધાવા લાગી. પરસ્પર ભોજન કરવા સામે પ્રતિબંધ દૃઢ થવા લાગ્યો. વર્ણાંતરલગ્નની પ્રથા ઓછી થઇ ગઇ, વૈશ્યો વેદ ભણતા બંધ થયા ને ઘણા બ્રાહ્મણો ને ક્ષત્રિયો ખેતી કરવા લાગ્યા. બાળલગ્નો પણ દાખલ થયાં.

(૩) આ કાળમાં ગુજરાતી, મરાઠી, હિંદી, બંગાળી ને પંજાબી ભાષાઓ થઇ ને જુની માગધી, પ્રાકૃત, વગેરે ભાષાઓ નાશ પામી.

(૪) સિંધના આરબોની વગ ઘટી ગઇ પણ દેશ ઉપર તુર્કોના હુમ-લાઓ વધવા લાગ્યા અને મુસલમાનોની લુંટોથી તથા તેમના જુલમથી લોકો ઘણા દુ:ખી થયા.

**રજપુતો આર્ય ક્ષત્રિયો હતા**—ઘણા હજુ એમ માને છે કે રજપુતો હિંદુ ધર્મમાં દાખલ થએલા હૂણો કે શકો કે અસલના જંગલી દ્રાવિડો હતા. કેટલાએકો વળી એમ કહે છે કે રજપુતોનાં શરીરોના બાંધા ઉપરથી અને તેમનાં કુલ, નામ ને ગોત્ર ઉપરથી તેઓ આર્ય ક્ષત્રિયો હતા એમ જણાય છે. પરદેશીઓના હુમલાથી થાકી એ લોકો પોતાના મૂળ વતન આર્યાવર્તમાંથી રજપુતસ્તાનની જમીન ઉપર ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં ઉતરી પડ્યા અને સિંધના અરબોએ જ્યારે તેમને સતાવવા માંડયું ત્યારે તેઓ આર્યધર્મ ને પોતાની માતૃભૂમિનો બચાવ કરવા તૈયાર થઈ ગયા. નીચે મુખ્ય રજપુત વંશો આપ્યા છે.

**(૧) મેવાડનો ગુહિલોટ (ગુહિલપુત્ર) અથવા સિસોદિયાં વંશ**—મેવાડના રાણાઓ છત્રીસ રજપુત કુટુંબમાં પ્રથમ પદ ભોગવે છે અને રામચંદ્રના વંશજો હોવાનો દાવો કરે છે. તેમનામાં બપ્પા રાવળ, હમ્મીર, રાણો કુંભો, સંગ્રામસિંહ અને પ્રતાપ જેવા વીર ને પરાક્રમી રાણાઓએ મુસલમાનો સાથે આઠસો વર્ષો સુધી યુદ્ધ કર્યું અને મેવાડને ને રજપુતસ્તાનને તેમને હાથ જતાં બચાવ્યાં. આ રાણાઓએ કદિ પોતાની સત્તા વધારવાનો પ્રયત્ન કર્યો નથી. તેઓ શિવને પૂજતા. તેઓ હિંદુ ધર્મના ખરા રક્ષકો તરીકે હોવાનું અભિમાન ધરાવે છે.

**બપ્પા રાવળ**—વલભીપુરનો નાશ થયા પછી ત્યાંનો ગુહાદિત્ય નામે એક રાજા ઇડર જઈ વસ્યો પણ ઇડર ઉપર અરબો ધસી આવતા તેથી તેના વંશજો અરવલ્લીના ડુંગરાઓમાં ભરાઈ ગયા. તેમનો એક વંશજ અને મેવાડની ગાદીનો સ્થાપનાર બપ્પા રાવળ પહેલાં ઉદેપુર પાસેના ભીલ લોકોનો સરદાર હતો ને ચિતોડના રાજાને ખંડણી ભરતો. તેણે ઘણાં વર્ષ સુધી રાજ્ય કર્યું. બહુ વૃદ્ધ થતાં તેણે પુત્રને રાજ્ય સોંપી એકલિંગ મહાદેવની સેવામાં પોતાનું બાકીનું જીવન ગાળ્યું (ઇ. સ. ૭૩૦–૭૭૦). **ક્ષાત્ર ધર્મના સાક્ષાત્ અવતારરૂપ એના વંશનાં અદ્દભુત પરાક્રમો આગળ દુનિયાના બીજા વંશોનો ઇતિહાસ તદ્દન ઝાંખો પડી જાય છે.**

**(૨) સંભરના ચાહમાણો અથવા ચૌહાણો**—બુંદી, કોટા ને સિરોહીના શૂરા ચૌહાણ રાજાઓના વંશજો પ્રથમ ચાહમાણો કહેવાતા. પૃથ્વીરાજ ચૌહાણ એ વંશમાં થઈ ગયો.

**(૩) કનોજના પ્રતિહાર રાજાઓ**—આપણે ઉપર જોઈ ગયા કે જોધપુર પાસે ભીનમાળમાં પ્રથમ ચાપ વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. ઈ. સ. ૮૧૫માં તેમના એક વંશજે કનોજના રાજાને હરાવી ત્યાં રાજધાની કરી; ને તેના વંશજોએ કનોજમાં ઈ. સ. ૧૦૨૦ સુધી સત્તા ભોગવી. તેઓ ગુર્જર પ્રતિહારો કહેવાતા ને અરબો ને દખ્ખણીઓ તેમના રાજ્યને **ગુજરાત** કહેતા. અરબ મુસાફરો કનોજના રાજ્યતંત્રની ઘણી તારીફ કરી ગયા છે. આ રાજાઓએ અરબી લોકોને મુલતાનથી આગળ વધવા દીધા નહિ.

**કવિ રાજશેખર—(૮૯૦–૯૦૮).** એક પ્રતિહાર રાજાના ગુરુ કવિ રાજશેખરે, "બાલભારત" ને "કર્પૂરમંજરી" નાટકો ને "કાવ્યમીમાંસા" લખ્યાં છે. "કાવ્યમીમાંસા"માં તેણે આપણા દેશની ભૂગોળ આપી છે.

**ગઢવાલ રજપુતો ને કનોજ**—અગિઆરમા સૈકાની આખરે એક ગઢવાલ રજપુતે ગુર્જર પ્રતિહારો પાસેથી કનોજ જીતી ફરીથી મુસલમાનોને મધ્યદેશમાંથી કાઢી મૂક્યા ને હિંદુ તીર્થોને ને પ્રજાને (તુરુષ્કદંડ) ખંડણીથી મુક્ત કર્યાં. છેલ્લા રાજા જયચંદ્ર (૧૧૭૦–૧૧૯૩) ના વખતમાં કનોજ મુસલમાનોના હાથમાં ગયું.

**"નૈષધચરિત"**—પ્રસિદ્ધ સંસ્કૃત મહાકાવ્ય "નૈષધચરિત"નો કર્તા હર્ષ કવિ જયચંદ્રના દરબારમાં થઈ ગયો.

**(૪) થાણા (સ્થાનક)ના સીલાહાર રાજાઓ**—દસમા સૈકાથી તેરમા સૈકાની અધવચ સુધી સીલાહાર રાજાઓ થાણામાં રાજ્ય કરતા. પહેલાં તેમની રાજધાની મુંબઈ પાસે પુરીમાં હતી. એલિફન્ટા ગુફાવાળી જગ્યા તે જ આ પુરી છે.

**(૫) પાટણના ચાવડાઓ**—ભીનમાળના કેટલાક ચાવડા રાજાઓએ કાઠિઆવાડમાં ઝીંઝુવાડા પાસે પંચાસર મુકામે રાજ્ય કર્યું હતું. ચાવડા રાજા જયશિખરને ભુવડ સોલંકીએ યુદ્ધમાં માર્યો પણ જયશિખરની વિધવા સ્ત્રી રૂપસુંદરીએ વનરાજને જંગલમાં જન્મ આપ્યો. તેણે જૈન યતિ શીલગુણસૂરિની ને બીજાની મદદથી ઉત્તર ગુજરાતમાં ઇ. સ. ૭૪૬માં પાટણમાં રાજધાની કરી. તેના વંશજોએ ઇ. સ. ૯૬૧ સુધી રાજ્ય કર્યું. કનોજના રાજાઓ તેમની પાસેથી ખંડણી વસુલ કરતા. ચાવડાઓ શિવધર્મી હતા પણ તેમના દરબારમાં જૈનોનું જોર ઘણું હતું.

**(૬) ગુજરાતના સોલંકીઓ**—ઇ. સ. ૯૬૧માં મૂળરાજના વખતમાં ચાલુક્યો કે સોલંકીઓએ ગુજરાતમાં ગાદી સ્થાપી. ત્યારથી આપણો પ્રાંત "ગુજરાત" નામે ઓળખાવા લાગ્યો. કુમારપાળ સિવાય આ રાજાઓ શિવના ઉપાસક હતા પણ જૈન પંડિતોનું તેમના દરબારમાં ઘણું જોર હતું. તેમણે કાઠિઆવાડ, કચ્છ, માળવા, લાટ (સુરત) વગેરે દેશના રાજાઓ સાથે લડાઈઓ કરી ગુજરાતની કીર્તિ વધારી. રાજા કરણ ને રાણી મીનળદેવીનો પુત્ર (૧૦૯૩–૧૧૪૩) સિદ્ધરાજ જયસિંહ ગુજરાતનો મુખ્ય રાજવી થઇ ગયો. તેણે સિદ્ધપુરમાં રૂદ્રમાળનું શિવમંદિર બંધાવ્યું. પાટણમાં સહસ્ત્રલિંગ તળાવ ખોદાવ્યું, માળવા, કચ્છ ને કાઠિઆવાડ જીતી લીધાં, કરો માફ કર્યા ને ન્યાયથી રાજ્ય કર્યું. તે "ચક્રવર્તી શકકર્તા" કહેવાઈ ગયો. તેનો ભત્રીજો કુમારપાલ જૈન આચાર્ય હેમચંદ્રના ઉપદેશથી જૈન ધર્મમાં ભળ્યો, ઇ. સ. ૧૧૪૩–૭૩. ઇ. સ. ૧૨૮૬માં ગુજરાતમાં વાઘેલા વંશ રાજ્ય કરતો થયો. આ કાળમાં વિમળશાએ, વસ્તુપાળે ને તેજપાળે આબુ ઉપર દેલવાડાનાં ભવ્ય જૈન મંદિરો બંધાવ્યાં. ઇ. સ. ૧૨૯૭માં ગુજરાત દેશ મુસલમાનોના હાથમાં ગયો.

**શ્રી હેમચંદ્રાચાર્ય**—સિદ્ધરાજ ને કુમારપાળના વખતમાં આ પ્રસિદ્ધ જૈન આચાર્ય થઈ ગયા. તેમણે જૈન પુસ્તકોનો ઉદ્ધાર કર્યો ને "સિદ્ધહેમ" વ્યાકરણ ને બીજા અનેક ગ્રંથો લખ્યા. જૈનો તેમને "કલિકાલસર્વજ્ઞ" કહે છે.

**(૭) ધારાનગરીના પરમારો**—દસમા સૈકાના આરંભમાં કનોજના ગુર્જર પ્રતિહારો જ્યારે નબળા થતા ગયા ત્યારે તેમનો એક સામંત માળવામાં સ્વતંત્ર થયો ને તેણે પરમાર વંશ સ્થાપ્યો. પરમારોની રાજધાની પ્રથમ ઉજ્જૈનમાં હતી પણ ગુજરાતના સોલંકીઓ સાથે તેમને વારંવાર લડવું પડતું એટલે ધારાનગરીમાં તેમણે રાજધાની ફેરવી.

**રાજા મુંજ (૯૭૩-૯૯૭) ને ભોજ (૧૦૧૦-૧૦૬૦)**—પરમાર-વંશી રાજા મુંજ ને ભોજ, પરાક્રમી, ઉદાર ને સાહિત્યવિલાસી થઈ ગયા. ભોજ મુંજરાજાનો ભત્રીજો થાય. આ કાકાભત્રીજાઓએ મરાઠાઓ ને ગુજરાતીઓ સાથે પ્રચંડ યુદ્ધો કર્યાં. તળાવો ખોદાવ્યાં ને વિદ્વાનોને આશ્રય આપ્યો. રાજા ભોજે સારા સંસ્કૃત ગ્રંથો લખ્યા છે.

**(૮) બુંદેલખંડના ચંદેલ રજપુતો**—તેઓએ મુસલમાનો સામે લશ્કરો મોકલ્યાં હતાં ને ઠેઠ અકબરના વખત સુધી તેમના વંશજો ટકી રહ્યા હતા.

**(૯) કલચુરી રજપુતો**—જબલપુર પાસે આ જાતના રજપુતો કનોજના સામ્રાજ્યની નબળી સ્થિતિના વખતમાં આગળ આવ્યા, તેઓએ પોતાની સત્તા ઠેઠ મગધ, આંધ્ર દેશ ને કાશી સુધી ફેલાવી હતી. તેઓ અલ્તમશના વખતમાં મુસલમાનોને વશ થયા.

**(૧૦) બંગાળના પાલ ને સેન રાજાઓ**—આઠમા સૈકાના પાછલા ભાગમાં કનોજની નબળી સ્થિતિમાં પ્રથમ પાટલીપુત્રમાં ને પછી મુંગીરમાં એક સરદારે પાલ વંશ સ્થાપ્યો. આ વંશના રાજાઓએ મગધ, આસામ ને ઓરિસ્સા ઉપર સત્તા ફેલાવી. પાલ રાજાઓ બૌદ્ધ હતા. તેમણે તિબેટમાં બૌદ્ધ સાધુઓ મોકલ્યા. તેમના વંશજોએ બંગાળામાં ૧૧મા સૈકા સુધી રાજ્ય કર્યું. તેમના પછી સેન વંશ થયો. તેની રાજધાની ગૌડમાં હતી. ઈ. સ. ૧૨૦૩માં તેઓ મુસલમાનો સામે હારી ગયા.

**"ગીતગોવિંદ"—ગીતગોવિંદ**નો કર્તા જયદેવ કવિ લક્ષ્મણસેન રાજાના વખતમાં થઈ ગયો.

**(૧૧) માલખેડના રાષ્ટ્રકૂટો, સને ૭૫૦–૯૭૪**—દક્ષિણ હિંદના રાજાઓની રાજધાની માલખેડમાં હતી ને તેમાંના કેટલાકો જૈન ધર્મ પાળતા.

**ઇલોરાનું કૈલાસ મંદિર**—આ રાજવંશે ઇલોરાના ડુંગરમાં ભવ્ય કૈલાસમંદિર કોતરાવ્યું. રાષ્ટ્રકૂટ રાજાઓ કનોજના ગુર્જર પ્રતિહારોના હરીફો હતા ને બંને વચ્ચે વારંવાર યુદ્ધો થતાં.

આ રાષ્ટ્રકૂટોએ મહારાષ્ટ્ર ઉપર, નવસારી પ્રાંતમાં, તાંજોર ઉપર, માળવામાં ને ઠેઠ કનોજ સુધી પોતાની સત્તા ફેલાવી હતી. અરબ મુસાફરો તેમની રાજ્યવ્યવસ્થાનાં સારાં વખાણ કરી ગયા છે, કોંકણના ને ગુજરાતના અરબ વેપારીઓને આ રાજાઓ ઉત્તેજન આપતા ને તેમને મસ્જીદો બાંધવા દઈ પોતાનો ધર્મ પાળવા દેતા. તેમની ઘોડેસવારોની પલટણો ઘણી મશહૂર હતી.

**(૧૨) કલ્યાણના ચાલુકયો**—તૈલપ નામના ચાલુકયે રાષ્ટ્રકૂટોની સત્તા તોડી. ઈ. સ. ૯૭૪–૯૯૭. એ રાજાએ કલ્યાણમાં (બિદર પાસે) રાજધાની કરી, ને તેના અમાત્ય વિજ્ઞાનેશ્વરે "યાજ્ઞવલ્કયસ્મૃતિ" ઉપર "મિતાક્ષર"ની ટીકા લખી. આ ગ્રંથ બંગાળા સિવાય આખા દેશમાં હિંદુ ધર્મશાસ્ત્ર ઉપર પ્રમાણભુત મનાય છે. ચાલુકયોની સત્તા સને ૧૧૯૨ સુધી રહી. પછી યાદવો સત્તા ઉપર આવ્યા.

આ સિવાય બીજાં ઘણાં નાનાં મોટાં રાજ્યો હતાં.

**પૃથ્વીરાજ ચૌહાણ**—ચોહાણ વંશમાં હિંદનો છેલ્લો રજપુત ચક્રવર્તી રાજા પૃથ્વીરાજ ચોહાણ થઈ ગયો. તેનું પ્રથમ લગ્ન આબુના પરમાર રાજાની પુત્રી સાથે થએલું. એ વખતે ગુજરાતનો રાજા ભીમ નિરાશ થવાથી બંને વચ્ચે વેર ઉત્પન્ન થયું. તે ઉપરાંત કનોજના રાજા જયચંદ્રની રૂપવતી પુત્રી સંયોગિતાને હરી તેની સાથે પૃથ્વીરાજે લગ્ન કર્યું હતું. પૃથ્વીરાજે ઉત્તર હિંદનાં તે વખતનાં લગભગ તમામ રજપુત રાજ્યો સાથે લડી ચક્રવર્તીનું પદ ધારણ કર્યું. પણ તેના અંગત અમલ નીચે અજમેર ને દિલ્હી માત્ર હતાં.

**ચંદ બારોટ**—પૃથ્વીરાજ ને ઘોરીનાં યુદ્ધોનું હિંદી કવિતામાં વર્ણન કરનાર ચંદ બારોટ પૃથ્વીરાજના વખતમાં થઈ ગયો. તેના "રાસા"માં ઘણી કાલ્પનિક વાતો છે પણ તેમાં વીરરસ પૂરેપૂરો જમાવવામાં આવ્યો છે.

**રજપુતોના ગુણદોષ**—રજપુતો શૂરા, સાહિત્યપ્રેમી, પ્રજાપ્રિય, અને નિડર હતા; પણ લડાઈ કરવાની યુક્તિ તેઓ બહુ જાણતા નહિ. તેઓ અંદર અંદર બહુ લડી મરતા ને તેથી તેમની સત્તા નબળી કરી નાંખતા. તેમનામાં દૂરદર્શિતા નહોતી. રાજ્યનો વહિવટ કરવામાં પણ તેઓ નબળા હતા. તેથી પોતાનાં નાનાં સંસ્થાનોમાં માણસો અને પૈસાનું બળ જમાવી બીજાં રાજ્યો સાથે મિત્રતા કરી શત્રુઓને હંફાવવાની યોજના કરી શક્યા નહિ. છતાં લાખો યુવકો ને રૂપવતી કન્યાઓનું બલિદાન આપી તેઓએ ઉત્તર હિંદમાં પાંચસો વર્ષ સુધી આર્યસંસ્કૃતિનો બચાવ કર્યો ને મુસલમાનોને આખા દેશમાં સાર્વભૌમ થતા અટકાવ્યા.

**લિંગાયતો**—કલ્યાણના એક રાજાના પ્રધાન બસવે લિંગાયત પંથ બારમા સૈકામાં કાઢયો. લિંગાયતો શિવના ઉપાસક છે ને વર્ણાશ્રમધર્મ તથા સંન્યાસ વિરુદ્ધ છે.

**ખગોળશાસ્ત્રી ભાસ્કરાચાર્ય**—ખગોળશાસ્ત્રી ભાસ્કરાચાર્ય દેવગિરિના યાદવ રાજાઓના વખતમાં થઈ ગયો. પૃથ્વી સૂર્ય આસપાસ ફરે છે એમ તેણે સિદ્ધ કર્યું છે.

**આ વખતના લોકોની સ્થિતિ**—ઉપર આપણે જુદાં જુદાં રાજ્યો જોયાં. હવે આપણે તે વખતની સ્થિતિ તપાસીએ. અરબ લેખકો પાસેથી આપણને એ વખતની પરિસ્થિતિનું સારું જ્ઞાન મળી શકે છે. બ્રાહ્મણો ને ક્ષત્રિય રાજાઓ વિદ્વાન્ હતા. લોકો દારૂ પીતા નહોતા. મગધ સિવાય બધા પ્રદેશો બ્રાહ્મણધર્મી હતા. દક્ષિણમાં, ગુજરાતમાં તથા માળવામાં ને રજપુતસ્તાનમાં જૈનોનું જોર વધતું જતું હતું. ખાસ કરીને શિવની પૂજા લોકપ્રિય થતી હતી. પ્રજાઓને સ્વતંત્રતા પ્રિય હતી. મોટા મોટા રાજાઓ

પણ માત્ર ખંડણી લઈ જિતાએલા રાજાઓને રાજ્ય કરવા દેતા. ગાદી વંશપરંપરા ચાલતી. કેટલાક રાજાઓ પરદેશીઓને પણ પોતાનાં લશ્કરોમાં રાખતા. તેઓ ધર્મશાસ્ત્ર પ્રમાણે રાજ્ય ચલાવતા. મોટે ભાગે તે વખતના રાજાઓ સદાચરણી, વિદ્વાન શૂરા અને લોકપ્રિય હતા. લુટારાઓનો ઝાઝો ત્રાસ નહોતો. મુલ્કી ને લશ્કરી ખાતાંઓ માટે જોઇતા બધા અમલદારો તે વખતે જોવામાં આવે છે. શહેરોનાં બજારોનો વહિવટ મહાજનોનાં મંડળો કરતાં. લશ્કરમાં રથનો ઉપયોગ બીલકુલ કરવામાં આવતો નહોતો. રાજાઓ પોતે લશ્કરમાં હાજર રહેતા ને મોખરે રહી યુદ્ધ કરતા. દેશની આર્થિક સ્થિતિ સારી હતી. રાજાઓ, અમલદારો ને વેપારીઓ મંદિરોમાં અખુટ ધન દાનમાં આપતા. ઉદ્યોગ આગળના જેવો હતો. ધર્મના ઝગડાઓ હજુ ઉભા થયા નહોતા. વર્ણભેદ, જ્ઞાતિભેદ ને ધર્મભેદ, એ હિંદુ સમાજના મોટા રોગો છે; પણ તે રોગોએ આ જમાનામાં આપણા સમાજમાં પ્રવેશ કર્યો નહોતો. સ્પર્શાસ્પર્શ તો ઝાઝો જોવામાં આવતો નહિ. અરબ મુસાફરો હિંદુઓના પ્રામાણિક, સાહસિક ને ધાર્મિક જીવનની પ્રશંસા કરી ગયા છે. આ સૈકાઓમાં આપણા દેશમાં સિંધ સિવાય બીજે પરદેશીઓનું રાજ્ય ક્યાંય નહોતું, તેથી કેટલાક ઇતિહાસકારો એ વખતને આપણા ઇતિહાસનો સોનેરી યુગ કહે છે. તે વખતની કળા પણ ઉચ્ચ કોટિએ પહોંચી હતી.

**કુમારિલભટ્ટ**—જૈમિનિના પૂર્વમીમાંસાદર્શનના મુખ્ય પ્રચારક કુમારિલ ભટ્ટ ઇ. સ. ૬૫૦–૭૦૦માં થઇ ગયા. તેઓ આર્યાવર્તના વતની હતા અને આખા દેશમાં તેમણે પ્રવાસ કર્યો હોય એમ તેમનાં લખાણો ઉપરથી જણાઈ આવે છે. પ્રથમ તેમણે બૌદ્ધ પંથનો અભ્યાસ કર્યો ને પછી વૈદિક ક્રિયાની ફરી સ્થાપના કરી બૌદ્ધો ઉપર વિજય મેળવ્યો.

**શ્રીમત્ શંકરાચાર્ય**—કુમારિલભટ્ટ પછી એકસો વર્ષે શ્રીમત્ શંકરાચાર્ય થઈ ગયા. તેમણે જગત મિથ્યા ને માયારૂપ છે અને બ્રહ્મ સત્ય છે, તથા આત્મા એ જ બ્રહ્મ છે, એમ અદ્વૈતવાદનો ઉપદેશ આપ્યો. તેઓ વેદાંતના પિતા કહેવાય છે. બૌદ્ધોને ને જૈનોને તેમણે પંડિતોની સભાઓમાં

હરાવ્યા ને હિંદુ ધર્મની ફરી સંસ્થાપના કરી. તેઓ મલબારમાં કાલદીના નાંબુદ્રી બ્રાહ્મણ હતા. તેમનો જન્મ ઇ. સ. ૭૮૮માં થયો હોય એમ માનવામાં આવે છે. નાનપણમાં તેમના પિતા મરી ગયા હતા તેથી માતા પાસે રહી પોતે વિદ્યાભ્યાસ કર્યો ને પછી માતાની આજ્ઞા લઈ સંન્યાસ લીધો. વિન્ધ્યના જંગલમાં ગોવિંદ ગુરુ પાસે દીક્ષા લીધા પછી તેમણે કાશી જઈ વેદાંતનો ઉપદેશ કર્યો, વેદાંતસૂત્રો ઉપર ભાષ્ય લખ્યું તથા બીજા સંસ્કૃત ગ્રંથો રચ્યા. ત્યારપછી તેમણે દેશના જુદા જુદા ભાગોમાં બીજા ધર્મના ગુરુઓને જીત્યા. પૂર્વમીમાંસાદર્શનવાળા મંડનમિશ્ર પોતે તેમના શિષ્ય બન્યા ને બંનેના વિવાદમાં મંડનમિશ્રની સ્ત્રીએ શંકરાચાર્યનો વિજય જાહેર કર્યો. શૃંગેરી, જગન્નાથપુરી, દ્વારકા ને બદરીકાશ્રમ, એ સ્થળોએ તેમણે મઠો સ્થાપ્યા. બત્રીસ વર્ષની ઉમરે તેઓ ગુજરી ગયા. **भज गोविंदं** જેવાં સુંદર સ્તોત્રો તેઓ રચી ગયા છે.

**બૌદ્ધ ધર્મના વિનાશનાં મુખ્ય કારણો**—જે ધર્મ એકવાર આપણા દેશમાં એક હજાર વર્ષ સુધી મુખ્ય ધર્મ તરીકે હતો તે જ બૌદ્ધ ધર્મ અત્યારે કોઈ પણ પાળતું નથી, એ નવાઈની વાત છે ને તેનાં કારણો આપણે તપાસવાં જોઈએ. (૧) બૌદ્ધો તરફ જૈનો અને બ્રાહ્મણો ઘણો વિરોધ દર્શાવતા. કેટલાક રાજાઓએ બૌદ્ધોને સતાવ્યા હતા. (૨) દેશના રાજાઓએ બૌદ્ધ ધર્મ મૂકી દીધો એટલે પ્રજા પણ તેવી થઈ ગઈ. (૩) બૌદ્ધ સંપ્રદાય પાછળના સમયમાં ઘણો બગડી ગયો. (૪) તે પંથમાં ઉપનિષદોની માન્યતાઓ પેસી ગઈ એટલે બૌદ્ધ સંપ્રદાયમાં ને બીજા હિંદુ સંપ્રદાયોમાં ઝાઝો તફાવત રહ્યો નહિ. (૫) બ્રાહ્મણોએ બૌદ્ધ માર્ગના કેટલાક મુખ્ય ઉપદેશોને તેમાં મુખ્યત્વે અહિંસાને પોતાના સાહિત્યમાં ભેળવી દીધાં એટલે બૌદ્ધ ધર્મ તરફનું આકર્ષણ જતું રહ્યું. (૬) હિંદુ સમાજનો જે થોડોએક ભાગ બૌદ્ધ રહ્યો તેમને જ્ઞાતિબંધનથી સમાજ બહાર રાખવામાં આવ્યો. આ લોકોએ ધીમે ધીમે વૈષ્ણવ કે શૈવ કે વામમાર્ગી પંથ સ્વીકાર્યો. (૭) વિદ્વત્તા બીજા લોકોમાં વિશેષ દેખાવા માંડી એટલે જનસમાજની આગેવાની પણ તેમના હાથમાં જ ગઈ. તેથી બૌદ્ધ પંથ દેશમાંથી અદ્રશ્ય થઈ ગયો. (૮) મગધ દેશમાં બારમા

સૈકા સુધી બૌદ્ધોનું જોર હતું. બખત્યાર ખિલજીએ તે દેશ સર કર્યો ત્યારે મુસલમાનોએ બૌદ્ધ વિહારોનો ને પુસ્તકાલયોનો નાશ કર્યો. (૯) જૈન, વૈષ્ણવ ને શૈવ આગેવાનો સાથે વિવાદોમાં બૌદ્ધો ટકી શક્યા નહિ તેથી પણ તેમનો નાશ થયો.

## પ્રકરણ ૫મું

## તામિલ દેશ અને બૌદ્ધ ધર્મના વિનાશનાં કારણો

**તામિલ દેશ**—મહારાષ્ટ્ર, ઉત્તર સરકાર, મ્હૈસુર ને નિઝામ સરકારના પ્રદેશો સિવાયનો દખ્ખણનો ભાગ પુરાતન કાળમાં તામિલ દેશ કહેવાતો. તે દેશના લોકો દ્રાવિડ હતા ને ઘણી ઉચ્ચ સંસ્કૃતિએ પહોંચ્યા હતા. પહેલાં ત્યાં વૈદિક ધર્મ ફેલાયો. ચંદ્રગુપ્તના વખતમાં એક જૈન આચાર્યે ત્યાં જઈ ઘણા લોકોને જૈન કર્યા. અશોકના વખતમાં બૌદ્ધ ધર્મ પણ ત્યાં ફેલાયો. તામિલ પ્રજાઓ હીરા, અત્તર, મરી ને મોતીનો વેપાર કરતી. બંગાળા, પૅસિફિકના ટાપુઓ ને રોમના સામ્રાજ્ય સાથે મોટો વેપાર ખેડાતો. કાયલ જબરૂં બંદર હતું. મદુરા જેવાં સ્થળોએ તામિલ સાહિત્ય પણ સારી રીતે ખેડાતું.

**તામિલ દેશનાં ત્રણ રાજ્યો**—આ પ્રદેશમાં પાંડ્ય રાજાઓ મદુરા ને તિનવેલિના જિલ્લાઓમાં, ચોલ રાજાઓ મદ્રાસ ને મ્હૈસુરના થોડાએક ભાગમાં કાંચી મુકામે, ને કેરલ રાજાઓ મ્હૈસુર પાસેના પ્રદેશમાં રાજ્ય કરતા. ઈ. સ. ના ચોથા સૈકાથી આઠમા સૈકા સુધી પલ્લવ રાજાઓ જોર ઉપર હતા. આ રાજાઓએ ઠેકઠેકાણે મોટાં મોટાં ને સુંદર શૈવ, વૈષ્ણવ ને જૈન મંદિરો બંધાવ્યાં છે ને તેમણે કરાવેલા તળાવોમાંથી હજુ પણ ખેડુતોને પાણી પૂરૂં પડે છે.

## પ્રકરણ ૬ઠું

## તુર્કોના હુમલાઓ, ઈ. સ. ૧૦૦૦–૧૧૭૫.

**તુર્કોના હુમલાઓ**—સિંધ ને મુલતાનના અરબ રાજ્યકર્તાઓને હઠાવનાર ક્ષત્રિય રાજાઓનાં રાજ્યો આપણે ઉપર જોયાં. પણ ક્ષત્રિય રાજ્યો

ઉપર મુખ્ય હુમલાઓ કરનાર અરબો નહિ પણ તુર્કો હતા. એ તુર્કો મોગલો હતા તે આપણે હવે જોઈએ. તેઓએ ઇસ્લામ હમણાં જ સ્વીકાર્યો હતો. તેથી તેઓ ઘણા ઝનુની હતા. વળી તેઓ અરબો કરતાં ઘણા ઓછા સંસ્કારી હતા. હિંદની વાયવ્ય સરહદ ઉપર તેમનું રાજ્ય આવેલું હોવાથી વારંવાર તેઓ હિંદ ઉપર ચઢી આવ્યા ને છેવટે ઇ. સ. ૧૨૦૬માં તેમણે દિલ્હીમાં ગાદી સ્થાપી. એ હુમલાઓનો ટૂંકો ઇતિહાસ આપણે નીચે જોઇશું.

**તુર્કો**—બગદાદના ખલીફાઓના રાજ્યમાં ઇરાણીઓ તથા તુર્કો મોટી પાયરી ઉપર ચઢી શકતા. તેમાં બોખારાના અમીરના ગુલામ અલમગીન નામના તુર્કે ગઝની લઈ લીધું. તેના પછી તેનો ગુલામ સબક્તગીન ઇ. સ. ૯૭૭માં ગાદી ઉપર આવ્યો.

**અમીર સબક્તગીન, ઇ. સ. ૯૭૭**—સબક્તગીને કાબુલના બ્રાહ્મણ રાજા જયપાળ અને તેને મદદ કરનારા બીજા રજપુત રાજાઓને હરાવ્યા ને કાબુલ પાસેનો મુલક કબજે કર્યો. તે સને ૯૯૭માં મરી ગયો.

**સુલતાન મહમુદ ગઝની, ઇ. સ. ૯૯૭-૧૦૩૦**—સબક્તગીન પછી તેનો પુત્ર મહમુદ ગાદીએ આવ્યો. તે પૈસા ને સત્તાનો ઘણો લોભી ને ચુસ્ત મુસલમાન હતો. મહમુદ હિંદ ઉપર સત્તર વાર ચઢી આવ્યો ને ખૂબ દોલત ખેંચી ગયો. પહેલાં તો તેણે સુલતાનનું પદ મેળવ્યું. પછી તેણે પેશાવર આગળ જયપાળને સને ૧૦૦૧માં સખ્ત હાર ખવરાવી ને સિંધુ નદીની પશ્ચિમના બધા હિંદુ મુલક પોતાના રાજ્યમાં ભેળવી દીધા. રાજા જયપાળ બળી મુઓ, એટલે તેનો પુત્ર આનંદપાળ ગાદીએ આવ્યો. ત્યાર પછી મુલતાનના પ્રદેશને મહમુદે જિતી લીધો. મુલતાનમાંથી અરબોને કાઢી મૂક્યા ને આનંદપાળને કાશ્મીર સુધી નસાડયો, ઇ. સ. ૧૦૦૪. ઇ. સ. ૧૦૦૮માં આનંદપાળ, કલંજર, કનોજ તથા પંજાબના બીજા નાના રાજાઓ અટક પાસે મહમુદ સામા થયા પણ તેઓ હારી ગયા. મહમુદે તુરત જ કાંગરા અથવા નગરકોટ (તે વખતનું ભીમનગર)ના ગઢને લીધો.

ને ત્યાં અંબિકાના વિખ્યાત મંદિરને તોડીને ખૂબ ધન ગઝની ખેંચી ગયો, ઈ. સ. ૧૦૦૯. ઈ. સ. ૧૦૧૦માં મહમુદે ફરી પંજાબ ઉપર સવારી કરી. આ વખતે આનંદપાળ માર્યો ગયો તેથી તેના પુત્ર ત્રિલોચનપાળે સુલેહ કરી. પણ ઈ. સ. ૧૦૧૪માં કાશ્મીરના રાજાએ પોતાના સેનાપતિને ત્રિલોચનપાળની મદદે મોકલ્યો પણ મહમુદે તેમને જીતી લીધા ને ત્રિલોચન કાશ્મીરમાં નાસી ગયો. ત્યાર પછી સુલતાને થાણેશ્વરનો મુલક પણ જીતી લીધો. ઈ. સ. ૧૦૧૮માં સુલતાને કનોજ ઉપર સવારી કરી, કારણ કે કનોજના રાજાએ આનંદપાળને મદદ મોકલી હતી. મથુરા પાસે રજપુત સરદાર હારી ગયા. એ વેળા મુસલમાનોએ મથુરાનાં ભવ્ય મંદિરોને પેટભર લુટયાં. પછી મહમુદે કલંજરના ચંદેલ રાજાને પણ નસાડી મૂક્યો, (૧૦૨૨–૨૩) દરમ્યાન મહમુદે સિંધુ નદીના પ્રદેશોના હિંદુઓને મુસલમાન બનાવી દીધા. પછી તેણે પાટણના સોલંકી રાજા ભીમદેવને નસાડી પ્રસિદ્ધ તીર્થક્ષેત્ર સોમનાથપાટણમાં મહાદેવનું મંદિર તોડયું ને લુટયું ને પછી તે કચ્છ તથા સિંધવાટે ગઝની પાછો ગયો, ઈ. સ. ૧૦૨૪. સને ૧૦૩૦માં મહમુદ સાઠ વર્ષની ઉમરે મરી ગયો. તે પરાક્રમી શૂરો, બાહોશ સરદાર ને મુત્સદ્દી હતો. મહમુદ લોભી હતો પણ તે વિદ્વાનોને આશ્રય આપતો. ગઝનીને તેણે ભવ્ય મકાનોથી શણગાર્યું. તેણે મસજીદો, દવાખાનાં, મુસાફરખાનાં ને પાઠશાળાઓ તૈયાર કરાવ્યાં. મહમુદ અદલ ઈનસાફ આપતો. રજપુતોના પરાજય કરવામાં તેણે પહેલ કરી.

**ફિરદોસી**—"શાહનામા"નો ફારસી ગ્રંથ લખનાર ફિરદોસી મહમુદના વખતમાં થઈ ગયો.

***અલબેરૂની**—પ્રખ્યાત મુસાફર ને વિદ્વાન અલબેરૂની ખીવાનો વતની હતો ને જ્યારે ખીવા મહમુદના હાથમાં આવ્યું ત્યારે તે ગઝની આવ્યો ને પછી તેણે આખા હિંદમાં મુસાફરી કરી, સને ૧૦૩૦. તે સંસ્કૃત જાણતો હતો ને પોતાના પ્રવાસના વર્ણનમાં હિંદની તે વખતની પરિસ્થિતિનું આબેહૂબ ચિત્ર આપી ગયો છે. હિંદની સંસ્કૃતિ માટે તેને સારૂં માન હતું.

---

*તેણે આપેલા વર્ણન માટે ત્રીજી આવૃતિના પૃષ્ઠ ૧૦૬ની નોંધ જુઓ.

**મહમુદની સવારીઓની અસરો**—(૧) મહમુદે સરસ્વતી નદી સુધીનો પ્રદેશ પોતાના રાજ્યમાં ભેળવી દીધો. (૨) કનોજના રાજાને ખંડિયો રાજા બનાવ્યો (૩) અફઘાનીસ્તાન ને સિંધુ નદી સુધીના પ્રદેશના હિંદુઓને મુસલમાનો બનાવ્યા (૪) પંજાબ ને મધ્યદેશના હિંદુઓને નબળા બનાવી દીધા.

**મહમુદ પછીનો ગઝની વંશ, ઇ. સ. ૧૦૨૪–૧૨૦૬**—મહમુદના વંશજો ઇ. સ. ૧૨૦૧ સુધી ગાદી ઉપર ટક્યા પણ તેઓ નબળા હતા તેથી તેમનું રાજ્ય ધીમે ધીમે તુટી ગયું ને ઘોરી લોકો ગઝની મુકામે જોર ઉપર આવ્યા.

## પ્રકરણ ૭મું

## ઘોરી વંશના સુલતાનો ને પંજાબ, મધ્યદેશ ને બંગાળાના હિંદુઓનો છેલ્લો પરાજય, ઇ. સ. ૧૧૭૫–૧૨૦૬.

**શિહાબુદ્દીન ઘોરી**—ગઝનીના ઇશાન કોણમાં ઘોર નામનો પ્રદેશ છે. ત્યાંના લોકો પ્રથમ હિંદુ ને બૌદ્ધ હતા પણ મહમુદ સુલતાનના અમલ વખતે તેઓ મુસલમાન થઇ ગયા. પહેલાં તેઓ ગઝનીના સુલતાનના તાબેદાર હતા પણ પછી તેઓએ ગઝની લીધું ને ઘ્યાસુદ્દીન મહમ્મદ તે લોકોના સુલતાન બન્યો. તેના ભાઇ શિહાબુદ્દીન ઘોરીએ મહમુદના વંશજોને કાઢી મુક્યા ને પોતે ભાઇને નામે, પણ ખરી રીતે સ્વતંત્ર રાજ્ય કરવા લાગ્યો. તેણે હિંદ ઉપર મોટી મોટી સવારીઓ કરી.

**રજપુતોની હાર, ઇ. સ. ૧૧૭૫–૧૨૦૬**—પહેલાં ઘોરીએ મુલતાન સર કર્યું. દરમ્યાન પાટણના સોલંકી રાજા સગીર મૂળરાજના લશ્કરે તેને સખ્ત હાર ખવરાવી. પણ ઘોરીએ મહમુદના વંશજ ખુશરૂ પાસેથી લાહોરનો પ્રાંત જિતી લીધો. તે પછી સિંધ પણ ખાલસા કર્યું. પછી તેણે ૧૧૯૧માં સરહિંદ ઉપર ચઢાઇ કરી. પણ પૃથ્વીરાજે તેને

હરાવ્યો તેથી તે પાછો ગયો. ચંદબારોટ કહે છે કે ઘોરીએ આ વખતે પકડાઈ ગયો હતો પણ પૃથ્વીરાજે તેને ઉદાર બુદ્ધિથી છોડી મૂક્યો. બીજે વખતે એટલે ઈ. સ. ૧૧૯૩ માં ઘોરી ફરી હિંદ ઉપર ચઢી આવ્યો. યુદ્ધ તે જ ભૂમિ ઉપર થયું. પૃથ્વીરાજ માર્યો ગયો. ઘોરીએ દિલ્હી કબજે કર્યું ને પછી કનોજના રાજા જયચંદ્રને હરાવ્યો જયચંદ્ર ગંગામાં ડુબી મુઓ. અજમેર પણ મુસલમાનોના હાથમાં ગયું. મુસલમાનો હેઠ કાશી સુધી આ વખતે ચાલ્યા ગયા. ઘોરીએ પોતાના ગુલામ કુત્બુદ્દીનને હિંદુસ્તાનનો સુબો બનાવ્યો. તેણે પાટણ ને કલંજર લીધાં. બીજા સરદાર બખત્યાર ખીલજીએ બિહાર ને અયોધ્યા લુંટયાં ને પછી બંગાળાના લક્ષ્મણસેનને સને ૧૨૦૩માં હરાવ્યો. આવી રીતે શિહાબુદ્દીનના વખતમાં ઉત્તર હિંદમાં મુસલમાનો દાખલ થયા. ઈ. સ. ૧૨૦૬ માં ગખ્ખર લોકોએ સિંધુ નદી ઉપર શિહાબુદ્દીનનું ખુન કર્યું.

**હિંદુઓની હારનાં કારણો**—ધર્મની ભાવના, સંખ્યાને ને શૌર્યમાં હિંદુઓ મુસલમાનો કરતાં ઉતરતા નહોતા; પણ પૃથ્વીરાજે ઉત્તરનાં બધાં હિંદુ રાજ્યો સાથે લડાઈઓ કરી હિંદુઓનું બળ ક્ષીણ કરી નાંખ્યું હતું. પૃથ્વીરાજ, ઘોરીના જેવો બાહોશ લશ્કરી સરદાર નહોતો. આવે વખતે ચંદ્રગુપ્ત, સમુદ્રગુપ્ત અથવા હર્ષ જેવા સમ્રાટનું કામ હતું. પણ એ કાળમાં યુદ્ધની તમામ જવાબદારી રજપુતો ઉપર આવી ગઈ હતી. વળી હિંદુસમાજ ધીમે ધીમે સંકુચિત થઈ ગયો હતો. ઉપરાંત મધ્યદેશનાં પરાજય પામેલાં રજપુત કુટુંબો રજપુસ્તાનમાં ભરાઈ બેઠાં એટલે કનોજ કાશી ને અયોધ્યા મુસલમાનોના હાથમાં એકદમ આવી ગયાં. એક ચક્રવર્તી રાજાના હાથમાં જો આ વેળા તમામ સત્તા હોત તો મુસલમાનો ફાવત નહિ. કેટલાએકો એમ કહે છે કે આ જમાનાના હિંદુઓ અહિંસક હતા તેથી હારી ગયા પણ એ દલીલ માનવા જેવી નથી. પંજાબ ને મધ્યદેશમાં બૌદ્ધ ધર્મનો વિનાશ થયાંને ચારસો વર્ષો થઈ ગયાં હતાં; અહિંસક બૌદ્ધોએ તો હિંદના ગૌરવને પરદેશીઓ સામે

સૈકાઓ સુધી બચાવ્યું હતું. ખરૂં કારણ એ છે કે રાજાઓ લડાઈ પહેલાં બ્રાહ્મણો ને રજપુત જાગીદારોની સલાહ લેતા ને તેથી એક સરદાર નીચે લડાઈઓ લડાતી નહિ. વળી રજપુતો ઘોડેસવારોની પલટણોનો ઉપયોગ કરી જાણતા નહિ.

**હિંદુઓની હારની અસરો**—(૧) પંજાબ અને મધ્યદેશના હિંદુઓના પરાજયથી કાયમને માટે મુસલમાન લોકો હિંદુસ્તાનમાં રાજ્ય કરતા થયા. (૨) રજપુતો રજપુતસ્તાનમાં ભરાઈ બેઠા અને ત્યાં પાંચસો વર્ષો સુધી તેમણે હિંદુસંસ્કૃતિનું મુસલમાનો સામે રક્ષણ કર્યું. (૩) હિંદુસંસ્કૃતિનાં સર્વ સાધનો હવે રજપુતસ્તાનમાં અને દખ્ખણમાં જઈ ચઢયાં; કારણકે ત્યાંના ક્ષત્રિય રાજાઓએ તેમનો સંગ્રહ કર્યો ને તેમને ગુપ્ત રાખી મુસલમાનોના હાથમાં જતાં અટકાવ્યાં. એ વખતના દિલ્હીના તુર્કી સુલતાનોમાં આર્યસંસ્કૃતિને ઉત્તેજન આપવા જેટલી ઉદાર બુદ્ધિ નહોતી. (૪) પંજાબમાં ઘણા લોકો મુસલમાન થઈ ગયા ને ઉત્તરહિંદમાં મુસલમાનોની સંખ્યા વધવા લાગી (૫) મુસલમાનોએ ઈરાન, અફઘાનીસ્તાન, તુર્કસ્તાન ને ઈરાકના સંસ્કારો હિંદમાં દાખલ કર્યા તેથી આપણા પહેરવેશમાં, આપણી કળામાં અને આપણી ભાષાઓમાં અરબ ને ફારસી વિકારો પેસવા પામ્યા. (૬) મુસલમાનોની સંસ્કૃતિ તદ્દન નવીન હોવાથી આર્ય શાસ્ત્રકારોએ તેની વિરૂદ્ધ હિંદુ સમાજનો બચાવ કરવા માટે ઘણા ઉપાયો યોજ્યા. તેથી અનેક પેટાજ્ઞાતિઓ, દેશાંતર જવા વિરૂદ્ધ નિયમો, બાળલગ્નો, એ બધું આ વખતથી વિશેષ જોવામાં આવે છે. (૭) પુરાતન આર્યપદ્ધતિ પ્રમાણે આખા દેશમાં જે રાજ્યવ્યવસ્થા ચાલતી તેનો હવેથી લોપ થયો અને તુર્કી રિવાજો પ્રમાણે ઉત્તર હિંદનો વહિવટ ચાલવા માંડયો (૮) હિંદ ને તિબેટ તથા ચીન વચ્ચેનો વ્યવહાર બંધ થયો ને બૌદ્ધ ધર્મ તદ્દન નાશ પામ્યો.

---

# *વિભાગ ૪થો

# મુસલમાનો અને હિંદુઓ

## દિલ્હીના સુલતાનો અને રજપુતો

## પ્રકરણ ૧લું

### ગુલામવંશ

**કુત્બુદ્દીન, ૧૨૦૬-૧૨૧૦**—શિહાબુદ્દીન ઘોરી મરી ગયો એટલે તેના તુર્કી ગુલામ કુત્બુદ્દીને હિંદનો પ્રદેશ પોતાની હકુમત નીચે લીધો. તેણે સિંધમાં ને ગઝનીમાં પોતાના શત્રુઓને હરાવ્યા ને હિંદમાં સ્વતંત્ર સત્તા સ્થાપી. આ સુલતાન ઘણો ઉદાર હતો. તે લાહોર મુકામે "પોલો" રમતાં ઘોડા ઉપરથી પડી મરી ગયો, ૧૨૧૦.

**આરામશાહ**—કુત્બુદ્દીન પછી તેનો પુત્ર આરામશાહ લગભગ એક વર્ષ સુધી ગાદી ઉપર રહ્યો. પણ પછી સરદારોએ તેના બાપના ગુલામ અલ્તમશને ગાદી આપી.

**અલ્તમશ, ૧૨૧૧-૧૨૩૫**—અલ્તમશ એક વાર ગુલામ હતો. તે આપવડાઈથીજ મુખ્ય સત્તા ઉપર આવી શક્યો. પહેલાં તો તેણે સિંધના, પંજાબના ને બંગાળાના પોતાના હરીફોને દાબી દીધા. પછી ગ્વાલીઅર, રણથંભોર ને માળવાના હિંદુઓને હરાવ્યા. ઉજ્જૈનમાં મહાકાલના મંદિરનો નાશ કર્યો. ઇ. સ. ૧૨૩૫માં તે મરી ગયો. બગદાદના ખલીફાએ તેને સુલતાનનો પોશાક મોકલ્યો હતો.

---

* આ ભાગ અભ્યાસક્રમથી બહાર છે તેથી આગળનો ઇતિહાસ સમજવા માટે તેનું ટૂંકું રૂપ અહિં વાપરવામાં આવ્યું છે.

**ચિંગિઝખાંની સવારી, ઇ. સ. ૧૨૨૧**—મોગલ ખાન ચિંગિઝે આ વખત ચીન, બોખારા, સમરકંદ ને ખીવા જીતી લીધાં. તેથી ખીવાનો શાહ જલાલુદ્દીન ઠેઠ સિંધુ નદી સુધી નાસી આવ્યો. તેણે અલ્તમશની મદદ માંગી પણ સુલતાને મદદ આપવા ના પાડી. દરમ્યાન મોગલોએ સિંધુ નદી ઉપર જલાલુદ્દીનને હરાવ્યો પણ હિંદનાં આબોહવા માફક ન આવવાથી તેઓ પાછા હઠી ગયા ને હિંદ તેમનાથી બચી ગયું.

**અલ્તમશ**—ગુલામ વંશને હિંદમાં ખરી રાજ્યસત્તા અપાવનાર આ સુલતાન હતો. તેણે રાજ્યવહિવટમાં સુધારાઓ કર્યા. દિલ્હીનો કુત્બમીનાર તેના વખતમાં પૂરો થયો. તેનું ચણતર હિંદુ મંદિરોનાં સાહિત્યોમાંથી કરવામાં આવ્યું છે.

**રુક્નુદ્દીન**—અલ્તમશ પછી દિલ્હીના અમીરોએ પહેલાં તો મર્હુમ સુલતાનના પુત્ર રુક્નુદ્દીનને ગાદી આપી. પણ તે નબળો હોવાથી તેની મા કારભાર કરતી. તેને શાહઝાદી રઝિયા સાથે તકરાર થવાથી અમીરોએ બંનેને પદભ્રષ્ટ કર્યાં ને રઝિયા બેગમ સુલતાના થઈ.

**રઝિયા બેગમ, ૧૨૩૬-૧૨૪૦**—રઝિયાનો બાપ ગાદીનો વારસો તો પુત્રીનેજ આપી ગયો હતો, પણ અમીરોએ તે વસીઅતનામું કબુલ રાખ્યું નહોતું ને રુક્નુદ્દીનને ગાદી આપી હતી. ગાદીએ આવ્યા પછી રઝિયાએ પોતાના શત્રુઓને દાબી દીધા. તે ચતુર, શૂરી ને ઉદાર સ્ત્રી હતી. રાજ્યનો કારભાર તે ખુલ્લા દરબારમાં કરતી ને લડાઈમાં મોખરે યુદ્ધ કરતી; પણ એક હબસી નોકર ઉપર તે બહુ પક્ષપાત દર્શાવતી તેથી અમીરો તેના ઉપર નાખુશ થઈ ગયા ને સરદાર અલ્તુનિયાએ બળવો કર્યો. યાકુતનું ખુન કરવામાં આવ્યું. પછી રઝિયાએ અલ્તુનિયા સાથે લગ્ન કર્યું ને બંનેએ દિલ્હી ઉપર ચઢાઈ કરી; પણ સુલતાનના ભાઈ બ્હેરામશાહે તેમને હરાવ્યાં તેથી તેઓ ઉત્તર તરફ નાસી ગયાં. રસ્તામાં હિંદુઓએ બંનેને મારી નાંખ્યાં.

**બ્હેરામશાહ ને મહમૂદશાહ, ૧૨૪૦-૧૨૪૬**—રઝિયા પછી તેના ભાઈ બ્હેરામે એક વર્ષ રાજ્ય ભોગવ્યું પણ તેનું ખૂન થયું એટલે અલ્તમશનો પૌત્ર મહમૂદ સને ૧૨૪૬ સુધી સુલતાન રહ્યો. તે ક્રૂર હતો. તેથી અમીરોએ અલ્તમશના એક પુત્ર નાસિરુદ્દીનને ગાદી આપી.

**નાસિરુદ્દીન મહમુદ, ૧૨૪૬-૧૨૬૬**—નાસિરુદ્દીન ભલો સુલતાન હતો ને કુરાન લખી પોતાનો નિર્વાહ કરતો. તેના વખતમાં મોગલો હિંદ ઉપર વારંવાર ચઢી આવવા લાગ્યા; વઝીર બલબને કારભાર સારો કરી સલ્તનતને ડૂબી જતાં બચાવી. બલબને રજપુતોને પણ તાબે કર્યા ને રાજદ્રોહી ખાનોને દાબી દીધા. સુલતાનના મરણ પછી તે પોતે ગાદી ઉપર આવ્યો.

**બલબન, ૧૨૬૬-૧૨૮૬**— બલબન મૂળ તુર્ક હતો. તે જ્યારે નાનો હતો ત્યારે મોગલોએ તેને કેદ કરી બગદાદમાં ગુલામ તરીકે વેચ્યો હતો. ત્યાંથી તે અલ્તમશ પાસે આવ્યો ને ક્રમે ક્રમે તે મોટી પદવીઓ ઉપર ચઢતો ગયો. નાસીરના વખતમાં તે વઝીર થયો. સુલતાનના મરણ પછી અમીરોએ બલબનને સુલતાન બનાવ્યો. નવા સુલતાને પહેલાં તો ગુલામોની સત્તાને નબળી કરી નાંખી. પછી તેણે એક મોટું લશ્કર તૈયાર કર્યું ને મોગલો ને હિંદુઓ ઉપર ત્રાસ વર્તાવ્યો. તેણે આખા રાજ્યમાં અફઘાનોને નોકરીમાં રાખ્યા, હિંદુઓને કારભારમાંથી બાતલ કર્યા, દરેક ઠેકાણે જાસુસો રાખી બધી બાતમી મળે એમ વ્યવસ્થા કરી ને અદલ ઇનસાફ આપી વહિવટ સુધાર્યો. બંગાળામાં તેનો ગુલામ સ્વતંત્ર થયો હતો પણ બલબને તેને હરાવી માર્યો ને પોતાના પુત્રને તે પ્રાંતના વહિવટ ઉપર નીમ્યો. બલબન શૂરો, રાજકરણમાં નિપુણ, પણ ક્રૂર સુલતાન હતો. તે દરબારમાં પૂર દમામથી બેસતો. તેને ઠઠ્ઠામશ્કરી જરા પણ ગમતાં નહિ. શિકારનો તે શોખીન હતો. એશિયાના ઘણા રાજવંશીઓએ મોગલોથી ત્રાસી તેના દરબારમાં આશ્રય લીધો હતો. બલબનનો શાહજાદો વિદ્વાન હતો તે કવિઓને ને લેખકોને આશરો આપતો. ખુશરૂ કવિ તેના વખતમાં થઈ ગયો.

**શાહજાદા મહમુદનો પરાજય ને નાશ**—આ વખતે મોગલોએ કાબુલમાં પોતાની સત્તા સ્થાપી હતી ને ત્યાંથી પંજાબ ઉપર તેઓ ચઢી આવતા હતા. શાહઝાદો મહમુદ ઇ. સ. ૧૨૮૫માં તે લોકો સાથે લડતાં માર્યો ગયો. પુત્રના મરણનો અફસોસ કરતો બલબન પણ ઇ. સ. ૧૨૮૬માં મરી ગયો. તેના પછી તેનો પૌત્ર કૈકોબાદ ગાદીએ આવ્યો.

**કૈકોબાદ, ૧૨૮૬-૧૨૯૦**—સુલતાન કૈકોબાદ નબળો હતો તેથી અમીરો તેની સામા થયા. તેમાં ફિરોજશાહ નામનો એક ખિલજી તેમનો આગેવાન થયો. કૈકોબાદનું ખુન કરવામાં આવ્યું. થોડા વખત માટે તેનો પુત્ર સુલતાન રહ્યો પણ પછી તેનુંયે ખુન કરવામાં આવ્યું ને ફિરોઝ પોતે જલાલુદ્દીન નામ ધારણ કરી રાજ્યનો ધણી થઈ પડયો. આવી રીતે ગુલામ વંશનો અંત આવ્યો.

## પ્રકરણ ૨જું—ખિલજી વંશ

**જલાલુદ્દીન ખિલજી, ઇ. સ. ૧૨૯૦-૧૨૯૫**—આ સુલતાન ગાદીએ આવ્યો ત્યારે તેની ઉમર ૭૦ વર્ષની હતી. તે ઉદાર, પરગજુ ને ઘણો નરમ માણસ હતો તેથી ઠુગારાઓ, ખટપટીઓ ને બળવાખોરોનું જોર વધી પડયું. પોતાના બંડખોર અમીરોને સુલતાને હરાવ્યા પણ રણથંભોરના રજપુતોને તે હરાવી શકયો નહિ. આ વખતે પણ મોગલો તો હિંદ ઉપર ચઢી આવતા હતા પણ તેમને પૈસા આપી પાછા કાઢવામાં આવ્યા. તેમાંના કેટલાએક મોગલો નોકરીમાં રહ્યા, દિલ્હી પાસે વસ્યા ને મુસલમાન બન્યા. સુલતાનના ભત્રીજા અલાઉદ્દીને ઇ. સ. ૧૨૯૪માં અયોધ્યામાંથી લશ્કર ભેગું કરી મહારાષ્ટ્ર ઉપર ચઢાઈ કરી ને દેવગિરિ ( દોલતાબાદ )ના રાજા રામચંદ્ર યાદવ તથા તેના પુત્ર શંકરદેવ પાસેથી અખુટ ધન લીધું. પછી યાદવ રાજાને રાજ્ય સુપ્રત કરી તે ઉત્તર હિંદ પાછો ગયો ને ત્યાં કપટ કરી પોતાના કાકાની મુલાકાત લેતી વખતે તેનું ખુન કરી સુલતાન થયો.

**અલાઉદ્દીન ખિલજી, ઇ. સ. ૧૨૯૫-૧૩૧૫**—અલાઉદ્દીને દિલ્હીની સલ્તનતની સત્તા ઘણી વધારી દીધી. તેણે મોગલોનાં ટોળાંઓને સિંધુ નદીની આ પાર આવવા દીધાં નહિ. ઇ. સ. ૧૨૯૭માં અલાઉદ્દીને ગુજરાત ઉપર સવારી મોકલી વાઘેલા રાજા કરણને હરાવી આખો પ્રાંત કબજે કર્યો. અલાઉદ્દીન સુલતાને રણથંભોરનો કિલ્લો રજપુતો પાસેથી લઈ લીધો અને ચિતોડના રાણા ભીમસીની સ્ત્રી પદ્મિનીના રૂપની ખ્યાતિથી લલચાઈ ચિતોડ ઉપર સ્વારી કરી ૩૦,૦૦૦ રજપુતોનો વધ કરી તે કીલ્લો સર કર્યો. આ ઘેરા વખતે પદ્મિની વગેરે રજપુતાણીઓ બળી મુઈ. એવી જ રીતે માળવા પણ તાબે કરવામાં આવ્યો. કરણ રાજાની વિધવા ને પછી સુલતાનની બેગમ કમલાદેવીના આગ્રહથી સુલતાને તેની કુંવરી દેવળદેવીનો કબજો મેળવવા બાગલાણ ઉપર ને કરણને મદદ કરનાર દેવગિરિના રાજા રામદેવ જાદવ તથા તેના પુત્ર શંકરદેવને કબજે કરવા મલિક કાફૂરને મોકલ્યો. રામદેવ શરણ થયો. પણ સુલતાને તેને "રાયરાયણ"નો ઇલ્કાબ આપી ખંડિઓ રાજા બનાવ્યો ને બરાડ પ્રાંત ખાલસા કર્યો. દેવળદેવી શાહઝાદા ખીજરખાંની બેગમ થઈ; ત્યારપછી શંકરદેવને મારી નાંખવામાં આવ્યો ને મહારાષ્ટ્ર મુસલમાનોના હાથમાં ગયું. કાફૂરે વરંગુલના રાજાને ને તેની માને હરાવ્યાં ને તેલંગણ ખંડિયું રાજ્ય બન્યું, ઇ. સ. ૧૩૦૯. પછી કાફૂરે મલબાર, મ્હૈસુર તથા કોંકણના રાજાઓને હરાવી તે પ્રદેશો ઉપર મુસલમાની સત્તા સ્થાપી. ને ત્યાંથી તે અખુટ ધન ઉત્તર હિંદ તરફ લઈ ગયો. એ વખતે મદુરાની ગાદી માટે તકરાર થવાથી તેના એક હક્કદારની માંગણીથી કાફૂરે મદુરા પણ સર કર્યું. આવી રીતે અલાઉદ્દીનના સમયમાં મુસલમાનો દખ્ખણમાં પેઠા.

આ સિવાય સુલતાને વહિવટમાં પણ ઘણા ફેરફારો કર્યા. અલાઉદ્દીન સુલતાનનો વિચાર એક નવો ધર્મ કાઢવાનો હતો પણ મૌલવીઓ વિરુદ્ધ પડવાથી તે વિચાર તેણે મૂકી દીધો. લશ્કરના ઘોડાઓ ઉપર ડાઘ પાડવાનો હુકમ કરવામાં આવ્યો. એ સુલતાને લશ્કરનો સારો બંદોબસ્ત કર્યો. દરેક સિપાઈને સુલતાન પોતે નજરે જોઈ નોકરીમાં રાખતો હતો. રોકડ પગાર

આપવાની પદ્ધતિ ચાલુ થઈ. હિંદુઓને નોકરીમાંથી બાતલ કરવામ્ આવ્યા ને તેમની પાસેથી હથિયારો છીનવી લેવામાં આવ્યાં. હિંદુઓને ઘોડા ઉપર બેસવાની પણ મનાઈ કરવામાં આવી; હમેશાં તેઓ ગરીબ ને પરતંત્ર રહે એ ધોરણ ઉપર રાજ્યનો વહિવટ ઘડવામાં આવ્યો. દખ્ખણનું અખુટ ધન ઉત્તરમાં આવવાથી ઉત્તર હિંદમાં ઘણી મોંઘવારી થઈ પડી. તેથી રોજના ઉપયોગની ચીજોના ભાવો સુલતાને નક્કી કર્યા. અમીરોના અરસપરસ સંબંધમાં



સુલતાનની દરમ્યાનગીરી થવી જોઈએ એવું ધોરણ દાખલ કરવામાં આવ્યું. પછી ઈનામી જમીનોને સુલતાને ખાલસા કરી ને અમીરોની સત્તા તોડી પાડવામાં આવી. દારૂનો ઉપયોગ એકદમ બંધ કરવામાં આવ્યો, ને દિલ્હી પાસે એક નવું શહેર વસાવવામાં આવ્યું.

અલાઉદ્દીન ઇ. સ. ૧૩૧૫માં મરી ગયો. તે ઘાતકી, કપટી, અભણ, દુરાગ્રહી પણ બહાદુર ને કડક હતો. તે વખતના લોકો એને સિકંદર સાથે સરખાવતા.

**કવિ અમીર ખુશરૂ**—બલબનના પુત્ર મહમુદનો અમીર ખુશરૂ મિત્ર હતો. અલાઉદ્દીનની ઘણી સવારીઓમાં તે હાજર હતો. તે ફારસીમાં સુંદર દિવાનો લખતો ને હિંદીમાં સારી કવિતા લખતો. ખિઝરખાં ને દેવલદેવીના પ્રેમ-લગ્નનું તેણે સુંદર કાવ્ય લખ્યું છે.

**ઉમર, ઇ. સ. ૧૩૧૫-૧૩૧૬**—અલાઉદ્દીનના મરણ પછી કાફૂરે ખિઝરખાં વગેરે શાહજાદાઓને મારી નાંખ્યા ને ઉમરને ગાદીએ બેસાડયો. પણ થોડા જ વખતમાં અમીરોએ કાફૂરને જ મારી નાંખ્યો એટલે અલાઉદ્દીનનો ત્રીજો પુત્ર મુબારક સુલતાન થયો.

**મુબારક, ૧૩૧૬-૧૩૨૦**—થોડા વખત સુધી તો મુબારકે રાજ્ય શુદ્ધ બુદ્ધિથી ચલાવ્યું. પણ પાછળથી તે બગડી ગયો. તેના વખતમાં દેવગિરિના રાજા હરપાળદેવને જીવતાં ચામડી ઉતારી મારી નાંખવામાં આવ્યો. મુબારકના માનીતા ખુશરૂએ તેલંગણ ને મલબારના રાજાઓ પાસેથી કેટલોક મુલક લીધો. તેથી મુબારકે રાજ્યની લગામ ખુશરૂના હાથમાં જ સોંપી દીધી. પણ એ હલકા માણસે સુલતાનનું ખુન કરાવ્યું ને પોતે ગાદી ઉપર બેઠો. મુબારકના વખતમાં મુસલમાનોએ મહારાષ્ટ્ર, તેલંગણ ને મદુરામાં રાજ્યવહિવટનો પહેલી વાર બંદોબસ્ત કર્યો.

**ખુશરૂ, ઇ. સ. ૧૩૨૦**—ખુશરૂ અસલ ગુજરાતનો વતની હતો ને જાતે હલકો હતો. તેથી ગાદીએ આવતાં વાર તેણે મુસલમાનોને ત્રાસ

આપવા માંડયો, ને હિંદુઓને ને ખાસ પોતાની નાતના માણસોને મોટા હોદ્દાઓ આપવા માંડયા. તેથી અમીરો તેની સામે થયા તેને ઘ્યાસુદ્દીન તઘલખે દિલ્હી ઉપર સવારી કરી ખુશરૂને હરાવ્યો. ખુશરૂ નાસી ગયો પણ પછી પકડાઈ જતાં તેનો વધ કરવામાં આવ્યો. આવી રીતે ખિલજી વંશનો અંત આવ્યો.

## પ્રકરણ ૩ જું—તઘલખ વંશ

**ઘ્યાસુદ્દીન, ઇ. સ. ૧૩૨૦—૧૩૨૫**—નવો સુલતાન ઘ્યાસુદ્દીન ગરીબી અવસ્થામાંથી સુલતાન થયો હતો. તેણે તેલંગણના હિંદુ રાજ્યનો નાશ કર્યો ને તે દેશને ખાલસા કર્યો. પછી તેણે બંગાળામાં દરમ્યાનગીરી કરી તેના રાજ્યને સુધાર્યું. બંગાળાથી જ્યારે તે પાછો આવતો હતો ત્યારે એક લાકડાના મંડપમાં તેનો સત્કાર કરવા શાહજાદા મહમ્મદે તૈયારી કરી. પણ સુલતાન મંડપમાં દાખલ થયો કે તુરત મંડપ તુટી પડયો ને સુલતાન દબાઈ મુઓ. આ સુલતાને દિલ્હી પાસે તઘલખાબાદ વસાવ્યું હતું.

**મહમ્મદ તઘલખ. ઇ. સ. ૧૩૨૫-૧૩૫૧**—મહમ્મદ મોટો વિદ્વાન હતો. અરબી, ફારસી ને હિંદી ભાષાઓ તે સારી રીતે જાણતો. તેનું વિજ્ઞાનનું જ્ઞાન પણ અદ્ભુત હતું. તેની ઉદારતા પણ અગાધ હતી. તે ચુસ્ત મુસલમાન હતો; છતાં હિંદુઓ સામે તેને લેશ માત્ર તિરસ્કાર નહોતો; પણ પોતાના સ્વભાવ ઉપર તે જરા પણ કાબુ રાખી શકતો નહિ. વળી રાજ્યના કારભાર સંબંધીના તેના વિચારો જમાનાને અનુકૂળ નહોતા. તે ઘણો જુલમ ગુજારતો; પણ તે ગાંડો નહોતો તેથી તેનો અમલ લોકોને ભારે થઈ પડયો.

**કારભાર**—પહેલાં તો સુલતાને જમીન ઉપરના કરો વધારી દીધા તેથી ખેડુતો પાયમાલ થઈ ગયા. પછી તેણે રાજધાની દિલ્હીથી દેવગિરિ ફેરવવાનો હુકમ આપ્યો, કારણકે દિલ્હીમાં મોગલોની બીક લાગતી ને દેવગિરિ વધારે અનુકૂળ હતું; વળી દક્ષ્ખણમાં ઘણા બળવાખોરો જાગ્યા હતા. તેથી દિલ્હીના તમામ પ્રજાને દેવગિરિ જવાની આજ્ઞા થઈ. લોકોને મારે તમામ

સાધનો પૂરાં પાડવામાં આવ્યાં હતાં, પણ તેથી કાંઈ વળ્યું નહિ ને લાખો માણસો પાયમાલ થઈ ગયાં. આ સુલતાને ચલણને સુધારવા માટે ઈરાન ને ચીનનાં રાજ્યોનો દાખલો લઈ તાંબાનાણું દાખલ કર્યું ને તેની કિંમત ચાલતા રૂપાના નાણા જેટલી ઠરાવી. પરિણામે, દરેક જણે રૂપાનાણું સંઘરવા માંડયું અને અઢળક ખોટું તાંબાનાણું બહાર આવ્યું સુલતાને સતીનો તે રજપુતોને ત્રાસ આપવાનો ચાલ બંધ કર્યો. ન્યાય તે પોતે જ આપતો. પહેલાં તેને ઈરાનના એક પ્રાંતને જિતવાનું મન થયું પણ પછી તે વિચાર તેણે મૂકી દીધો ને હિમાલયની તળેટીના બંડખોર રાજાઓને વશ કરવા એક મોટું લશ્કર મોકલ્યું. પણ એ સવારીમાં આખું લશ્કર નાશ પામ્યું. આ ચઢાઈ ચીન ઉપર કરવામાં આવી નહોતી એ ધ્યાનમાં રાખવાની જરૂર છે. આ સુલતાન માણસોનો પણ શિકાર કરતો.

**બંડો**—ઉપર જણાવેલાં કૃત્યોથી સુલતાનના અમીરો કંટાળી ગયા ને રાજ્યના જુદા જુદા ભાગોમાં બંડ થયાં. પહેલું બંડ મલબારમાં થયું. પછી બંગાળામાં બળવો થયો. અયોધ્યાનો અમીર પણ સુલતાનની સામો થયો. એટલે સુલતાને તેનાં માણસોને સખ્ત શિક્ષા કરી. પણ અમીરને માફી આપી. ત્યાર પછી સિંધના બંડખોરોને સુલતાને દાબી દીધાં. છતાં તેલંગણનો હિંદુ રાજા, મલબારના રાજાઓ, દેવગિરિના અમીરો, ગુજરાતના અમલદારો તેની સામે ઉઠયા. હિંદુ હરિહરે ઈ. સ. ૧૩૪૭માં વિજયનગરનું રાજ્ય સ્થાપ્યું. અમીર હસન કંકુએ ઈ. સ. ૧૩૪૭માં અલાઉદ્દીન બહમનશાહ નામ ધારણ કરી કુલબર્ગામાં બહમની વંશની સ્વતંત્ર સત્તા સ્થાપી. બળવાખોરોને એક પછી એક હરાવવા જતાં તેલંગણથી દેવગિરિ, દેવગિરિથી ગુજરાત, ગુજરાતથી સિંધ, એમ કુચ કરતાં સુલતાન ૧૩૫૧ માં સિંધમાં ઠઠ્ઠા આગળ મરણ પામ્યો. આ નિષ્ફળતાનું મુખ્ય કારણ એ હતું કે તે બંડખોરોને સખ્ત શિક્ષા કરતો.

**ઈબ્ન બતૂતા**—મહમ્મદના વખતમાં તાંજીરથી ઈબ્ન બતૂતા નામનો એક મૂર મુસાફર દિલ્હી આવ્યો. સુલતાને તેનો સારો સત્કાર કર્યો ને દિલ્હીના

અજીની જગ્યા ઉપર તેને નીમ્યો. નવ વર્ષ સુધી તે દિલ્હી રહ્યો. પછી તે ચીનમાં હિંદના પ્રતિનિધિ તરીકે ગયો. તે પોતાના પ્રવાસનું જે વર્ણન કરતો ગયો છે તે ઉપરથી મહમ્મદ તઘલખના કારભારની ખરી હકીકત આપણને મળી આવે છે.

**ફિરોઝશાહ તઘલખ, ઇ. સ. ૧૩૫૧-૮૮**—મહમ્મદ પછી તેનો બત્રીજો ફિરોઝશાહ સુલતાન થયો. ફિરોઝ તઘલખની મા ભટ્ટી રાજાની પુત્રી હતી. પણ તેનો સ્વભાવ લડાયક ન હોવાથી દિલ્હીની સલ્તનત તુટી પડી. તે ધર્માંધ હતો; હિંદુઓને ને શિયા મુસલમાનોને તેણે ઘણો ત્રાસ આપ્યો. બ્રાહ્મણો ઉપર તેણે ઝઝીયા વેરો નાંખ્યો ને દરેક બાબતમાં તે મુફતીઓ ને મૌલવીના કહેવા પ્રમાણે વર્તવા લાગ્યો. ફિરોઝ ગુલામોનો ઘણો શોખીન હતો. સુન્ની મુસલમાનો તરફ તે દયાળુ ને ઉદાર હતો. તે વિદ્વાનો પ્રત્યે સદ્ભાવ રાખતો. તેણે દવાખાનાંઓ, નહેરો, ધર્મશાળાઓ ને પાઠશાળાઓ સ્થાપી, જવનપુર, ફિરોઝાબાદ, વગેરે શહેરો વસાવ્યાં, જમીનના મહેસુલની પદ્ધતિમાં સુધારાઓ કર્યા, કરવેરાઓ કુરાનની શિક્ષાઓ પ્રમાણે ગોઠવ્યા, કેટલાક ગેરવ્યાજબી કરો માફ કર્યા, ચલણમાં સુધારો કર્યો, જુના સ્તંભો, વગેરેનું રક્ષણ કરાવ્યું ને ખગોળ તથા વૈદક ઉપરના સંસ્કૃત ગ્રંથોના ફારસી અનુવાદો કરાવ્યા. ફિરોઝના વખતમાં બંગાળાનો મુલક સ્વતંત્ર થયો. તેણે નગરકોટ ને ઠઠ્ઠા જીતી લીધાં પણ દખ્ખણ તરફ તેણે કશું લક્ષ આપ્યું નહિ. સુલતાન ઇ. સ. ૧૩૮૮માં ૯૦ વર્ષની ઉમરે મરી ગયો. કેટલાએક ફિરોઝને અકબર સાથે સરખાવે છે પણ તે યોગ્ય નથી.

**બીજો ઘ્યાસુદ્દીન ને અબુબકર**—ફિરોઝ પછી તેનો પુત્ર ફતેહખાં ઘ્યાસુદ્દીન નામ ધારણ કરી સુલતાન થયો પણ તે ખરાબ હોવાથી ઇ. સ. ૧૩૮૯માં તેનો વધ કરવામાં આવ્યો. તેના પછી અબુબકર ગાદી પર આવ્યો પણ શાહજાદા મહમ્મદે તેને હરાવી ગાદી લીધી.

**નાસિરુદ્દીન મહમ્મદ ને હુમાયું ઇ. સ. ૧૩૯૦-૯૪**—અબુબકર પછી નાસિરુદ્દીન મહમ્મદ ને તેનો પુત્ર હુમાયું સુલતાન થયા. તેમના મરણ પછી મહમ્મદનો પુત્ર મહમુદ સુલતાન થયો.

**મહમુદ, ઇ. સ. ૧૩૯૪–૧૪૧૨**—મહમુદ ગાદીએ આવ્યો ત્યારે દિલ્હીની સલ્તનત નબળી થઈ ગઈ હતી; તીમૂરના હુમલાથી તે તદ્દન ભાંગી પડી.

**તીમૂર, તેની સવારી, ઇ. સ. ૧૩૯૮**—તીમૂરનો જન્મ સમરકંદ પાસે એક ગામમાં ઇ. સ. ૧૩૩૬માં થયો હતો. ૩૩ વર્ષની ઉમ્મરે ચુગ્તાઈ તુર્કોની તેણે આગેવાની લીધી અને ઇરાન દેશ જીતી લીધો. ત્યાર પછી ઇ. સ. ૧૩૯૮માં તેણે હિંદ ઉપર ચઢાઈ કરી. તેના પુત્રે મુલતાન કબજે કર્યું ને તીમૂરે પોતે પંજાબ સર કર્યો. પછી તે દિલ્હી ઉપર ધસી આવ્યો. રસ્તામાં દશ હજાર હિંદુ કેદીઓની કતલ કરવામાં આવી. દિલ્હી શરણ થયું ને સુલતાન મહમુદ નાસી ગયો. દરમ્યાન દિલ્હીના હિંદુઓ અને તીમૂરના લશ્કર વચ્ચે તકરાર થતાં તેણે બે દિવસ સુધી શહેરીઓની કતલ ચલાવી ને પેટભરી રાજધાની લુંટી. હજારો માણસોને કેદ કરવામાં આવ્યાં. પંદર દિવસ તે દિલ્હીમાં રહ્યો, પછી તે સ્વદેશ ગયો. પાછા જતાં રસ્તામાં મીરત, હરદ્વાર, જમ્મુ, વગેરે સ્થળોના હિંદુઓને તેણે લુટયા, તેમની કતલ ચલાવી.

તીમૂરની સવારીથી મધ્યદેશના હિંદુ ને અફઘાન સરદારો, ચિતોડનો રાણો કુંભો ને ગુજરાત ને માળવાના બંડખોર અમલદારો, એટલાની સત્તા વધી ગઈ. મોગલોએ હિંદુસ્તાન ઉપર પોતાનો હક્ક સ્થાપિત કર્યો. તેનો લાભ બાબરને મળ્યો. ખિઝરખાં સૈય્યદનું બળ પંજાબમાં વધી પડયું. દિલ્હી ને આગ્રાના પ્રાંતોમાં ખેતીને ઘણું નુકસાન થયું. તીમૂર સાથે ઘણા હિંદી કારીગરો સમરકંદ ગયા. તેઓએ સમરકંદને શોભાવ્યું.

તીમૂર જેટલો શૂરો સેનાપતિ હતો તેટલો જ તે ક્રૂર સરદાર હતો. તે પોતાની આત્મકથા લખી ગયો છે.

તીમૂરના ગયા પછી થોડે વખતે મહમુદ સુલતાન દિલ્હી પાછો આવ્યો. પણ રાજ્યનો કારભાર કરવાની તેનામાં શક્તિ નહોતી. તે ઇ. સ. ૧૪૧૨માં મરી ગયો. તેના પછી અફઘાન અમીરો સત્તા માટે લડવા લાગ્યા. છેવટે પંજાબના સુબા ખિઝરખાંએ તેમની સત્તા તોડી પાડી ને સૈય્યદ વંશ સ્થાપ્યો.

## પ્રકરણ ૪થું–સૈય્યદ તથા લોદી વંશો–અફઘાન અમલ.

**ખિઝરખાં, ઇ. સ. ૧૪૧૪-૧૪૨૧**—નવો સુલતાન ખિઝરખાં સૈય્યદ હતો. પહેલાં તો તે સુલતાન થવા ના પાડતો ને તીમૂરના પ્રતિનિધિ તરીકેજ દિલ્હી મુકામે રાજ્ય કરવાનો ડોળ કરતો; પણ પાછળથી સુલતાન તરીકે રહેવા તેણે હા પાડી. તે દયાળુ ને અદલ ઇનસાફ આપનાર હતો. તે સને ૧૪૨૧માં મરી ગયો. તેના કારભારનો ઘણો સમય સલ્તનતના જુદા જુદા ભાગોમાં બંડખોર સરદારોને દાબી દેવામાં ગયો હતો.

**મુબારકશાહ, ઇ. સ. ૧૪૨૧-૩૪, મહમ્મદશાહ, ઇ. સ. ૧૪૩૪-૪૫ અલ્લાઉદ્દીન ઇ. સ. ૧૪૪૫-૪૮**—ખિઝરખાં પછી ઉપર જણાવેલા ત્રણ સુલતાનો રાજ્ય કરી ગયા. તેમનાં રાજ્યમાં હિંદુ ને મુસલમાન અમીરો સુલતાનો સામે થતા. તેમની વિરુદ્ધ જે લડાઇઓ થઇ તે સિવાય બીજું ખાસ જાણવા જેવું બન્યું નહિ. છેલ્લા સુલતાન પાસેથી બહલોલ લોદીએ સત્તા છીનવી લીધી ને અમીરોએ તેને મુખ્ય પદ આપ્યું. લોદી વંશનો તે મુખ્ય પુરુષ થાય.

**બહલોલ લોદી, ઇ. સ. ૧૪૪૮-૧૪૮૮**—પહેલાં બહલોલ લોદી પંજાબમાં નોકરી કરતો. પછી દિલ્હીના કારભારની ખટપટમાં પડી પોતે પણ હિંદુ ને મુસલમાન સરદારો સાથે લડાઇઓ કરી ને જવનપુરના સુલતાનને હરાવી ઇ. સ. ૧૪૮૬ માં તે રાજ્યનો નાશ કર્યો. તે પોતે કદિ ગાદી ઉપર બેસતો નહિ. રહેણીકરણીમાં તે ઘણો સાદો હતો, ને પોતાના અમીરો સાથે સમાન ભાવે રહેતો. તે ઘણો ઉદાર હતો ને વિદ્વાનોને ઘણો આશ્રય આપતો.

**સિકંદર લોદી, ઇ. સ. ૧૪૮૮-૧૫૧૭**—બહલોલ પછી તેનો પુત્ર સિકંદર સુલતાન થયો. તેણે અમીરોને નિયમમાં રાખ્યા ને આગ્રા વસાવી ત્યાં રાજધાની ફેરવી. સિકંદરે વહિવટ ને ખેતીને સુધાર્યાં, વેપારને ઉત્તેજન

આપ્યું ને એક સંસ્કૃત વૈદક ગ્રંથનો ફારસીમાં અનુવાદ કરાવ્યો; પણ હિંદુઓનો તે કટ્ટો દુશ્મન હતો. તે ઇ. સ. ૧૫૧૭માં મરી ગયો.

**ઇબ્રાહીમખાં લોદી, ૧૫૧૭-૧૫૨૬**—સિકંદરનો પુત્ર ઇબ્રાહીમ તુમાખી ને લોભી હતો તેથી સરદારો તેની સામે થયા ને તેમણે સુલતાનના ભાઈને જવનપુર મુકામે ગાદી આપી. પણ સુલતાને તેનું ખુન કરાવ્યું. ઇબ્રાહીમે ચિતોડના રાણા સંગ્રામસિંહને હરાવ્યો. હવે અફઘાન સરદારો ઇબ્રાહીમના જુલમથી કંટાળી ગયા હતા. તેથી દોલતખાં લોદી નામના સરદારે કાબુલ મુકામે મોગલ પાદશાહ બાબરને હિંદ આવવા નિમંત્રણ મોકલ્યું. તેથી બાબરે પ્રથમ પંજાબ સર કર્યો ને પછી કાબુલ પાછો ગયો. દરમ્યાન દોલતખાં પોતાની ભૂલ સમજ્યો; પણ ઇબ્રાહીમના બીજા સંબંધીએ બાબરને ફરી આવવા વિનતિ કરી. બાબર ફરી હિંદ ઉપર ચઢી આવ્યો. તેણે ઇબ્રાહીમને પાણીપતના મેદાન ઉપર હરાવ્યો; સુલતાન માર્યો ગયો; લોદી વંશનો ને સાથે અફઘાન અમલનો પણ અંત આવ્યો.

**અફઘાન અમલ**—હવે આપણે અફઘાન અમલ ઉપર જરા વિવેચન કરીએ. સુલતાનના પદ ઉપર અફઘાન અમીરો રાજવંશમાંથી પોતાના પસંદ કરેલા માણસને મૂકતા. રાજ્યના કારભાર માટે બે મોટા અમલદારો હતા. (૧) વકીલ. (૨) વઝીર. તે સિવાય બીજા નાના અમલદારો પણ હતા. સલ્તનતને અમીરો વચ્ચે વ્હેંચી નાંખવામાં આવતી. દરેક સરદાર કે ખાન પોતાને ખર્ચે લશ્કર રાખતા ને જાગીરનો કારભાર કરતા. ફોજદારી ગુન્હાઓ માટે ઇસ્લામના ફરમાન પ્રમાણે સજા કરવામાં આવતી. હિંદુઓની સાથે ઘણું ખરાબ વર્તન રાખવામાં આવતું. તેથી આ વખતે ઘણા હિંદુઓ મુસલમાનો થઈ ગયા. અફઘાન સુલતાનોએ રજપુત રાજાઓ સાથે કદિ મિત્રતા કરી નહોતી. મૌલવીઓ ને ઉલેમાઓના કહેવા મુજબ રાજ્યનો વહિવટ ચાલતો. મોગલો સામે તેમણે હિંદનો ખરો બચાવ કર્યો; નહિતર તેઓ રજપુતોને ને આર્ય સંસ્કૃતિને તદ્દન તોડી નાંખત. મુસલમાનોનો ધર્મ જોઇ હિંદુઓમાં સુધારકો ઉત્પન્ન થયા. તેથી ભક્તિમાર્ગનો પ્રચાર આ કાળમાં થયો.

મુસલમાનો પાસેથી હિંદુઓ કેટલીક કળાઓ શિખ્યા, તો મુસલમાનો હિંદુઓ પાસેથી ગઢો બાંધવાની, ઇમારતો શોભાવવાની, હાથીઓથી યુદ્ધ કરવાની અને બીજી કળાઓ શીખ્યા. હિંદુસ્તાનનો ઇરાન, ઇરાક, વગેરે દેશો સાથેનો પરિચય વધ્યો. જવનપુર, દિલ્હી, અહમદાબાદ, વગેરે સ્થળોએ હિંદુ ને મુસ્લીમ કળાનું મિશ્રણ થયું ને સ્થાપત્યનો જુદો જ વિકાસ થયો. કેટલાક સુલતાનોએ સંસ્કૃત સાહિત્યને ઉત્તેજન આપ્યું હતું. આ વખતના મુસલમાનો દેશનો ઇતિહાસ લખતા ગયા ને ખાસ નોંધવા જેવી વાત છે, કારણકે એવી રીતે ઇતિહાસ લખવાનો રીવાજ તેમના આવ્યા અગાઉ આપણે ત્યાં નહોતો. આ સુલતાનોના દરબારોમાં તુર્કો, પઠાણો ને હિંદુઓ, એવા ત્રણ પક્ષો હતા.

## પ્રકરણ ૫મું—કેટલાંએક સ્વતંત્ર રાજ્યો

**કાશ્મીર**—ઉપર આપણે દિલ્હીના અફઘાનોનો અમલ જોયો. હવે આપણે ચૌદમા સૈકામાં દેશના બીજા ભાગોનો ઇતિહાસ જોઇએ. કાશ્મીરમાં ત્યાંના હિંદુ રાજાના વઝીરે મુસલમાની રાજ્ય સ્થાપ્યું. તેથી એના વંશના વખતમાં કાશ્મીરના હિંદુઓ મોટે ભાગે મુસલમાનો થઇ ગયા. ઇ. સ. ૧૪૧૭થી ૧૪૬૭ સુધી ઝૈનુલ આબિદીન નામના સુલતાને રાજ્ય કર્યું. તેણે હિંદુઓ પ્રત્યે સમાન ભાવ રાખ્યો, ગોવધને અટકાવ્યો ને સંસ્કૃત સાહિત્યને ઉત્તેજન આપ્યું. ત્યારપછી ચક વંશના સુલતાનો રાજ્ય કરતા થયા. અકબરે તે વંશનો અંત આણ્યો.

**બંગાળા**—બખ્ત્યાર ખિલજીએ બંગાલદેશ લીધો તે આપણે ઉપર જોઇ ગયા. મુસલમાન અમલદારો સ્વતંત્ર થવા પ્રયત્ન કરી રહ્યા હતા. ગુલામ વંશ ને ખિલજી વંશના વખતમાં બંગાળા લગભગ સ્વતંત્ર હતું ને ફિરોઝ તઘલખના વખતમાં તો ત્યાંના હાકેમો તદ્દન સ્વતંત્ર થઇ ગયા. હુમાયુંએ ને શેરશાહે બંગાળા જીતી લીધું પણ શેરશાહ પછી ત્યાંના હાકેમો સ્વતંત્ર થયા ને અકબરના વખત સુધી તે સ્વતંત્રતા જાળવી શક્યા. આ વખતમાં બંગાળા બહુ આબાદ હતું. ગૌડ દેશની રાજધાની હતું. એક બંગાળી સુલતાન તો "રામાયણ" ને "મહાભારત"નાં બંગાળીમાં ભાષાંતરો પણ કરાવતો ગયો છે.

**જવનપુર**—ફિરોઝ તઘલખે બંગાળાના હાકેમોને નિયમમાં રાખવા ગોમતી નદી ઉપર જવનપુર વસાવ્યું, પણ મહમુદ તઘલખના વખતમાં સુલતાનના એક માનીતા માણસે તકનો લાભ લઈ સ્વતંત્ર સત્તા સ્થાપી ને તેણે કનોજ, અયોધ્યા, બિહાર, વગેરેના જાગીરદારોને પોતાના કબજામાં લીધા. આ વંશને પૂરબી અથવા શરકી (પૂર્વ) વંશ કહેવામાં આવે છે. જવનપુરના



સુલતાનો ઠેઠ દિલ્હી સુધી પહોંચી જતા. આ નવા રાજ્યની આબાદી આખા હિંદમાં મશહૂર થઈ પડી. તે વખતે જવનપુર વિદ્યાનું કેંદ્રસ્થાન ગણાતું. બહલોલ લોદીએ તેની સ્વતંત્રતાનો અંત આણ્યો.

**માળવા**—અલ્તમશના વખતથી તે ઠેઠ ઈ. સ. ૧૪૦૧ સુધી માળવાદેશ દિલ્હીના સુલતાનોના હાથમાં રહ્યા. પછી એક મુસ્લીમ સરદારે ધારામાં રાજધાની કરી પોતાની સત્તા જમાવી. તેના પુત્રે માંડુગઢ મુકામે રાજધાની કરી ને સુંદર મકાનો બાંધી શહેરની શોભામાં ઘણો વધારો કર્યો. તેના પુત્રને વઝીરે મારી નાંખ્યો એટલે માળવામાં ખિલજી વંશ થયો, ઈ. સ. ૧૪૩૬. ગુજરાત, જવનપુર, દિલ્હી, કલબુર્ગા ને મેવાડના રાજ્યકર્તાઓ સાથે યુદ્ધો કરવામાં આ સુલતાનોએ અમલ કાઢ્યો. સોળમા સૈકામાં એક સુલતાને અફઘાન સરદારોને દાબમાં રાખવા રજપુત મેદિનીરાયને બોલાવ્યો, ત્યારથી માળવામાં રજપુતો વગવાળા થયા. ગુજરાતના સુલતાન બહાદુરશાહે માળવા જિતી લીધો. પણ હુમાયુંએ બહાદુરશાહને હરાવ્યો એટલે માળવાદેશ મોગલોના હાથમાં આવ્યો. પછી શેરશાહે તે દેશ કબજે કર્યો. ઈ. સ. ૧૫૬૨માં માળવાના અમલદાર બાઝ બહાદુર પાસેથી તે દેશ અકબરનાં સરદારોએ મોગલ સામ્રાજ્યમાં ભેળવી દીધો.

**ગુજરાત**—ઈ. સ. ૧૪૦૧ માં જાફરખાં નામનો સરદાર દિલ્હીના સુલતાનથી ગુજરાતમાં સ્વતંત્ર થયો; પાટણ પાસેનો થોડોક ભાગ આ પહેલા સુલતાનના કબજામાં હતો. અહમદશાહે (૧૪૧૧–૪૩) અહમદાબાદ વસાવી ત્યાં રાજધાની કરી ને જુનાગઢ, ઈડર, ધાર, વગેરેના રાજ્યકર્તાઓ સાથે લડાઈ કરી પોતાની સત્તા વધારી. તેનો પૌત્ર મહમુદ બિગડો (ઈ. સ. ૧૪૫૯–૧૫૫૧) પ્રતાપી સુલતાન થઈ ગયો. તેણે જુનાગઢ, ચાંપાનેર, સુરત, કચ્છ, દીવના ફિરંગીઓ, માળવાના સુલતાનો, વગેરે સાથે લડી ગુજરાતની કીર્તિ આખા હિંદમાં વધારી. મહમુદાબાદ વસાવનાર આ સુલતાન હતો ને તેની ખ્યાતિ યૂરોપમાં પણ પ્રસરી હતી. ઈ. સ. ૧૫૨૬થી ઈ. સ.

૧૫૩૭ સુધી ગુજરાતમાં બહાદુરશાહ સુલતાને રાજ્ય કર્યું. તેણે મેવાડના રજપુતો, મોગલો ખિલજીઓ, નિઝામશાહ ને ફિરંગીઓ સાથે લડી નામ અમર કર્યું. પણ તેના પછીના સુલતાનો નબળા હોવાથી ઇ. સ. ૧૫૭૨માં ગુજરાત દેશ અકબરના હાથમાં ગયો. એ સુલતાનો ગુજરાતમાં જૈન મંદિરોના સ્થાપત્ય ઉપરથી સુંદર મસ્જીદો બંધાવી ગયા છે ને વાવ કૂવા, વગેરે ખોદાવી ગયા છે. અહમદાબાદની જુમામસ્જીદનું તથા સરખેજના રોજાનું કોતરકામ ખાસ જોવા જેવું છે.

**ખાનદેશ**—ખાનદેશમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપનાર ફિરોઝ તઘલખનો એક અમલદાર હતો. અકબરના વખત સુધી ખાનદેશમાં આ વંશની સત્તા રહી.

**બહમની સુલતાનો**—મહમ્મદ તઘલખના બંડખોર સરદારોએ દોલતાબાદ મુકામે મખ નામના માણસને પોતાનો સુલતાન બનાવ્યો; પણ તેણે મુખ્ય સત્તા પોતાના માનીતા સિપાઈ હસન કંકુને આપી. હસન કંકુ ઈ. સ. ૧૩૪૭માં કલબુર્ગામાં સુલતાન થયો. હસન ઈરાનના શાહ બહમનનો વંશજ હતો, તેથી તેણે પોતાના વંશનું નામ બહમની વંશ રાખ્યું. તેણે કોંકણ મહારાષ્ટ્ર, તેલંગણ ને બરાડના પ્રદેશો જીતી લીધા ને પોતાના અમીરોને જીતાએલા ભાગોમાં મોકલી વહીવટનો બંદોબસ્ત કર્યો. તેના પછીના સુલતાનો વિજયનગરના હિંદુ રાજાઓ સાથે રાયચુર દુઆબ માટે, ને ઓરિસ્સાના કબજા માટે ત્યાંના રાજાઓ સાથે, હમેશાં લડતા. આ સુલતાનો ઈરાણીઓને ને તુર્કોને નોકરીમાં રાખતા ને હિંદુઓ તરફ ઘણું ખરાબ વર્તન રાખતા. કલબુર્ગાની સમૃદ્ધિની ખ્યાતિ આ વેળા આખા એશિયામાં પ્રસરી. કલબુર્ગા મુકામે મહમુદ ગવાન નામનો ઉદાર, સાદો, વિદ્વાન્, પ્રામાણિક અને નિખાલસ વઝીર થઈ ગયો; પણ દખ્ખણી અમીરોની ઈર્ષ્યાથી તેનું ખુન કરવામાં આવ્યું. આ વખતથી બહમની સલ્તનતની પડતી થવા લાગી, ને બીજાપુરમાં આદીલશાહી, અહમદનગરમાં નિઝામશાહી, બુર્હાનપુરમાં ઈમાદશાહી, ને ગોવળકોંડામાં કુત્બ-શાહી, વંશો સ્થપાયા. માત્ર બિદર આગળ મહમુદના વંશજોએ ઇ. સ. ૧૫૨૭

સુધી રાજ્ય કર્યું; ત્યાં પણ ઈ. સ. ૧૫૨૭માં અમીર બરીદે બરીદશાહી વંશ સ્થાપ્યો. આવી રીતે બહમની રાજ્યના પાંચ ભાગો થઈ ગયા. બરીદશાહીને બિજાપુરી સુલતાને ડૂબાડી; ઈમાદશાહી ઈ. સ. ૧૫૭૪ સુધી ટકી; અહમદનગરના સુલતાને બરાડ પોતાના રાજ્યમાં જોડી દીધો એટલે બાકી રહ્યાં ત્રણ:—(૧) બિજાપુર (૨) ગોવળકોંડા (૩) અહમદનગર

**બિજાપુર**—બિજાપુરના પ્રથમ સુલતાને શિયા ધર્મ સ્વીકાર્યો. તે હિંદુઓને પ્રસન્ન રાખતો. તેની સ્ત્રી હિંદુ હતી. બિજાપુર મુકામે મરાઠી ભાષામાં રાજ્યનું દફતર રાખવામાં આવતું. આ વખતે ઘણાં મરાઠી કુટુંબો રાજ્યની નોકરીમાં રહી કારભાર માટે ને યુદ્ધ માટે તૈયાર થયાં. બિજાપુરના સુલતાનોએ કોંકણ, દક્ષિણ મહારાષ્ટ્ર ને ઠેઠ મ્હૈસુર સુધી પોતાની સત્તા ફેલાવી. તેઓ સાહિત્ય ને કળાના ઉપાસકો હતા. બિજાપુરની મસ્જીદનો ઘુમ્મટ ઘેરાવામાં દુનિયામાં બીજે નંબરે આવે છે. ઔરંગઝેબે ને શિવાજીએ આ રાજ્યોનો અંત આણ્યો.

**ગોવળકોંડા**—ગોવળકોંડાના સુલતાનો શિયાપંથી હતા. ઔરંગઝેબે તે રાજ્યનો નાશ કર્યો. ઈ. સ. ૧૬૮૭.

**અહમદનગર**—અહમદનગરના નિઝામશાહી સુલતાનો શાહજહાંના અમલ સુધી ટક્યા.

**વિજયનગર**—વરંગુલના રાજાની નોકરીમાં એક યાદવકુળના ક્ષત્રિયના પાંચ પુત્રો હતા. ઈ. સ. ૧૩૨૩માં મુસલમાનોએ એ રાજાને હરાવ્યો એટલે તેઓ હોયસાલ રાજાની નોકરીમાં રહેવા તુંગભદ્રા પાસે આનિગુંદી મુકામે આવ્યા. તે સ્થળ પણ મુસલમાનોના હાથમાં ગયું, એટલે પાંચ ભાઈઓમાંથી મોટા બે, હરિહર ને બુક્ક, દિલ્હી ગયા. ત્યાંથી તેઓ દક્ખણમાં પાછા આવ્યા અને મુસલમાન અમલદારોને કાઢી મૂકી આનિગુંદી પાસે નાનું રાજ્ય સ્થાપી સ્વતંત્ર કારભાર કરવા લાગ્યા. ઈ. સ. ૧૩૪૭માં તેમણે પ્રસિદ્ધ




"વિદ્યારણ્યસ્વામી" પ્રધાન માધવની મદદથી તુંગભદ્રા નદી ઉપર વિજયનગરની સ્થાપના કરી. ક્રમે ક્રમે વિજયનગરના રાજાઓએ હોયસાલોના ને મદુરાના સુલતાનના પ્રદેશો ઉપર પોતાની સત્તા ફેલાવી અને થોડાંએક વર્ષોમાં તુંગભદ્રાથી

તે ઠેઠ કન્યાકુમારી સુધી રાજ્ય વધારી દીધું. વિજયનગરના રાજાઓ પાસે ચીન, ઈરાન, વગેરે દેશના પ્રતિનિધિઓ આવતા. ગોવાના ફિરંગીઓ સાથે તેમની પ્રજા સારો વેપાર ખેડતી. ઘણા યૂરોપીય મુસાફરોએ વિજયનગરનું સુંદર વર્ણન આપ્યું છે. પ્રજા સુખી હતી. રાજાઓ મોટું લશ્કર રાખતા. તેઓ બહમની સુલતાનો ને પછી બિજાપુર, અહમદનગર ને ગોવળકોંડાના સુલતાનો સાથે રાયચુર દુવાબ માટે લડતા, બધા ધર્મો પ્રતિ સમાન ભાવ રાખતા, સંસ્કૃત, કાનડી, તેલુગુ ને તામિલ સાહિત્યને સારી રીતે પોષતા, તળાવો, નહેરો વગેરે ખોદાવી ખેતીને સારૂં ઉત્તેજન આપતા, ને પોતે કવિતાઓ વગેરે પણ લખતા. હરિહર, બુક્કરાય, બીજો હરિહર, કૃષ્ણરાય, ને રામરાય પ્રતાપી રાજાઓ થઈ ગયા. ઈ. સ. ૧૫૬૫ના જાનેવારિમાં તાલીકોટા પાસે રામરાજા મુસલમાનો સાથે લડતાં માર્યો ગયો એટલે વિજયનગરના રાજ્યનો અંત આવ્યો; પણ રામરાજા પછી તેના ભાઈએ નાસી જઈ બીજે ગામ ગાદી સ્થાપી. તેનો એક વંશજ ચંદ્રગિરિ ગયો. આ ચંદ્રગિરિના રાજા પાસેથી અંગ્રેજોએ મદ્રાસની જમીન ઈ. સ. ૧૬૩૯માં ખરીદી હતી. ચંદ્રગિરિના રાજાને ગોવળકોંડાના સુલતાનના સરદાર મીરજુમ્લાએ કાઢી મૂક્યો એટલે એ રાજ્યનો અંત આવ્યો. મ્હૈસૂર ને ત્રાવણકોરના રાજાઓના વડીલો એકવાર વિજયનગરના નોકરો હતા ને તે મહારાજ્યના છેલ્લા રાજ્યકર્તાનો વંશજ અત્યારે નિઝામ સરકારનો જાગીરદાર છે. વેદના ટીકાકાર સાયણાચાર્ય "વિજયનગરના" રાજા બીજા હરિહરના પ્રધાન હતા અને તેમના ભાઈ વિદ્યારણ્યસ્વામી માધવાચાર્ય બુક્કરાયના વખતમાં પ્રધાન થઈ ગયા. ઈટલિથી ને ગોવાથી યૂરોપિયનોએ તેમ જ તીમૂરના પુત્રના વકીલે આ રાજ્યમાં પ્રવાસ કર્યો હતો. તેમનાં લખાણો ઉપરથી આપણને તે વખતની તામિલ, કાનડી ને મલબારી પ્રજાઓની સ્થિતિનું સારૂં જ્ઞાન મળી શકે છે. દરેક લખાણમાં વિજયનગરની સમૃદ્ધિનું ને વિલાસજન્ય દુર્ગુણોનું વર્ણન મળી આવે છે. આખા રાજ્યનો કારભાર મંડલેશ્વરો મારફત ચાલતો. આ મંડલેશ્વરોની મુલ્કી ને લશ્કરી સત્તા અનિયંત્રિત હતી. વિજયનગરના રાજાઓ ફિરંગીઓ પાસેથી દારૂખાનું ને ઘોડાઓ ખરીદતા. દુર્ગાની પૂજામાં લોકો પશુવધ કરતા. મહાદેવ, વિષ્ણુ અને

જૈન તીર્થંકરોની ઉપાસના મુખ્યત્વે પ્રચલિત હતી.*

**મેવાડ**—મેવાડના રાજાઓમાં રાણો કુંભો ખાસ જાણીતો થઈ ગયો. તે સંગીત, સાહિત્ય અને કળાનો મોટો ઉપાસક હતો. તે પોતે આ વિષયો ઉપર કેટલુંક સાહિત્ય લખતો ગયો છે. મેવાડની ભવિષ્યની રજપુતોની સરદારી તેના વખતથી શરૂ થઈ, ૧૪૧૯–૧૪૬૯.

**આ વખતમાં વાઙ્મય ને કલાનો વિકાસ**—મુસલમાની રાજ્યોમાં હિંદુઓની પરિસ્થિતિ ખરાબ હતી, પણ હિંદુ કારીગરવર્ગ અને વેપારીવર્ગની રાજ્યકર્તાઓને જરૂર પડતી. તેથી ઘણા હિંદુઓ મુસલમાનો થઈ ગયા. ખાસ બંગાળા ને પંજાબમાં મુસલમાનોની સંખ્યા વધી ગઈ. આ વખતે દખ્ખણનો પ્રદેશ ઘણો ધનાઢ્ય હતો; ઉત્તર હિંદમાં પણ નાણું પુષ્કળ હતું. કરનો બોજો મુખ્યત્વે હિંદુઓ ઉપર પડતો. સુલતાનો મોટાં કારખાનાંઓ ચલાવતા ને ત્યાં જોઈતો માલ તૈયાર કરાવતા. ખંભાત, ભરૂચ, કાલિકટ, વગેરે બંદરો દેશાવર સાથે વેપાર ચલાવતાં. મુસલમાની, ચીની ને ખ્રિસ્તી મુસાફરો ગુજરાત, બંગાળા, મલબાર, વગેરે પ્રાંતોની આબાદીનું સારૂં વર્ણન કરી ગયા છે.

કળામાં પ્રથમ તો મુસલમાનોએ બગદાદ વગેરે શહેરોની ઇમારતોના નમુનાઓ પસંદ કરવા માંડ્યા, પણ પછી તેઓએ હિંદુ ને જૈન સ્થાપત્યની અદ્‌ભુત સુંદરતાને પોતાના સ્થાપત્યમાં દાખલ કરી અને એ વખતની કળામાં એ બે પદ્ધતિઓનું મિશ્રણ જોવામાં આવે છે. ઇમારતો બાંધનારા હિંદુ કારીગરો હતા એટલે આવા મિશ્રણને સહજ ઉત્તેજન મળતું.

મુસલમાનોમાં અમીર ખુશરૂએ હિંદીમાં કવિતા લખવી શરૂ કરી. મુસલમાની ઇતિહાસલેખકો પણ આ વખતે થઈ ગયા. ફિરોઝ તઘલખના વખતમાં એક મુસલમાન પંડિતે સંસ્કૃત સાહિત્યનો કેટલોક ભાગ ફારસીમાં ઉતાર્યો. હિંદુ ધર્મમાં પણ આ જમાનામાં જાણીતા ઉપદેશકો થઈ ગયા, જેમાંથી કેટલાએકો વિષે માહીતી નીચે આપી છે.

---

* વિજયનગર અને ગુજરાતના સંબંધ માટે ત્રીજી આવૃત્તિનું પાનું ૧૨૭, નોંધ જુઓ.

**શ્રી રામાનુજાચાર્ય**—તેઓ ઇ. સ. ૧૦૧૭માં ત્રિચિનાપલ્લી જિલ્લામાં જન્મ્યા હતા ને કાંચીમાં તેમણે અભ્યાસ કર્યો હતો. તેઓ પ્રથમ શ્રીરંગમ્ મુકામે રહેતા, પણ તેનો રાજા શૈવ હોવાથી આચાર્ય મ્હૈસુર ગયા. તેમણે બ્રહ્મસૂત્રો ઉપર ભાષ્ય લખ્યું છે ને ભક્તિમાર્ગનો ઉપદેશ આપ્યો છે. રામાનંદાચાર્ય રામાનુજના શિષ્ય હતા ને તેઓ શંકરાચાર્યના કેવળાદ્વૈત વિરુદ્ધ હતા.

**ચૈતન્ય, ૧૪૮૬–૧૫૨૭**—બંગાળામાં આ સમયમાં ન્યાયનો ખાસ અભ્યાસ થતો હતો. એ પ્રાંતમાં બૌદ્ધ ધર્મનો લોપ થયો ત્યાર પછી ભક્તિમાર્ગનું બળ વધવા લાગ્યું. આ ભક્તિમાર્ગના મુખ્ય ઉપદેશક ગૌરાંગ પ્રભુ અથવા ચૈતન્ય પંદરમા સૈકામાં બંગાળામાં થઈ ગયા.

**શ્રી મધ્વાચાર્ય**—ઇ. સ. ૧૧૯૯માં કર્ણાટકમાં મધ્વાચાર્યનો જન્મ થયો હતો. તેઓ ભક્તિમાર્ગના ઉપદેશક થઈ ગયા. તેઓ દ્વૈતવાદી હતા, કારણ કે જગતને તેઓ મિથ્યા માનતા નહોતા.

**શ્રી વલ્લભાચાર્ય**—શ્રીમદ્ વલ્લભાચાર્ય ઇ. સ. ૧૪૭૯માં ચંપકારણ્યમાં જન્મ્યા હતા. તેઓ મૂળ તેલંગી બ્રાહ્મણ હતા. શ્રી કૃષ્ણની ભક્તિ કરવાથી જીવ મુક્તિપદ પામે છે અને ભગવાનની કૃપાથી સર્વસિદ્ધિ થાય છે એમ તેઓ ઉપદેશ આપતા તેથી તેમના પંથને પુષ્ટિમાર્ગ કહે છે. ગુજરાતના ને મારવાડના વૈષ્ણવો તેમના અનુયાયીઓ છે. વિજયનગરના રાજાના દરબારમાં તેમણે શૈવોને હરાવ્યા હતા.

**કબીર, ઇ. સ. ૧૩૮૦–૧૪૨૦**—કબીર રામાનંદના શિષ્ય હતા. તેઓએ જ્ઞાતિભેદ ને મૂર્તિપૂજા વિરુદ્ધ ઉપદેશ કર્યો છે ને હિંદુઓ ને મુસલમાનોને માટે એક થવા શિક્ષાવચનો લખ્યાં છે. શુદ્ધ ચારિત્ર રાખવાથી જ મોક્ષ મળે છે તે તેમનો મુખ્ય ઉપદેશ હતો. તેથી આડંબર, દંભ, વગેરે ઉપર તેમણે સચોટ સાખીઓ લખી છે. હિંદી સાહિત્યના ઇતિહાસમાં ને મધ્યમ વર્ગના લોકોમાં ધર્મની ભાવના પ્રકટ કરનારાઓમાં તેઓ પ્રથમ સ્થાન લેશે. સિખ પંથના સ્થાપક ગુરુ નાનક કબીરપંથી હતા.

**જૈનો**—ગુજરાત, કર્ણાટક તથા તેલંગણ ને તામિલદેશમાં શ્વેતાંબરી તથા દિગંબરી જૈનોએ સંસ્કૃતમાં ને તે દેશોની ભાષાઓમાં કાવ્યો, ટીકાઓ, રાસાઓ, વ્યાકરણો ને ફિલસુફી ઉપર મોટા મોટા ગ્રંથો આ વખતે લખ્યા.

**નામદેવ, નરસિંહ મ્હેતો, મીરાંબાઈ**—આ વખતમાં મરાઠી ને ગુજરાતી સાહિત્યમાં નામદેવ, નરસિંહ મ્હેતા અને મીરાંબાઈ, એ નામ ખાસ નોંધવા લાયક છે.

**માધવાચાર્ય વિદ્યારણ્ય**—આ પંડિત વિષે ઉપર કહી જવામાં આવ્યું છે. માધવાચાર્યે "સર્વદર્શનસંગ્રહ" અને "શંકરદિગ્વિજય" ખાસ લખ્યાં છે. સંન્યાસ લીધા પછી તેમણે "વિદ્યારણ્યસ્વામી" નામ ધારણ કર્યું ને "પંચદશી" નામે મોટો સંસ્કૃત ગ્રંથ રચ્યો.

**નાનકશાહ**—પંજાબમાં લાહોર પાસે એક ગામમાંના કોઈ ખત્રીના કુટુંબમાં સિખ ગુરુ બાબા નાનક અથવા નાનકશાહનો ઈ. સ. ૧૪૬૯ના ઊનાળામાં જન્મ થયો હતો. નાનકને નાનપણથી એક મુસ્લીમ ઓલિઆ સાથે પરિચય થયો હતો. તે ઈ. સ. ૧૫૩૭માં મરી ગયો.

**નાનક પછીના સિખ ગુરુઓ**—નાનક પછી જે સિખ ગુરુઓ થયા તેમાં રામદાસ ગુરુએ અમૃતસર વસાવ્યું, ગુરુ અર્જુને સિખોનો "આદિગ્રંથ" પંજાબની ગુરમુખી ભાષામાં તૈયાર કર્યો, સિખો ઉપર આવકના દસમા ભાગ જેટલો આયપતવેરો નાંખ્યો અને તેમની સત્તા વધારી. ખુશરૂના બંડ વખતે તેણે શાહઝાદાનો પક્ષ લીધો હતો. તેથી પાદશાહ જહાંગીરે તેને શિક્ષા કરી. ગુરુ ગોવિંદે શાહજહાંના વખતમાં બંડ કર્યું ને તેના પૌત્રે દારાનો પક્ષ લીધો તેથી તેની પછીના ગુરુ તેજબહાદુરને ઔરંગઝેબે ઘાતકીપણે મારી નંખાવ્યો.

તેજબહાદુર પછી ગોવિંદસિંહ સિખ ગુરુ થયો. તેણે સિખોને સિપાઈગીરી શીખવી, મોગલ પાદશાહો સામે થવા ઉશ્કેર્યા, "ખાલસા"ની સંસ્થાને

ઉભી કરી, પોતાના અનુયાયીઓને તંબાકુ, ભાંગ ને દારૂનો, ઉપયોગ કરતા અટકાવ્યા, કિરપણ એટલે નાની તલવાર, કેશ, વગેરે રાખવાનો ચાલ પાડયો, અને સિખોને લડાયક બનાવ્યા. ગોવિંદ પછી બંદા ગુરુ થયો. તેના વખતમાં સિખો મોગલો સામે બહાદુરીથી લડયા. બંદાને ઇ. સ. ૧૭૧૬માં ક્રૂર રીતે મારી નાંખવામાં આવ્યો.

**સિખ ધર્મ**—સિખો મુસલમાનો વિરુદ્ધ હતા. તેમના ધર્મમાં મુખ્યત્વે હિંદુ ધર્મની માન્યતાઓ છે. તેઓ ઇશ્વર ને જગત્ એક છે એમ માને છે. નાનકના ઉપદેશમાં યાત્રા, યોગ, ગુરુ ઉપર શ્રદ્ધા. મહાત્માઓની પૂજા, વગેરે આવી જાય છે. નાનક માંસાહાર વિરુદ્ધ હતો ને તે પોતે જ્ઞાતિમાં માનતો. સિખો ગૃહસ્થજીવનમાં અડગ શ્રદ્ધા રાખે છે ને ગુરુ ઉપર વિશ્વાસ રાખવાથી મોક્ષ મળે છે એમ માને છે. નાનક ને તેના પછીના ગુરુઓના પંથમાં ઘણા ખત્રીઓ, જાટો ને વૈશ્યો ભળ્યા. અત્યારના સિખો માંસ ખાય છે ને દાઢી રાખે છે ને પોતાના નામ પાછળ "સિંહ" શબ્દ રાખે છે.

**મિસલ, ખાલસા ને દળખાલસા**— સિખ લોકોની સર્વસામાન્ય સંસ્થાને "ખાલસા" નામ આપવામાં આવતું. "ખાલસા"માં દરેક સિખ ટોળી કે "મિસલ"નું પ્રતિનિધિત્વ હતું. આવી કુલ બાર "મિસલો" હતી. દરેક "મિસલ" પોતાના અંગત વિષયોમાં સ્વતંત્રપણે વર્તતી, ને દરેક સિખ "મિસલ"માં જોડાઈ શકતો. લડાઈમાં મળતી લૂટ બધા સરખે હિસ્સે વ્હેંચી લેતા. સામાન્ય હિત માટે "ખાલસા" મારફત કામ લેવાતું. "ખાલસા"ના મુખ્ય પુરુષ તરીકે સૌથી બાહોશ સિખને સરદાર નીમતા. અમૃતસર શહેર "ખાલસા"ની રાજધાની હતું. વિચારો કરવા માટે વર્ષે બેવાર એક સામાન્ય સભા બોલાવવામાં આવતી. "ખાલસા"નું ખર્ચ બધા સિખો પાસેથી ઉઘરાણામાંથી નભતું. લશ્કરને "ખાલસાદળ" અથવા "બુદ્ધાદળ" કહેવામાં આવતું. આ લશ્કરમાં શૂરવીરપણા ને ધર્મના ઝનુન માટે "અકાલી" સિખો ખાસ પંકાતા.

---

# વિભાગ પાંચમો

# મોગલાઈ

## પ્રકરણ ૧લું. સામાન્ય વિચારો

**મોગલાઈ**—હવે આપણે મોગલોનો ઇતિહાસ લઈએ. અફઘાન કે પઠાણ સુલતાનો જે ન કરી શક્યા તે મોગલ પાદશાહો કરી શક્યા. તેમણે આખા દેશને એકચક્રી રાજ્ય આપ્યું. તેમની રાજ્યવ્યવસ્થા રજવાડાંઓએ દાખલ કરી. તેમણે કળા, સ્થાપત્ય, સંગીત, સાહિત્ય, વગેરેને ઉત્તેજન આપ્યું. રજવાડાંઓ સાથેના વ્યવહારમાં ધોરણ ને નિયમો ઘડયાં ને જમાબંધી, અદાલતો, લશ્કર, સરદારી, વગેરે સંસ્થાઓને જુદો ઓપ આપ્યો. ઔરંગઝેબ સિવાય બધા મોગલ પાદશાહોએ હિંદુઓને રાજ્યકારભારમાં સાથે રાખ્યા. ધર્મના વિષયમાં તેમને સતાવ્યા નહિ, અને એકચક્રી મહારાજ્યની શુભ ભાવના હિંદી પ્રજાઓનાં મનમાં ઉત્પન્ન કરી. મોગલાઈના વખતમાં યૂરોપિઅન પ્રજાઓ હિંદમાં વેપાર કરવા આવી અને હિંદ ને બીજા દેશો સાથેનો રાજ્યકીય સંબંધ ને વેપાર વધ્યાં. મોગલાઈની ભભક હજુ પણ લોકોના મનમાં તાજી છે.

**મોગલો કોણ હતા?**—મોગલ લોકો તાર્તાર જાતિના હતા ને પહેલાં મધ્ય એશિઆમાં રહેતા. ચિંગિઝખાંની સરદારી નીચે મોગલોએ બોખારા, ખીવા, ઈરાન ને અફઘાનીસ્તાન સર કર્યાં અને તીમૂરની સરદારી નીચે તે લોકોએ એશિઆ ને યૂરોપના મોટા મોટા પ્રદેશોને વેરાન કરી નાંખ્યા. તુર્ક લોકો પણ મોગલો પાસે રહેતા તેથી મોગલોને હિંદુસ્તાનના લોકો પ્રથમ તો ચિંગિઝખાંના દીકરાના નામ ઉપરથી ચુગ્તાઈ કે જગતાઈ તુર્કો કહેતા, પણ ધીમે ધીમે પહેલું નામ વધારે જાણીતું થતું ગયું ને અત્યારે તો બાબર અને તેના વંશજોના અમલને આપણે મોગલાઈના નામથી ઓળખીએ છીએ.

## પ્રકરણ ૨જું

### મોગલાઈની સ્થાપના વખતનું હિંદુસ્તાન, ઇ. સ. ૧૫૨૬.

પહેલાં આપણે આ વખતની રાજકીય સ્થિતિનો વિચાર કરીએ. તે વખતે બંગાળામાં એક સ્વતંત્ર સુલતાન રાજ્ય કરતો હતો. બિહાર, અયોધ્યા ને અલ્લાહાબાદના પ્રાંતોમાં દિલ્હીના સુલતાનનો અમલ માત્ર નામનો હતો; ત્યાં પઠાણો મોટી મોટી જાગીરોના ધણી થઈ પડ્યા હતા. દિલ્હીમાં સુલતાન



ઇબ્રાહીમખાં અમલ કરતો હતો પણ તે લોભી અને ક્રૂર હતો અને દિલ્હીની આસપાસના બધા જાગીરદારો લગભગ સ્વતંત્ર લઈ ગયા હતા. લાહોર ને સરહિંદ ઉપર દોલતખાં લોદી સુલતાનને નામે અમલદારી કરતો હતો. કાશ્મીરમાં મુસલમાની રાજ્ય હતું. સિંધનો ઉત્તર ભાગ કંદહારના હાકેમે જીતી લીધો હતો; દક્ષિણ સિંધમાં નાના રાજાઓ રાજ્ય કરતા હતા; કંદહારના હાકેમે મુલતાન પણ વશ કર્યું હતું. ગુજરાતમાં બહાદુરશાહ સુલતાન રાજ્ય કરતો હતો. કાઠિઆવાડ, ગુજરાત, માળવા, રજપુતસ્તાન, ખાનદેશ અને દક્ષિણે ઠેઠ થાણા સુધી તેની હાક બોલાતી. માળવામાં માંડુ મુકામે ખિલજી વંશનો સુલતાન રાજ્ય કરતો હતો ને તેના રાજ્યમાં ચંદેરીના રાજા મેદિનીરાય વગેરે રજપુતો મોટી વગ ધરાવતા હતા. ખાનદેશમાં ફરૂખી વંશનો સુલતાન રાજ્ય કરતો હતો. ઉત્તર હિંદના રજપુતો આ વેળા બહુજ પ્રસિદ્ધિમાં આવ્યા. પંદરમા સૈકામાં કુંભા રાણાએ ચિતોડની સત્તા ઘણી વધારી દીધી હતી; અત્યારે તે સત્તા રાણા સંગ્રામસિંહના હાથમાં હતી. આખા રજપુસ્તાનના રાજાઓ તેના ખંડિઆઓ હતા. આ તમામ રજપુત રાજ્યો ઉત્તરના ને દક્ષિણના મુસલમાનો વિરૂદ્ધ આર્યસંસ્કૃતિનું રક્ષણ કરી રહ્યાં હતાં. તેઓ જો ન હોત તો ગુજરાતનું મુસલમાની રાજ્ય ઘણું જોરાવર થઈ પડત અને રજપુતો બંને સત્તાઓ વચ્ચે ભીડાઈ કચરાઈ ગયા હોત. દક્ષિણમાં ગવીલગઢના રાજ્યને અહમદનગરના સુલતાને ખાલસા કર્યું હતું. ગોવળકોંડામાં કુત્બશાહી, બિજાપુરમાં આદિલશાહી અને બિદરમાં બરીદશાહી ચાલતી હતી. આ બહમની સુલતાનોની આણ કોંકણ, મહારાષ્ટ્ર. હૈદરાબાદ, વગેરે ઉપર ફરતી. તુંગભદ્રા નદીની દક્ષિણે વિજયનગરનો હિંદુ રાજા દક્ષિણ હિંદના બાકીના દેશો ઉપર અમલ કરતો હતો. જેવી રીતે ઉત્તર હિંદમાં રજપુતો સંસ્કૃતિનું રક્ષણ કરી રહ્યા હતા તેવીજ રીતે વિજયનગરના રાજવંશીઓ પણ દક્ષિણમાં શિયાપંથીઓથી આર્યસંસ્કૃતિનું રક્ષણ કરી રહ્યા હતા. દક્ષિણના પ્રદેશો એ વખત ધનાઢ્ય અને ગીચ વસ્તીવાળા હતા. ફિરંગીઓ પશ્ચિમ કિનારા ઉપર વેપાર કરતા હતા. ખંભાત, ઘોઘા, ભરૂચ, ચોલ, હુગલી, કાલિકટ, માંગલોર, વગેરે મોટાં મોટાં બંદરો હતાં. વેપાર રોજગાર ને ખેતી સારાં હતાં. વેપારમાં

આપણો સમાજ તે વખતે દુનિયાના બીજા સમાજો કરતાં આગળ પડતો હતો; યુદ્ધકળામાં આપણે પછાત હતા તેથી મોગલો ફાવી ગયા.

## પ્રકરણ ૩જું

## મોગલાઈની સ્થાપના અથવા બાબર પાદશાહ, ઈ. સ. ૧૫૨૬–૧૫૩૦.

**બાબર**—બાબર બાપના પક્ષે તીમૂરથી છઠ્ઠી પેઢીએ અને માના પક્ષથી ચિંગિઝખાં-થી ચૌદમી પેઢીએ થઈ ગયો. તેનો જન્મ ઈ. સ. ૧૪૮૩માં થયો હતો. બાબરની ચૌદ વર્ષની ઉમરે બાપ મરી ગયો ત્યારે ઘણી મુશ્કેલીથી તેને બાપીકી ગાદી મળી. ત્યાર પછીના તેના જીવનનો ઇતિહાસ ચાર વિભાગોમાં આપી શકાય.



બાબર

(૧) બાબરનો હેતુ પોતાના વડવા તીમૂરના રાજધાની સમરકંદને સર કરવાનો હતો. તે શહેર તેણે તેના કાકાના પુત્ર પાસેથી લઈ લીધું; પણ બાબર પોતાની રાજધાનીમાં ગયો એટલે શત્રુઓએ સમરકંદ પાછું સર કર્યું. તે શહેર ફરી એકવાર બાબરના હાથમાં આવ્યું. પણ મોગલોના એક કટ્ટા શત્રુએ બાબરને સમરકંદ-માંથી ને તેને પોતાની રાજધાનીમાંથી પણ કાઢી મૂક્યો, ઈ. સ. ૧૫૦૨.

(૨) બે વર્ષ સુધી બાબરે રખડયા કર્યું; પછી તે કાબુલ આવ્યો. ત્યાં તેના પિત્રાઈને એક સરદારે ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો હતો. તેથી તે સરદારને બાબરે નસાડી મૂક્યો ને પોતે કાબુલની ગાદી ઉપર બેઠો. ત્યાર પછી બાબરે સમરકંદ પણ સર કર્યું.

**(૩) બાબર ને હિંદ, ઇ. સ. ૧૫૧૯-૧૫૨૬**—હવે બાબરનું મન હિંદ તરફ ગયું. તેના વડવા તીમૂરે દિલ્હીની સલ્તનતને એક વાર ડગાવી દીધી હતી, તે તે ભુલી ગયો નહોતો. કાબુલમાં તેણે પાદશાહનું બિરૂદ ધારણ કર્યું ને ઇ. સ. ૧૫૧૯માં જિલમ ને ચિનાબ નદી વચ્ચેનો તમામ મુલક સર કર્યો. પણ તે કાબુલ ગયો કે તુરત મોગલ સુબાને લાહોરના અમલદાર દોલતખાં લોદીએ કાઢી મૂક્યો; એ કારણથી બાબર બીજી વાર હિંદ ઉપર ચઢી આવ્યો, ને ઠેઠ લાહોર ને મુલતાન સુધી જઈ પહોંચ્યો. ત્રીજી વાર તે ઠેઠ સિઆલકોટ સુધી આવી ગયો. દરમ્યાન ઇબ્રાહીમખાં લોદીએ પોતાના ભાઈનું ખુન કર્યું હતું; તે સુલતાન ઉમરાવોની અદેખાઈ કરતો હતો ને તેમના હકો પાછા ખેંચી લેવા માંગતો હતો. તેથી સુલતાનના કાકાએ ને દોલતખાં લોદીએ બાબરની મદદ માગી. એટલે બાબરે ચોથી વાર હિંદ ઉપર ચઢાઈ કરી ને લાહોર કબજે કર્યું; પણ દોલતખાં લોદીએ દગો દીધો તેથી તે આગળ ન વધતાં કાબુલ પાછો ગયો, ઇ. સ. ૧૫૨૦.

**પાણીપતનું યુદ્ધ**—હવે બાબરે ઇ. સ. ૧૫૨૬માં પંજાબ ઉપર પાંચમી ચઢાઈ કરી. તેમાં દોલતખાં હારી ગયો. તેથી ઇબ્રાહીમખાં લોદી ને બાબર પાણીપત આગળ ઇ. સ. ૧૫૨૬ના એપ્રિલની ૨૧મી તારીખે સામસામા થયા. ઇબ્રાહીમખાં પાસે લગભગ એક લાખનું લશ્કર હતું પણ તે પંદર હજાર માણસો સહિત માર્યો ગયો, ને બાબર હિંદનો પાદશાહ થયો. એ વખતે શાહઝાદા હુમાયુંએ દિલ્હી ને આગ્રા કબજે કર્યાં.

**(૪) હિંદની પાદશાહી, અફઘાન પરાજય**—દરમ્યાન હારેલા અફઘાનોએ નવો સુલતાન ઉભો કર્યો હતો પણ હુમાયુંએ તેમને હરાવ્યા ને

કનોજ, જવનપુર, અયોધ્યા, વગેરે સર કર્યું. તેણે ગ્વાલીઅરનો કિલ્લો હિંદુ રાજા પાસેથી લઈ લીધો.

**સંગ્રામસિંહ ને કાનવાનું યુદ્ધ**—આ વખતે રાણો સંગ્રામસિંહ રજપુતોમાં મુખ્ય ગણાતો હતો ને તેણે ચિતોડ મુકામે મોટી સત્તા જમાવી હતી. બાબરે જે કિલ્લાઓ જીતી લીધા હતા તેમાંથી કેટલાએક ઉપર સંગ્રામસિંહે પોતાનો હક્ક છે એમ કહ્યું ને તેમને છોડી દેવાનો બાબરને સંદેશ કહેવરાવ્યો. ઉપરાંત તેણે કેટલાક ઝમીનદારોને પોતાના પક્ષમાં લીધા ને પાસેના મોગલ થાણા ઉપર હુમલો કર્યો, તેથી બાબર તેની સામે આવ્યો. ઇ. સ. ૧૫૨૭ના માર્ચની ૧૬ મીએ બંને સૈન્યો ફત્તેહપુર સિક્રિથી ૨૩ માઇલ દૂર સામાં થયાં. પહેલાં તો મોગલો રજપુતો સાથે લડતાં થાકી ગયા ને બાબરને હારનો ડર લાગ્યો. તેથી મેદાન ઉપર દારૂ પીવાની બંધી કરી ને ધર્મમાં અડગ શ્રદ્ધા રાખી પોતાના લશ્કરને રજપુતો ઉપર તૂટી પડવા હુકમ કર્યો. એ વખતે શૂરા રજપુતો કેસરી માફક લડ્યા પણ બાબરના ભયંકર તોપખાના આગળ તેમનું શૌર્ય ઝાઝો વખત નભ્યું નહિ. યુદ્ધકળા તેઓ જાણતા નહોતા. પરિણામે રજપુત સૈન્ય હારી ગયું.* રાણો સંગ્રામસિંહ નાસી ગયો. આ જીત પછી બાબરે માળવામાં ચંદેરીનો ગઢ રજપુતો પાસેથી કબજે કર્યો. આવી રીતે મોગલોએ રજપુતો ઉપર ફતેહ મેળવી.

**અફઘાન પરાજય, ઇ. સ. ૧૫૨૯**—દરમ્યાન બિહાર પ્રાંતના અફઘાનો સામા થયા પણ બાબરે તેમની સામે લશ્કર મોકલ્યું એટલે તેઓ

---

* રજપુત લોકોના ઈતિહાસકાર કર્નલ ટૉડ ને સંગ્રામસિંહનું જીવનચરિત લખનાર હરવિલાસ શારદા એમ કહે છે કે રજપુત સૈન્ય રાયસીંના કુંવર શીલાદિત્યના દગાથી હારી ગયું હતું.

તેની સરદારી નીચે સાત મહારાજાઓ, નવ રાવો ને ૧૦૪ રાજાઓ તથા ૮૦,૦૦૦ ઘોડેસવારો હતા. સંગ્રામસિંહે એક આંખ પોતાના ભાઈ સાથે લડતાં ખોઈ હતી; એક હાથ લોદી સુલતાન સાથે લડતાં ખોયો હતો; તેનો એક પગ તોપનો ગોળો લાગતાં ઉડી ગયો હતો ને ભાલાના ને તરવારના કુલ ૮૦ જખમો તેના શરીર ઉપર જોવામાં આવતા.

અંદર અંદર લડી પડ્યા ને વીખરાઈ ગયા. બિહાર પ્રાંત હવે મોગલોના હાથમાં આવ્યો. બંગાળાના સુલતાને હારેલા અફઘાનોને મદદ મોકલી પણ શાહઝાદા હુમાયુંએ તેમને હરાવ્યા એટલે બાબર તેમનાથી નિર્ભય બની ગયો.

**બાબરનું મૃત્યુ**—દરમ્યાન હુમાયું બદક્ષાન ગયો હતો. ત્યાંથી પાછો આવતાં તેને સખ્ત તાવ આવ્યો તેથી બાબર ગભરાયો. તેણે હુમાયુંના પલંગ આસપાસ ત્રણ વાર પ્રદક્ષિણા લીધી અને હુમાયુંનો રોગ પોતાના દેહમાં પ્રવેશ કરે એવી પ્રાર્થના કરી. આ એક વ્હેમ હતો પણ ત્યાર પછી ધીમે ધીમે બાબરનું શરીર લેવાતું ગયું ને તે ઈ. સ. ના ૧૫૩૦ના ડિસેંબરમાં મરી ગયો. જો તે જીવ્યો હોત તો જેનો વિચાર માળવા અને બંગાળા ને બદક્ષાન પણ હાથ લેવાનો હતો. બાબરના શબને કાબુલમાં દાટવામાં આવ્યું છે.

**બાબરના ગુણદોષ**—બાબર શરીરે સુંદર હતો. તે સ્વભાવે મીલનસાર હતો. તેનામાં પરિશ્રમ વેઠવાની શક્તિ અગાધ હતી; કસરત ઉપર તેને ઘણી પ્રીતિ હતી. એક દિવસમાં ૪૦ ગાઉની મજલ ઘોડા ઉપર બેસી તે કરી શકતો; તેનું શરીર એટલું તો કસાએલું હતું કે ગઢના એક બુરજ ઉપરથી બીજા બુરજ ઉપર દરેક બગલમાં અકેકે માણસ રાખીને તે આખી દિવાલ ઉપર ફરી શકતો. તુર્કી, અરબી, ફારસી ને હિંદી ભાષા તે સારી રીતે જાણતો. તુર્કી ભાષાની તેની કવિતાઓ ઘણી વખણાય છે ને તે ભાષામાં તેણે ધર્મશાસ્ત્ર, પિંગળ, વગેરે વિષયો ઉપર પુસ્તકો લખ્યાં છે. તેણે પોતાની આત્મકથા પણ તુર્કીમાં લખી છે. બાબર સંગીતનો ખાસ શોખીન હતો. તેનો સ્વભાવ સાહસિક ને રસિક હતો. તે જબરો તરનારો હતો. લડાઈમાં તેની સરદારી અજબ હતી. તેથી તેણે ઇબ્રાહીમખાંને ને સંગ્રામસિંહને હરાવ્યા. તે સ્વભાવે ઉદાર હતો. તે શત્રુઓ તરફ સદ્‌ભાવ બતાવી શકતો. પોતાના કુટુંબીઓ ઉપર તેને અથાગ મમતા હતી. અલબત, કેટલીક વાર તે ક્રૂર થઈ જતો; પણ તેના વખતમાં ક્રૂરતા તે સામાન્ય દોષ હતો. બાબર ચુસ્ત સુન્ની હતો, પણ તેનામાં ધર્માંધતા નહોતી. ખુદાનો ને

તેની શક્તિનો તેને પૂર્ણ ભરોસો હતો. તે સિવાય કુદરત તરફ બાબર મુગ્ધ બની જતો. ચાંદની, અરુણોદય, પ્રભાત, સંધ્યા, નદી, ખીણો, પર્વતો, ઝાડો, બગીચાઓ, ફળ, ફૂલ, પક્ષીઓ, પશુઓ, વગેરેનો તે વીગતવાર અભ્યાસ કરતો. કુદરતી દેખાવોની તે સુંદર પરીક્ષા કરી શકતો. તે આનંદી હતો. તેની અભિલાષાઓ મોટી હતી; દારૂનો તેને ઘણો શોખ હતો. બાબર હિંદમાં આવ્યો એટલે હિંદનો ને મધ્ય એશિઆનો સંબંધ તાજો થયો. આપણા દેશમાં મોગલોએ શરબતો, અત્તરો, બરફ, નવાં ફળો, નવી તરેહના બગીચાઓ, વગેરે દાખલ કર્યાં. તે મોટો સરદાર હતો; પણ બાબર મોટો મુત્સદ્દી કે કારભારી નહોતો. હિંદુસ્તાનમાં તે ઝાઝું જીવી શક્યો નહિ; પણ તે હિંદમાં મોગલાઈ સ્થાપતો ગયો. તેના પુત્ર હુમાયુંએ નબળાઇથી રાજ્ય ખોયું; પણ બાબરે દિલ્હીની ગાદી ઉપર સ્થાપેલો હક્ક તેના પૌત્ર અકબરે સિદ્ધ કર્યો અને ઉત્તર હિંદુસ્તાનમાં મોગલ મહારાજ્યની સ્થાપના કરી.

**બાબરની આત્મકથા**—બાબરે પોતે પોતાનું જીવનચરિત તુર્કી ભાષામાં લખ્યું છે. તે ચરિત દુનિયામાં આત્મચરિત ઉપરનાં પુસ્તકોમાં સૌથી સુંદર ગણાય છે. તેમાં બાબરે જોએલા જુદા જુદા મુલકોનું ને તેમની પ્રજાઓનું આબેહુબ વર્ણન કરવામાં આવ્યું છે. તેની ભાષા ઘણી જ સરળ ને આકર્ષક છે. તેનાં પૃષ્ઠોમાં લેખકનું પોતાનું જીવન, પારદર્શક કાચમાં જેમ જોનારનું પ્રતિબિંબ પડે તેમ લખાએલું છે. બાબરને હિંદુસ્તાન ને તેના લોકો માટે સારો અભિપ્રાય ન હોય તે સ્વાભાવિક છે;* વળી તેને આખા દેશનો પરિચય નહોતો; નહિતર, જહાંગીરની માફક તે પણ હિંદુસ્તાનમાં ફળફુલો વગેરેથી મોહ પામી તે વિષે સુંદર લખાણો કરી ગયો હોત. બધા પરદેશીઓની માફક બાબર પણ હિંદુસ્તાનની દોલતથી મુગ્ધ થઈ ગયો હતો. દુનિયાના ઘણા રાજવીઓએ ને મુત્સદ્દીઓએ પોતાની "આત્મકથા" લખી છે પણ બાબરની "આત્મકથા" આવા તમામ સાહિત્યમાં પહેલે દરજ્જે આવે છે.

---

* બાબરના હિંદુસ્તાન ઉપરના વિચારો માટે ત્રીજી આવૃત્તિનું પાનું ૧૪૦મું જુઓ.

# પ્રકરણ ૪ થું

**મોગલોની હાર અથવા હુમાયું, ઇ. સ. ૧૫૩૦–૧૫૪૦.**

**ભાઈઓનો ભાગ**—બાબરને હુમાયું, કામરાન, અસ્કરી અને હિંદાલ, એ ચાર પુત્રો હતા. તેમાંથી બાબરની ઇચ્છા મુજબ હુમાયું આગ્રા મુકામે પાદશાહ થયો. હવે બાબરે મરણ સમયે એવી આજ્ઞા કરી હતી કે હુમાયુંએ પોતાના ભાઈઓ સાથે સદ્ભાવથી વર્તવું. એ આજ્ઞા પ્રમાણે હુમાયુંએ ગાદીએ આવ્યા પછી ભાઈઓ માટે જુદા ભાગો કાઢી આપ્યા. તેમાં કામરાનને ભાગ કાબુલકંદહાર આવ્યાં. પણ ભાઈઓમાં કુસંપ હતો ને કામરાને પંજાબનો કબજો જબરદસ્તીથી લીધો તેથી હુમાયુંનું જોર ઘણું ઓછું થઈ ગયું. વળી મોગલોના સૈન્યની ભરતી હજુ કાબુલ, કંદહાર, વગેરે પ્રાંતોમાંથી થતી પણ તે દેશો તો હવે કામરાનના ભાગમાં ગયા એટલે હુમાયુંને વધુ નુકસાન થયું.



હુમાયું

**હુમાયું અને ગુજરાતી સુલતાન બહાદુરશાહ, ૧૫૩૪–૧૫૩૭**—મોગલોના શત્રુ અફઘાનો બહાદુરશાહને જવનપુરનો સુલતાન

બનાવવા પેરવી કરતા હતા પણ બહાદુરશાહ ઇ. સ. ૧૫૨૬માં *ગુજરાતનો સુલતાન થયો એટલે તે પેરવી અટકી પડી. બહાદુરશાહે માળવા સર કર્યું, ખાનદેશના સુલતાનને પોતાના રક્ષણ નીચે લીધો, હુમાયુંના રાજદ્રોહી બનેવીને અને બીજા અફઘાનોને આશ્રય આપ્યો ને ચિતોડને ઘેરો ઘાલ્યો. પણ ચિતોડની વિધવા મહારાણી પદ્માવતીએ હુમાયુંને રાખડી મોકલી ભાઈ માન્યો અને બહાદુરશાહ વિરુદ્ધ મદદ માંગી. તેથી હુમાયુંએ ચિતોડના પડ્યા પછી ૧૫૩૫માં બહાદુરશાહને માળવામાં હરાવ્યો. બહાદુર ભાગી ગયો ને માળવાની રાજધાની–માંડુ–મોગલોના હાથમાં આવી. પછી હુમાયુંએ ચાંપાનેરનો ગઢ, ખંભાત, અમદાવાદ, વડોદરા, વગેરે કબજે કર્યાં. એટલે બહાદુરશાહ ખંભાત નાસી ગયો. તેણે ફિરંગીઓની મદદ લીધી. દરમ્યાન હુમાયુંએ ગુજરાતની સુબાગીરી ઉપર મિરઝા અસ્કરીને નીમ્યો હતો પણ તેના કારભારથી ગુજરાતીઓ કંટાળી ગયા તેથી તેમણે મોગલોને પોતાના દેશમાંથી કાઢી મૂક્યા ને બહાદુરશાહ ફરી ગુજરાતનો સુલતાન થયો. તેજ વખતે માળવાના લોકોએ પણ મોગલોને કાઢી મૂક્યા. આવી રીતે આળસ, દુર્વ્યવસ્થા ને અધીરાઇથી હુમાયુંએ ગુજરાત ને માળવાનાં રાજ્યો ખોયાં. આ વખતે એક બીજો ભયંકર દુશ્મન શેરખાં બિહારમાં ને બંગાળામાં ઉભો થયો હતો.

**શેરખાં. પૂર્વ ચરિત**—શેરખાંનું અસલ નામ ફરીદ હતું ને તેનો દાદો તથા બાપ પંજાબમાં લોદી સુલતાનની નોકરી કરતા હતા. એ સુલતાનોએ તેમને જાગીર આપી હતી. સિકંદર લોદીના વખતમાં શેરખાંના બાપની બદલી બિહારમાં કરવામાં આવી ને ત્યાં કાશીથી થોડે છેટે સહસ્રામ નામના ગામની પાસે સારી જાગીર આપવામાં આવી. હવે ફરીદની મા અણમાનીતી સ્ત્રી હતી તેથી તેને નાનપણમાં ઘણું દુઃખ વેઠવું પડયું. પણ ફરીદ ચાલાક

*ગુજરાતની તે વખતની જાહોજલાલીનું સુંદર ચિત્ર મિરાત-ઇ—સિકંદરીનો લેખક મંઝુ ગુજરાતી આપતો ગયો છે. બહાદુરશાહ ને હુમાયું વચ્ચે ચાલેલો આસલ પત્રવ્યવહાર પણ તેણે આપ્યો છે. સિકંદર સુલતાન વારંવાર કહેતો કે દિલ્હીની સલ્તનતનું મ્હેસુલ જુવાર ને બાજરીના ઉત્પન્નમાંથી આવતું ત્યારે ગુજરાતની આબાદી તો તેનાં ૮૪ બંદરો ને દેશાવરના ધમધોકાર વેપારને લઇને હતી.

હતો તેથી તેણે મોટા મોટા અમલદારોની પ્રીતિ મેળવી અને રાજકારભારને સારો અનુભવ લેવા માંડયો. તેમની વગથી તેણે પોતાના બાપની જાગીરનો કબજો મેળવ્યો ને ખેડુતોને લાભો આપી, ખેતી સુધારી, જંગલો વગેરે કાપી, જાગીરની આવકમાં ઘણો વધારો કર્યો. શેરખાં જવનપુરના અધિકારીના પુત્રના શિક્ષક તરીકે કામ કરતો હતો ત્યારે તેણે એક વાર સિંહનો શિકાર કર્યો તેથી તેને શેરખાનનો ઇલ્કાબ આપવામાં આવ્યો. જ્યારે બાબર પાદશાહ થયો ત્યારે તેણે શેરખાંને વધારે જાગીર આપી.* પછી શેરખાંએ ચુનારના મજબુત કિલ્લાના સરદારની ખૂબસુરત વિધવા સાથે લગ્ન કરી તે કોટનો કબજો કર્યો પણ હુમાયુંએ તેની માંગણી કરતાં તેને તે કિલ્લો પાછો સોંપી દીધો.

**શેરખાં ને બંગાળા**—આવી રીતે શેરખાં બિહાર પ્રાંતનો લગભગ ધણી થઈ ગયો હતો. હવે તેણે બંગાળાના સુલતાનના એક બંડખોર અમલદારને મદદ કરી તેથી બંને વચ્ચે લડાઈ થઈ. તેમાં બંગાળાનો સુલતાન હારી ગયો. એટલે શેરખાંએ આખો બંગાળા દેશ જીતી લીધો.

**શેરખાં ને હુમાયું**—હુમાયું આ વખતે ગુજરાતની સવારીમાં પડયો હતો તેનો લાભ લઈ શેરખાંએ ચુનાર પણ પાછું સર કર્યું. હુમાયુંને આ બાબતની ખબર પડી એટલે તરત તે ગુજરાતથી પાછો ફર્યો ને તેણે ચુનારને સર કર્યું. આ મુશ્કેલી વખતે શેરખાંએ રોટાસગઢના હિંદુ રાજા પાસેથી તે મજબુત કિલ્લો દગો કરી સર કર્યો ને પોતાના કુટુંબને ને માલમીલકતને ત્યાં રાખ્યાં. ચુનારનો કોટ હુમાયુંના હાથમાં પડયો ત્યારે શેરખાં બંગાળામાં નાસી ગયો; પણ તે દેશના સુલતાને મોગલોની મદદ

* એમ કહેવાય છે કે એક વાર બાબરે પોતાના દરબારીઓને મોટી મીજબાની આપી હતી ત્યારે શેરખાં પણ હાજર હતો. મીજબાનીમાં તરેહ તરેહની વાનીઓ પીરસવામાં આવી હતી. તેમાં એક ફળ હતું. તેને કાપવા માટે શેરખાં પાસે છરી નહોતી તેથી પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢી તેણે ફળના કટકાઓ કરી મોઢામાં મૂકી દીધા. બાબરે આ જોયું ત્યારે તે તાજુબ થઈ ગયો, ને બોલી ઉઠયો કે શેરખાં એક વાર સારૂં નામ કાઢશે.

માંગી તેથી હુમાયુંએ બંગાળા ઉપર સ્વારી કરી ને તેના પાટનગરમાં તે દાખલ થયો. આ કારણથી શેરખાંએ પોતાના તમામ સિપાઈઓને બંગાળા-માંથી પાછા બોલાવી લીધા. ચોમાસું બેસી ગયું હતું તેથી પાદશાહથી બંગાળાની આ બાજૂ જઇ શકાય એમ નહોતું તેનો લાભ લઈ તેણે અયોધ્યા સુધીના તમામ મોગલ પ્રાંતો સર કરી લીધા. એ જ વખતે દિલ્હી મુકામે હુમાયુંના ભાઈ હિંદાલે પોતાની પાદશાહી જાહેર કરી. જ્યારે ચોમાસું ઉતર્યું એટલે હુમાયું બંગાળાની બહાર નીકળ્યો, પણ શેરશાહે લડવા બધી તૈયારી કરી રાખી હતી.

**શેરખાં શેરશાહ તરીકે**—શેરખાં હવે હુમાયું સામે થયો અને તેણે પાદશાહને ગંગા નદી ઉપર બક્સર આગળ સખ્ત હાર ખવરાવી, ઇ. સ. ૧૫૩૯. હુમાયુંને એક ભીસ્તીએ નદીમાં ડૂબતાં બચાવ્યો ને તેનો બધો ઝનાનો શત્રુના હાથમાં ગયો. પછી હુમાયું નાસી આગ્રા ગયો એટલે શેરખાંએ બધો બંગાળદેશ કબજે કર્યો. હવે બંગાળાનો ને જવનપુરનો તે સ્વતંત્ર હાકેમ બન્યો.

**હુમાયુંનો છેવટનો પરાજય ને કનોજનું યુદ્ધ. શેરશાહ પાદશાહ**—આગ્રા મુકામેથી પાદશાહ હુમાયુંએ ભાઈ કામરાનની મદદ માંગી પણ કામરાને ના પાડી એટલે પોતે એકલો લશ્કર લઈ કનોજ પાસે શેરખાં સામો થયો. પણ શેરખાં યુદ્ધવિદ્યામાં પ્રવીણ હતો. તેથી લડાઇમાં હુમાયું હારી ગયો તેના ૪૦,૦૦૦ માણસો બીલકુલ લડ્યા નહિ. આ વખતે શેરશાહ પાસે માત્ર ૧૦,૦૦૦ માણસો હતા. હુમાયું હવે પંજાબ થઈ સિંધ ભાગી છૂટયો.

**હુમાયુંની નાસભાગ ને ફરી રાજ્યપ્રાપ્તિ**—મોગલોની આવી સખ્ત હારથી કામરાન કાબુલ નાસી ગયો, અસ્કરી કંદહાર ચાલ્યો ગયો ને હિંદાલ સિંધ ગયો. હુમાયુંનો વિચાર સિંધથી ગુજરાત જઈ ત્યાંથી માળવા ઉપર સવારી કરી હિંદુસ્તાન સર કરવાનો હતો, પણ સિંધના હાકેમે વિઘ્નો ઉભાં કર્યાં. તેથી તેણે મારવાડના રાજા માલદેવ સાથે મદદ માટે વાટાઘાટ કરવા માંડી, પણ તે રાજા ઉપર શેરશાહ ચઢી આવ્યો તેથી હુમાયું કંટાળી સિંધમાં ઉમરકોટના રાણાની પાસે ચાલ્યો ગયો. એ રાણાએ તેને સારૂં માન

આપ્યું. હુમાયુંએ આ નાસભાગ વખતે એક હમીદાબાનુ નામની સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું. તે બાઈએ ઉમરકોટ મુકામે ઇ. સ. ૧૫૪૨ના નવ્હેંબરની* ૨૩મી તારીખે અકબરને જન્મ આપ્યો. સિંધમાં નિષ્ફળ થતાં હુમાયું ઇરાન ગયો, ત્યાં હુમાયુંને મોટું માન મળ્યું. ઇરાની શાહે કાબુલ, કંદહાર, ને બદક્ષાન પાછાં મેળવી આપવા વચન આપ્યું ને હુમાયું કંદહાર શાહને સુપ્રત કરવા બંધાયો. પછી હુમાયુંએ ૧૫૪૫ માં પોતાના ભાઈ અસ્કરી પાસેથી કંદહાર લઈ લીધું પણ તે શહેર શાહને પાછું ન આપતાં તેણે પોતાની પાસે રાખ્યું. પછી તેણે અફઘાનીસ્તાન દેશ લીધો ને હિંદુસ્તાન પર ચઢી આવવા તૈયારી કરી. બીજી વાર તે હિંદનો પાદશાહ કેવી રીતે થયો તે આપણે આગળ ઉપર જોઇશું. અહીં તો તેની રાજ્યવ્યવસ્થા અને તેનું ચરિત આપણે તપાસી જઇશું.

**હુમાયુંના ગુણદોષ, તેના રાજ્યવિષયના પ્રયોગો**—હુમાયુંનો સ્વભાવ લ્હેરી હતો. આ દોષને લઇને તેણે ચિતોડને બહાદુરશાહના હાથમાં જવા દીધું ને શેરશાહને બંગાળામાં પ્રવેશ કરવા દીધો. તે કોઈ જાતનો નિર્ણય કરી શકતો નહિ. ગુજરાત ને માળવાની જીત પછી તેણે ત્યાં ઘણી નબળી રાજ્યવ્યવસ્થા કરી તેથી થોડી મુદ્દતમાં તે બંને દેશો તેના હાથથી જતા રહ્યા. શત્રુઓને તે યોગ્ય સજા આપતો નહિ તેથી તેઓ ફાટી ગયા. તેનો ભાઈ કામરાન§ હમેશાં ખટપટ કર્યા કરતો; પણ હુમાયુંએ છેવટની ઘડી

* પુત્રજન્મની ખુશાલી નિમિત્તે હુમાયુ પાસે બક્ષીસ માટે કાંઈ સાધન રહ્યું નહોતું; પણ થોડીએક કસ્તૂરી પાસે રહેલી તે પોતાના નોકરો વચ્ચે તેણે વ્હેંચી આપી અને વ્હેંચતી વખતે પોતે ભવિષ્યવાણી વદતો હોય એમ બોલ્યો કે જેમ આ કસ્તૂરીની સુગંધ ચોતરફ ફેલાય છે તેમ આ નવા બાળકની કીર્તિ આખા જગતમાં ફેલાશે. રણમાં દુ:ખના કાળમાં જીગરથી થએલી આ પ્રાર્થના અક્ષરશઃ ફળી.

§ કામરાન કવિતા કરતો. છેવટે તે હારી ગયો. હુમાયુંએ તેની આંખો ફોડી નંખાવી. આપણી દૃષ્ટિએ આ શિક્ષા ઘણી ઘાતકી કહેવાય; પણ કામરાને રાજદ્રોહ અનેક વાર કરેલો ને તે દેહાંતદંડને યોગ્ય હતો. તેની આંખો ફોડવામાં આવી તે બાબતનું હૃદયદ્રાવક વર્ણન હુમાયુંના નોકર જૈહરે કર્યું છે.

સુધી તેની ઉપર દયા રાખી. રાજના કામકાજમાં શત્રુઓને સ્થાન આપ્યા સિવાય રાજ્ય ટકતું નથી. હુમાયુંએ આ નીતિસૂત્રનો ભંગ કર્યો અને રાજ્ય ખોયું. તેનામાં દીર્ઘદૃષ્ટિ નહોતી, તેમ કારભાર કરવાની શક્તિ પણ નહોતી; રાજકારણમાં તે જરાપણ નિપુણ નહોતો. લડાઈના મેદાન ઉપર તે શૂરો હતો; અણીને પ્રસંગે પણ તે હિંમત હારતો નહિ; પણ તેનામાં સરદારગીરી નહોતી; દરેક લડાઈ વખતે **તેણે બહાદુરી બતાવી ખરી પણ બાહોશી તો કદિ બતાવી નહિ.** હુમાયું માણસોની પરીક્ષા જરાય કરી શકતો નહિ. તે અફીણનો બંધાણી હતો પણ હુમાયું વિદ્વાન્ હતો. ખગોળ, ગણિત, ફિલસુફી, ભૂગોળ, કાવ્યશાસ્ત્ર, ઇતિહાસ, વગેરે વિષયોનો તે મોટો અભ્યાસી હતો. રાજ્યવ્યવસ્થામાં પ્રયોગો કરવાનો તેને મોટો શોખ હતો. પાંચ વર્ષના કારભારમાં તો તેણે પાંચ પાંચ ઠેકાણે રાજધાની કરવાના પ્રયોગો કરી જોયા. પોતાના હવાઈ વિચારો મુજબ તેણે અમલદારોના ને પ્રજાના વિભાગો પાડ્યા, જમના નદી ઉપર વહાણોના પાયા ઉપર ત્રણમજલી મહેલ બાંધ્યો, પ્રજાની દાદ સાંભળવા માટે એક ઢોલ રાખવાનો હુકમ આપ્યો અને નક્ષત્ર ને તારાની વ્યવસ્થા પ્રમાણે દરબાર ભરવાની યોજના કરી. હુમાયુંની બુદ્ધિ ચપળ હતી પણ માત્ર વિદ્વત્તા ઉપર ને બુદ્ધિની ચપળતા ઉપર રાજ્ય ટકતું નથી. હુમાયું એક સારો કારીગર પણ હતો.

## પ્રકરણ ૫મું

## અફઘાન સત્તાની ફરી સ્થાપના અથવા શેરશાહ સૂર અને તેના વંશજો, ઇ. સ. ૧૫૪૦-૧૫૫૬.

**શેરશાહ, ઇ. સ. ૧૫૪૦-૧૫૪૫**—શેરશાહે હુમાયુંને હરાવ્યો ત્યાર પછી તેણે આગ્રા ને દિલ્હી કબજે કર્યાં અને પોતાની નવી પાદશાહી જાહેર કરી. ત્યાર પછી તુરત તેણે પંજાબમાંથી મોગલોને કાઢી મૂક્યા ને સરહદના તોફાની લોકોને હરાવ્યા. સરહદનું રક્ષણ કરવા તેણે ભારે ખર્ચ

કરી રોટાસનો કિલ્લો બાંધ્યો. પછી બંગાળામાં એક ઉમરાવે બંડ ઉઠાવ્યું હતું તેથી શેરશાહે ખુદ ત્યાં જઈ તેને હરાવ્યો ને બંગાળાની કારભારની નવી વ્યવસ્થા કરી.

**માળવાનો કબજો**—આપણે ઉપર જોઈ ગયા કે હુમાયુંનો વિચાર સિંધથી ગુજરાત તાબે કરી, માળવા ઉપર ચઢાઈ કરી, આગ્રા ને દિલ્હી પાછાં મેળવવાનો હતો. શેરશાહે મોગલો બીજી વાર હિંદમાં ન આવે તે માટે પંજાબનાં નાકાં બંધ કર્યાં હતાં પણ સિંધ ને મારવાડ ખુલ્લાં હતાં અને માળવાના જુદા જુદા સરદારો તેની વિરુદ્ધ ખટપટ કરી રહ્યા હતા. તેથી તેણે ૧૫૪૨માં માળવા ઉપર ચઢાઈ કરી. શેરશાહે સામ, દામ, દંડ, ભેદ, વગેરેથી માળવાના સારા સારા કિલ્લાઓ લઈ લીધા. તેમાં રજપુત રાજા પૂરણમલ્લે રાઈસીં કિલ્લો શેરશાહને સોંપવાની ના પાડી; પણ પાછળથી તેની પાસે અભયવચન માંગી કોટ તેને સ્વાધીન કર્યો; છતાં એક ઝનુની શેખની શીખવણીથી મુસલમાનો રજપુતો ઉપર તુટી પડ્યા ને તેમનો દગાથી વધ કર્યો. આ વખતે રજપુત સ્ત્રીઓ જોહર કરી બળી મરી. શેરશાહ આ બનાવ વખતે ગુપચુપ બેસી રહ્યા.

**મુલતાન ને ઉત્તર સિંધ ખાલસા**—ઉપર કહ્યું તેમ શેરશાહને હુમાયું સામે સિંધુ નદીનાં તમામ નાકાં બંધ કરવાં હતાં; તેથી તેના એક સુબાએ મુલતાનનો કબજો કર્યો અને સિંધમાં બખ્ખર ને ઠઠ્ઠા જીતી લીધાં. આવી રીતે સિંધનો બધો ઉત્તર ભાગ શેરશાહના તાબામાં આવ્યો. હવે રહ્યા રજપુતો. તેમનો વારો તુરત આવ્યો.

**શેરશાહ અને મારવાડનો મહારાજા માલદેવ**—રાણા સંગ્રામસિંહની હાર પછી મારવાડ અથવા જોધપુરના મહારાજા માલદેવે રજપુતોની આગેવાની લીધી હતી. તે હુમાયુંને પોતાના પક્ષમાં લઈ શેરશાહને સતાવવાનો વિચાર કરતો હતો, તેથી શેરશાહે ઈ. સ. ૧૫૪૪માં તેના ઉપર પણ ચઢાઈ કરી. તેણે ખોટા કાગળો લખી દગાથી મારવાડી લશ્કરને હરાવ્યું.

રાજા માલદેવ જોધપુરમાં ભરાઈ ગયો. શેરશાહે અજમેર, આબુ ને જોધપુર પણ સર કર્યાં. માલદેવ નાસી ગયો ને ચિતોડના સિસોદીઆઓ પણ શરણે આવ્યા. આવી રીતે આખું રજપુતસ્તાન શેરશાહને તાબે થયું.



**કાલંજરનો ઘેરો ને શેરશાહનું મૃત્યુ**—બુંદેલખંડમાં કાલંજરના

રાજાએ બ્હારવટીઆઓને આશરો આપ્યો હતો તેથી શેરશાહે ૧૫૪૪માં તેના ગઢને ઘેરો ઘાલ્યો પણ ગઢ મજબુત હતો ને સાત મહિના સુધી ઘેરો ચાલુ રહ્યો. એક વખતે છાવણીમાં બૉંબ ફાટવાથી પાસેનું દારુખાનું સળગી ઉઠયું અને તેમાં શેરશાહનું અર્ધું અંગ દાઝી ગયું. કિલ્લો સર થયો પણ શેરશાહ મરણ પામ્યો, મે, ૧૫૪૫.

**શેરશાહના ગુણદોષ**—શેરશાહ અકબર જેટલો પ્રતાપી કે પ્રતિભાવાળો નહોતો પણ અકબરના કરતાં તેનામાં કારભાર કરવાની શક્તિ વધારે હતી. તે બીજા અફઘાન સુલતાનોના જેવો ધર્મના વિષયમાં ઝનુની નહોતો. તેણે હિંદુઓને સતાવ્યા નહિ; અલબત તેણે ઝઝીયાનો વેરો કાઢી નાંખ્યો નહિ; પણ તેણે ધર્મને નામે જુલમ કર્યો નહિ એ ચોક્કસ છે. રાજકારણમાં તે નિપુણ હતો. યુદ્ધવિદ્યામાં તે પૂરો કાબેલ હતો. તેથી તેણે હિંદની પાદશાહી લીધી. તે દગાબાજ હતો; રાયસીં ને રોટાસના કિલ્લાઓ તેણે દગાથી લીધા હતા. નિર્દોષ માણસોને નિરર્થક વધ કરવામાં તે મોટાઈ માનતો નહિ, જોકે રાયસીંના રજપુતોના વધ માટે તે જવાબદારીથી મુક્ત થઇ શકતો નથી. તેણે હિંદુઓનાં પવિત્ર દેવળોને તોડયાં નહિ તેમ મોટા પાયા ઉપર "કાફરો"ની કતલ ચલાવી નહિ. તે હારેલા શત્રુઓ તરફ સદ્ભાવ રાખતો. તેનો સ્વભાવ માયાળુ, ઉદાર ને અનુકંપાવાળો હતો. તેનો ઇન્સાફ અદ્દલ હતો. શેરશાહ પોતાના પુત્રને પણ યોગ્ય શિક્ષા આપવા અચકાતો નહિ. શેરશાહ ઘણોજ નિયમિત ને ઉદ્યમી હતો. તે કારભારની દરેક બાબત ઉપર નજર રાખતો. શેરશાહનું ચરિત તદ્દન દોષ વિનાનું હતું. આ બાબતમાં તે અકબરથી પણ ચઢી જાય છે. અકબરના જેવી તેનામાં કલ્પનાશક્તિ નહિ હોય; પણ શિવાજીના જેવો તે કારભારમાં કુશળ હતો. અફઘાન સુલતાનોમાં તેના જેવો કોઈ થયો નથી. તેના કેટલાક સુધારાઓ સુલતાન અલાઉદ્દીને દાખલ કરેલા; પણ તેથી કાંઈ શેરશાહની મહત્તા ઓછી થતી નથી.

**શેરશાહનો કારભાર (૧) પ્રાંતિક વ્યવસ્થા**—શેરશાહના અમલ પહેલાં પ્રાંતોનો કારભાર કરવા કશી વ્યવસ્થિત યોજના નહોતી. શેરશાહે

તે માટે નવી યોજના તૈયાર કરી. તેણે સલ્તનતના નાના નાના વિભાગો કરી નાંખ્યા. દરેક વિભાગને **સરકાર**નું નામ આપવામાં આવ્યું. પ્રત્યેક **સરકાર**માં તેણે **મુખ્ય** અમલદાર તરીકે **શિકદાર**ને નીમ્યો. એ અમલદાર દિવાની ને ફોજદારી સત્તા ધરાવતો અને આખા **સરકાર**ની વ્યવસ્થા તેને વશ હતી. આ "શિકદાર" તે અત્યારનો "કલેક્ટર" સમજવો. દરેક **સરકાર**ને પરગણાઓમાં વ્હેંચી નાંખવામાં આવ્યો ને દરેક પરગણા ઉપર એકેક શિકદાર કામ કરતો. શિકદારને મદદ કરનાર મુલ્કી અમલદાર **આમીલ** કહેવાતો. બધાં પરગણાંઓના આમીલો ઉપર મુખ્ય મુનસિફ નજર રાખતો. આવી રીતે શેરશાહે મુલ્કી ને લશ્કરી ખાતાંઓને જુદાં કરી નાંખ્યાં. શેરશાહ મોટા સુબાઓ કે મોટા પ્રાંતોની વિરુદ્ધ હતો. તે જાતની વ્યવસ્થા અકબરના વખતમાં દાખલ થઈ. બીજું તેના વખતના તમામ અમલદારો માત્ર સુલતાનના અંકુશ નીચે હતા; શેરશાહે કારકુનથી માંડીને તે ઠેઠ વઝીર સુધીની નોકરીઓ માટે લોકોને કેળવ્યા. તે પોતાના અમલદારોને રોકડ પગાર આપતો.

(૨) **લશ્કર**—શેરશાહે અફઘાન સુલતાનોનાં વખતનાં જાગીરદારોનાં લશ્કરોને કાઢી નાંખ્યા ને આખા મુલકમાં માત્ર એક લશ્કરી યોજના રાખી. લશ્કરની ભરતી તે પોતે કરતો. દરેક સિપાઇને રોકડ પગાર સરકારી તિજુ-રીમાંથી મળતો. સલ્તનતની અગત્યની જગ્યાઓએ **ફોજદાર** નામના અમલદારોની નીચે શેરશાહ જુદી જુદી ફોજને રાખતો પણ આ ફોજદારો ફક્ત સુલતાનની આજ્ઞા ઉઠાવતા. લશ્કરી વિષયમાં મુલકી અધિકારીઓ દરમ્યાનગીરી કરી શકતા નહિ. માત્ર અપવાદ રૂપે સિંધુ નદી ઉપર તેણે ફોજદારોને શિકદારોની સત્તાઓ આપી હતી. જનાવરો ઉપર "ડાઘ" પાડવામાં આવતા તેથી સિપાઈઓ સરકારને છેતરી શકતા નહિ. એના રાજ્યમાં હિંદુઓ પણ મોટી મોટી નોકરીમાં હતા. શેરશાહનું જાસુસ ખાતું ઘણું સારૂં કામ આપતું ને તેનું તોપખાનું આખા હિંદમાં વખણાતું.

(૩) **જમીનનો બંદોબસ્ત**—શેરશાહે જમીનની નવી માપણી

કરાવી અને દરેક ખેડુતે કે ખાતેદારે સરકારને શું આપવું તે જમીનના કસ પ્રમાણે નક્કી કરાવ્યું. બધે સ્થળે એક સરખા "ગજ"નું માપ દાખલ થયું. ખેડુત મ્હેસુલ રોકડ અથવા **ભાગબટાઈ**ના ધોરણ ઉપર જમા કરાવી શકતો. ઉપજનો ચોથો ભાગ રાજ્યનો ઠરાવવામાં આવ્યો. નકામા વેરાઓ કાઢી નાંખવામાં આવ્યા. મ્હેસુલની આંકણી દરેક વર્ષ થતી ને દુષ્કાળ કે ભીનવર્ષ નિમિત્તે ખેડુતોને રાહત આપવામાં આવતી. શેરશાહે ધર્માદાની ઘણી જમીનો ખાલસા કરી.

**(૪) ચલણ ને વેપાર**—શેરશાહે દેશના ચલણમાં મોટા સુધારાઓ કર્યા. આપણો " રૂપીઓ " શેરશાહના વખતમાં દાખલ થયો. શેરશાહે નવું તાંબાનાણું કાઢયું, ને જુદે જુદે સ્થળે ટંકશાળો ખોલી. સરહદ ઉપરની જગાત સિવાય બીજી સ્થાનિક જગાતો કાઢી નાંખવામાં આવી. આખા રાજ્યમાં રસ્તાઓ ને સરાઈઓ બાંધવામાં આવ્યાં તેથી વેપારરોજગાર વધ્યા. શેરશાહ કડક સુલતાન હતો. તેથી લુટારૂઓ, ચોરો ને ડાકુઓ ઘણા બ્હીતા ને વેપારીઓ નિર્ભય બન્યા.*

**(૫) સ્થાપત્ય, રસ્તાઓ, સરાઈઓ ને ડાકની સગવડ ને કિલ્લાઓ**—શેરશાહે રાજ્યમાં ચાર મોટી સડકો બાંધી ને તેમના ઉપર ઝાડો રોપાવ્યાં. હિંદુ અને મુસલમાન મુસાફરો માટે જુદી જુદી સરાઈઓ અથવા ધર્મશાળાઓ બંધાવી. અને ત્યાં ન્હાવા માટે, જમવા માટે અને આરામ લેવા માટે સગવડો કરાવી આપી. દરેક સરાઈ આગળ ડાક (પોસ્ટ) લઈ જવા માટે ઘોડા તૈયાર રાખવામાં આવતા. આ ડાક આસપાસ કાળક્રમે ન્હાનાં ગામડાં અથવા શહેરો પણ વસ્યાં. તે સિવાય તેણે રોટાસ, શેરગઢ–બખ્ખર, વગેરે મજબુત કિલ્લાઓ બાંધ્યા. પોતાની જાગીરના ગામ સહસ્રામમાં તેણે પોતા માટે બંધાવેલી કબર આગ્રાના તાજમહાલથી બીજે નંબરે ગણાય છે.

---

* વિશેષ માટે જુઓ ત્રીજી આવૃત્તિનું પાનું ૧૫૨, નોંધ.

# પ્રકરણ ૬ઠ્ઠું

## સૂર વંશના સુલતાનો અને અફઘાનોની ફરી હાર.

**સુલતાન સલીમશાહ, ઇ. સ. ૧૫૪૫-૧૫૫૩**—શેરશાહ મરી ગયો ત્યારે તેનો નાનો પુત્ર સલીમશાહ નામ ધારણ કરી ગાદીએ આવ્યો ને મોટો પુત્ર નાસી ગયો. સલીમશાહે પોતાના બાપના મોટા અમલદારોને સતાવ્યા પણ એકંદર તે બાહોશ રાજ્યકર્તા થઈ ગયો. તે ઇ. સ. ૧૫૫૩માં મરી ગયો.

**ફિરોઝશાહ, ઇ. સ. ૧૫૫૩**—સલીમ પછી તેનો બાર વર્ષનો પુત્ર ફિરોઝ ગાદીએ આવ્યો; પણ તેના મામાએ અથવા શેરશાહના ભાઈના પુત્રે તેને મારી નાંખ્યો અને પોતે મહમ્મદશાહ અથવા આદિલશાહ નામ ધારણ કરી ગાદીપર આવ્યો.

**મહમ્મદ આદિલશાહ, ઇ. સ. ૧૫૫૩-૧૫૬૦**—આદિલશાહના વખતમાં ચોતરફ લુટફાટો થવા લાગી. પાદશાહ પોતે ખરાબ ચાલનો હતો; તેનામાં કશી હિંમત નહોતી; વળી તે બહુ ઉડાઉ હતો. તેથી રાજ્યના તમામ સરદારો સામા થયા. પણ એ બંડખોરોને હેમુ નામના એક વણિકે દબાવી દીધા તેથી આદિલે તેને વઝીરાત આપી.

**ઇબ્રાહીમખાં સૂર**—શેરશાહનો એક પિત્રાઈ સુલતાનની બ્હેન વેરે પરણ્યો હતો. તેણે બંડ કર્યું ને પોતાની સુલતાની જાહેર કરી; પણ હેમુએ તેને હરાવ્યો તેથી તે નાસી ગયો. છેવટે તેનું ખુન કરવામાં આવ્યું, ઇ. સ. ૧૫૫૪.

**સિકંદર સૂર**—આદિલના બીજા સાળાએ પંજાબમાં બંડ કર્યું ને સિકંદર સૂરનું નામ ધારણ કરી તે સુલતાન થયો.

**હુમાયુંની હિંદપર સવારી, સરહિંદનું યુદ્ધ**—આવી રીતે સૂર વંશના સુલતાનો અંદર અંદર લડતા હતા. તેનો લાભ અફઘાનોના દુશ્મન.

હુમાયુંને મળ્યો. તે પાદશાહ હવે હિંદ ઉપર ચઢી આવ્યો. ઇબ્રાહીમ સૂર સરહિંદ પાસે તેની સામો થયો. પણ લડાઇમાં તે હારી ગયો, ઇ. સ. ૧૫૫૫. હુમાયુંએ હવે દિલ્હી તરફ કુચ કરી ને તે શહેર તેણે તુરત તાબે કર્યું. સિકંદર સૂર નાસી ગયો ને હુમાયું હિંદનો પાદશાહ થયો. એ વખતે અકબર પંજાબમાં હતો.

**હુમાયું પાદશાહ, ઇ. સ. ૧૫૫૫-૧૫૫૬; તેનું મરણ**—હુમાયું ગાદી ઉપર તો બેઠો પણ તે ઝાઝો વખત ગાદી ભોગવી શક્યો નહિ. એક સમી સાંજે પાદશાહ પોતાના પુસ્તકાલયમાંથી નીચે ઉતરતો હતો ત્યારે બાંગ થતાં તે ઉભો રહ્યો, પણ હાથમાં પકડેલી લાકડી આરસ ઉપર લપસી પડી તેથી તે નીચે ભોંયપર પડી ગયો, ને પછી મરણ પામ્યો, જાનેવારિ, ઇ. સ. ૧૫૫૬.

**પાણીપતનું યુદ્ધ, અકબરનો વિજય ને સૂર વંશની હાર, ઇ. સ. ૧૫૫૬**—હુમાયુંના મરણ વખતે અકબર પંજાબમાં હતો. હેમુ પાસે મોટું લશ્કર હતું. તેથી તેણે મોગલો પાસેથી દિલ્હી પડાવી લીધું. પછી તે અકબરને હરાવવા પાણીપતના મેદાન ઉપર આવ્યો. ઇ. સ. ૧૫૫૬ના નવ્હેંબરની પાંચમી તારીખે બંને પક્ષો વચ્ચે યુદ્ધ થયું. તેમાં હેમુની આંખમાં એક તીર વાગવાથી તે બેભાન થઇ હાથીના હોદ્દા ઉપરથી નીચે પડ્યો. એટલે આખું અફ્ઘાન લશ્કર નાસી ગયું. હેમુ પોતે પણ પકડાઇ ગયો. અકબરના વાલી બહેરામખાંએ તેનો વધ કર્યો. મુસલમાની ઇતિહાસકારો હેમુને વખોડી કાઢે છે પણ હેમુ બાહોશ વઝીર હતો.*

**સૂર વંશનો અંત**—સિકંદર સૂર તાબે થયો એટલે અકબરે તેને જાગીર આપી. આદિલશાહ બંગાળામાં લઢતાં માર્યો ગયો. તેના પુત્રને મોગલોએ હરાવ્યો. આવી રીતે શેરશાહના વંશનો ને અફ્ઘાન સલ્તનતનો અંત આવ્યો. એકંદરે અફ્ઘાનો રાજ્ય કરવા નાલાયક હતા.

---

*પાણીપતના યુદ્ધમાં મોગલોના હાથમાં અખૂટ ધન આવ્યું. ઈતિહાસ લેખક બદાયૂની એક સ્થળે લખે છે કે વર્ષો સૂધી યુદ્ધના મેદાનને જરાક ખણતાં ઘણાને મહોરો કે મોતીઓ કે એવું કાંઇક કાંઇક હાથ લાગતું. આટલી બધી દોલત શેરશાહે ને હેમુએ ટૂંક મુદ્દતમાં ભેગી કરી હતી.

# પ્રકરણ ૭મું

## રજપુતો ને મોગલોની વચ્ચે દોસ્તી

### અકબર પાદશાહ, ઇ. સ. ૧૫૫૬–૧૬૦૫.



અકબર

**અકબર**—અકબરનો જન્મ ઇ. સ. ૧૫૪૨ ના નવેંબરમાં થયો હતો. ઇતિહાસમાં તેને જલાલુદ્દીન મહમ્મદ અકબરના નામથી ઓળખવામાં આવે છે; હુમાયુંના મરણ વખતે તે પંજાબમાં હતો તેથી તેનો રાજ્યાભિષેક એજ પ્રાંતમાં થયો હતો.

**અકબરના અમલના મુખ્ય વિભાગો**—અકબરના અમલના મુખ્ય ત્રણ વિભાગો થઈ શકે છે. (૧) બહેરામખાંનો કારભાર, સને ૧૫૫૬–૧૫૬૦. (૨) પછી ઝનાનાની બીબીઓનો કારભાર, સને ૧૫૬૦–૧૫૬૪. (૩) અકબરનો પોતાનો કારભાર, સને ૧૫૬૪–૧૬૦૫.

**બહેરામખાંનો કારભાર**—અકબર ગાદીએ આવ્યો ત્યારે સગીર હોવાથી બહેરામખાં કારભાર કરવા લાગ્યો. પણ તે ઈરાણી ને શિયાપંથી હતો. તેથી વળી હેમુએ જ્યારે દિલ્હી ઉપર સવારી કરી ત્યારે તેણે દિલ્હીના કિલ્લેદાર તારદીબેગને ફાંસી આપી હતી તેથી ઘણા ઉમરાવો કોચવાયા હતા. ઉપરાંત બહેરામખાં અકબરને પૂરી સ્વતંત્રતા આપતો નહોતો. તે ઉદ્ધત

હતો અને પોતાના સિવાય પાદશાહી ઉંધી વળી જશે એમ માનતો હતો. આ કારણોથી પાદશાહની મા અને દૂધમા તથા બીજા સરદારો તેની સામે થયાં ને જ્યારે બહેરામ આગ્રા હતો ત્યારે અકબરે તેને મક્કા જવા હુકમ કર્યો. બહેરામખાંએ પહેલાં તો હા પાડી પણ પછી ખરાબ શીખવણથી બંડ કર્યું. પણ અકબરે તેને હરાવ્યો ને માફી આપી મક્કા જવાની પરવાનગી આપી. બહેરામખાં સુરત થઈ મક્કા જતો હતો ત્યારે ગુજરાતમાં પાટણ પાસે તેણે એકવાર મારેલા એક અફઘાન સરદારના પુત્રે તેનું ખુન કર્યું, ઇ. સ. ૧૫૬૧.

બહેરામખાંના વખતમાં મોગલોએ ગ્વાલિઅર ને જવનપુરના પ્રાંતો લઈ લીધા હતા.

**બીબીઓનો કારભાર**—બહેરામખાં તો ગયો, પણ બાદશાહ હજુ નાનો હતો તેથી રાજ્યની લગામ હમીદાબાનુ, તેની દૂધમા ને તેમના પક્ષકારોના હાથમાં આવી. તેમણે માળવા તાબે કર્યું ઇ. સ. ૧૫૬૧-૬૩.

**અંબેરની રજપુત કુંવરી સાથે લગ્ન, ઝઝીઆ વગેરેની માફી**—આ વખતે અકબરે અંબેરના રજપુત રાજા બિહારીમલ્લની પુત્રી સાથે લગ્ન કર્યું ને તેના સગા માનસિંહ રાજાને મોટી જગ્યા આપી. તેણે જાત્રાળુ ઉપરના તમામ વેરાઓ રદ કર્યા ને ઝઝીયા વેરો પણ કાઢી નાંખ્યો.

**બીબીઓના કારભારનો અંત**—અકબર પોતાની દૂધમાના કારભારથી એકદમ કંટાળી ગયો, કારણકે તેઓએ માળવામાં ને બીજે સ્થળે ઘણી ગરબડ કરી હતી.

**અકબરનાં બુદ્ધિમત્તા ને ડહાપણ**—જ્યારથી અકબરે રાજ્યનો તમામ વહિવટ પોતાના હાથમાં લીધો ત્યારથી પોતાની રાજ્યનીતિનાં મૂળ સૂત્રો તેણે નક્કી કરી નાંખ્યાં. પાદશાહ પોતે જુવાન હતો. જુદા જુદા સરદારો ઉપર પૂરો વિશ્વાસ રાખી શકાય એમ નહોતું. સત્તા માટે તેઓ અંદરો અંદર ક્લેશ કરતા હતા. બંગાળા ને ગુજરાતના અફઘાનો હજુ જોરમાં હતા.

કાસ્મીર, સિંધ, બંગાળા, ખાનદેશ ને ગુજરાતનાં સ્વતંત્ર રાજ્યો મોગલોની સત્તા સામે ખટપટ કરે એવો પૂરો સંભવ હતો. અફઘાનીસ્તાનમાં અકબરનો ઓરમાન ભાઈ સગીર વયનો હતો ને ત્યાંના સરદારો અકબરને મદદ કરવા નાખુશ હતા. મોગલો હિંદને હજુ પરદેશ ગણતા હતા; પણ અકબરને તો હિંદમાં મોગલ નહિ, પણ સ્વદેશી અથવા હિંદી, પાદશાહી સ્થાપવી હતી; તેણે દૂરદર્શિત્વ બતાવી વીર રજપુતોને વિશ્વાસમાં લીધા, હિંદુઓ પ્રત્યે સહિષ્ણુતા દર્શાવી, અને તેમની મદદથી હિંદુસ્તાનમાં મોગલાઈની સ્થાપના કરી. આ નીતિ માટે અકબર પોતે જવાબદાર હતો એ ખાસ યાદ રાખવાની જરૂર છે.

**ગોંદવનનો કબજો**—માળવા પાસે ગોંદવનમાં ચંદેલરાજપુત્રી રાણી દુર્ગાવતી અને તેનો પુત્ર રાજ્ય કરતાં હતાં. અકબરના એક સરદારે ગોંદવન ઉપર સવારી કરી; રાણી દુર્ગાવતી હારી ગઈ ને પોતાને હાથે મરી ગઈ. તેનો પુત્ર પણ માર્યો ગયો. ગોંદવન મોગલોના હાથમાં આવ્યું. આ રાજ્ય ખૂબ પૈસાદાર હતું. ઇ. સ. ૧૫૬૪.

**ચિતોડ ઉપર સવારી, ઇ. સ. ૧૫૬૭**—ચિતોડમાં રાણો ઉદયસિંહ રાજ્ય કરતો હતો. તેણે અકબરના શત્રુઓને આશ્રય આપ્યો હતો ને તેનો પુત્ર પાદશાહની રજા વગર ચિતોડ નાસી આવ્યો હતો. વળી જે રજપુતો ચિતોડ નાસી આવ્યા હતા તેઓ અકબર સામે ખટપટ કરતા હતા તેથી અકબરે ઇ. સ. ૧૫૬૭માં મોટું સૈન્ય તૈયાર કર્યું અને ઉદયસિંહના મુલક ઉપર સવારી કરી. રાણો અરવલ્લીના ડુંગરોમાં નાસી ગયો ને ત્યાં તેણે ઉદયસાગર સરોવર ખોદાવી ઉદેપુર શહેર વસાવ્યું. મોગલોએ ચિતોડને ઘેરો ઘાલ્યો હતો પણ ચિતોડગઢ ઘણો મજબુત હતો ને રાજા જયમલ્લ રાઠોડ ગઢનું રક્ષણ કરતો હતો. તેને એકવાર અકબરે ગઢની દિવાલ ઉપર ગોળીથી ઠાર કર્યો. બીજે દિવસે રજપુત સ્ત્રીઓ જોહર કરી બળી મુઈ ને ચિતોડગઢ મોગલોએ સર કર્યો. આ વખતે અકબરે ૩૦,૦૦૦ રજપુત સૈનિકોનો વધ કરવા આજ્ઞા આપી. ઉદયસિંહ ૧૫૭૨માં મરી ગયો; પણ તેના શૂરા પુત્ર રાણા પ્રતાપે

મોગલો સાથે યુદ્ધ ચાલુ રાખ્યું. તેનો ભાઈ અકબરના પક્ષમાં ચાલ્યો ગયો હતો. જોધપુર, બિકાનેર, અંબેર, બુંદી, વગેરે સંસ્થાનોના રાજાઓ અકબરને મદદ કરતા હતા. દ્રવ્ય, માણસ, દારૂગોળો કે કાંઈ સાધન પ્રતાપ પાસે નહોતું. તેના કુટુંબને ખાવાનાં પણ સાંસાં હતાં. છતાં વીર પ્રતાપે પોતાનામાં જીવ હતો ત્યાં સુધી ચિતોડ ને મેવાડ પાછાં મેળવવા મોગલોને સતાવ્યાં કર્યું. ઈ. સ. ૧૫૭૬માં અકબરે પ્રતાપ સામે મોટું લશ્કર મોકલ્યું. બંને વચ્ચે હલદીઘાટ પાસે ભયંકર યુદ્ધ થયું. પ્રતાપ પોતાના પ્રિય અશ્વ ચૈતક ઉપર બેસી નાસી ગયો. થોડા વખતમાં આખો મેવાડ અકબરે લઈ લીધો; પણ પ્રતાપ ડગ્યો નહિ. પાદશાહ છેવટે થાકી ગયો ને ચિતોડ ને અજમેર સિવાય બધાં ગામો પ્રતાપે પાછાં મેળવ્યાં. તે ઈ. સ. ૧૫૯૭માં મરી ગયો. આ લડાઈમાં જયમલ્લ ને પટ્ટાની બહાદુરીથી અકબર આનંદાશ્ચર્ય પામ્યો. તેણે આગ્રા મુકામે બે આરસના હાથીઓ ઉપર બંને યોદ્ધાઓનાં આરસનાં પૂતળાં તૈયાર કરાવી દરબારગઢના ઝરૂખા નીચે મુકાવ્યાં.*

**બીજાં રજપુત રાજ્યો**—અકબરે સિરોહી, જોધપુર, આબુ, ઈડર, વગેરે રજપુત મથકો લીધાં અને દિલ્હીથી ગુજરાત જવાનો રસ્તો પોતાના કબજામાં લીધો.

**ગુજરાત ખાલસા**—અકબરે ઉત્તર હિંદનો કબજો સાબુત કર્યો એટલે તેની દૃષ્ટિ ગુજરાતની સલ્તનત ઉપર ગઈ. હુમાયુંએ ગુજરાત દેશ જીતી લીધો હતો એટલે અકબરનો હક્ક તેના રાજ્ય ઉપર તો હતો જ. તે સિવાય ગુજરાતનો સુલતાન ત્રીજો મુઝફ્ફર નબળો હતો અને જુદા જુદા ઉમરાવો સત્તા માટે પરસ્પર લઢતા હતા. એમાંથી એક ઉમરાવે અકબરની મદદ માંગી. વળી અકબરના બંડખોર કુટુંબીઓએ અને માળવા તથા ગોંદ-વનના બંડખોરોએ ગુજરાતમાં આશરો લીધો હતો, તેથી અકબરને તે

---

* શાહજહાંના વખતમાં આ પ્રતિમાઓને દિલ્હી લઈ જવામાં આવી. ઔરંગઝેબે તેને તોડી નાંખી.

દેશ ઉપર ચઢાઈ કરવા માટે સારૂં બહાનું મળી આવ્યું. ઇ. સ. ૧૫૭૨માં અકબર ગુજરાતમાં દાખલ થયો. મુઝફ્ફર શરણ થયો, ને અકબરે પોતાના બંડખોર કુટુંબીઓને હરાવ્યા. પછી તે જિતાએલા પ્રદેશોનો બંદોબસ્ત કરવા રાજા ટોડરમલને સુબો નીમી ગયો. દરમ્યાન સુલતાન મુઝફ્ફરે અમદાવાદ, ભરૂચ, વગેરે શહેરો પાછાં જીતી લીધાં તેથી બહેરામખાંના પુત્ર અબ્દુર્રહીમખાંએ તેને ગુજરાતમાંથી કાઢી મૂકયો. મુઝફ્ફર હવે કચ્છ ને કાઠિઆવાડમાં ભરાઈ બેઠો, પણ તે પ્રદેશો મોગલોએ જીત્યા એટલે કચ્છના રાવે મુઝફ્ફરને મોગલોને સોંપી દીધો. રસ્તામાં કેદી સુલતાને આપઘાત કર્યો. ગુજરાત પ્રાંત હવે મોગલોનો બન્યો, ઇ. ૧૫૯૨.

ગુજરાતની ચઢાઇથી અકબરને પારસી, જૈન અને ફિરંગીઓના ધર્મગુરુઓનો પરિચય થયો. તેથી તેના ધર્મસંબંધી વિચારોમાં મોટું પરિવર્તન થયું. ગુજરાતની નવી કળા અકબરે ઉત્તર હિંદમાં દાખલ કરી.*

**બંગાળાનો કબજો**—બંગાળા દેશમાં ઘણા વખત થયાં મુસલમાનો સ્વતંત્ર સત્તા ધરાવતા હતા. ત્યાંના સુલતાન પાસે દોઢ લાખ પાયદળ, અર્ધા લાખ ઘોડેસ્વાર, ને ૩૬૦૦ હાથીઓનું લશ્કર હતું. તે સિવાય તેનું તોપખાનું બહુ ઊંચી પ્રતિનું હતું. તેથી અકબરે રાજા ટોડરમલને તેની સામે મોકલ્યો. ટોડરમલ્લે તેને હરાવી મારી નાંખ્યો. ને બંગાળામાં મોગલાઈની સ્થાપના થઈ. લડાઈ પછી અકબરે કેટલીક ઇનામી જમીનને ખાલસા કરી. વળી તેના નવા પંથથી પ્રાંતના મુસલમાન અમલદારો કંટાળી ગયા. તેથી તેમણે મોટું બંડ કર્યું. પણ તેમને દબાવી દેવામાં આવ્યા ને આખો બંગાળા પ્રાંત મોગલોને તાબે થયો.

**અકબરના ઓરમાન ભાઈની હિંદ ઉપર સવારી**—બંગાળામાં બળવો થયો તે વખતે જુના વિચારના કેટલાક મુસલમાનોએ અકબરને

---

*આ એક માત્ર કલ્પના નથી. "આઈન"માં અબુલફઝલ એ બાબત સ્પષ્ટપણે લખે છે. ઉત્તર હિંદની આ વખતની સ્થાપત્યની કળા ઉપર માત્ર ગુજરાતની જ નહિ પણ બંગાળાની કારીગરીની પણ અસર થઈ હતી.

ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાની ને તેને બદલે તેના ઓરમાન ભાઈ કાબુલના રાજ્યકર્તા મહમ્મદ હકીમને ગાદી ઉપર બેસાડવાની ખટપટ કરી. હકીમે પંજાબ ઉપર સ્વારી કરી ને ઠેઠ લાહોર સુધી તે આવી પહોંચ્યો. પણ અકબરે જબરદસ્ત તૈયારી કરી હતી. તેથી હકીમ કાબુલ પાછો ચાલ્યો ગયો. અકબરે હકીમની પૂંઠ લીધી એટલે મિરઝા હકીમ કાબુલ છોડી નાસી ગયો. જ્યારે અકબર હિંદ આવ્યો ત્યારે હકીમ પાછો કાબુલ આવ્યો. હકીમની હાર પછી અકબર તદ્દન નિર્ભય બન્યો.

**કાશ્મીર ખાલસા**—કાશ્મીરનો સુલતાન અકબરને શહેનશાહ તરીકે સ્વીકારતો નહોતો તેથી પાદશાહે કાશ્મીર ઉપર ચઢાઈ કરી. સુલતાનને અને તેના શાહઝાદાને જાગીરો આપી સંતોષવામાં આવ્યા ને કાશ્મીર મોગલોએ ખાલસા કર્યું, ઈ. સ. ૧૫૮૬.

**સરહદી લોકોનું બંડ**—આ વખતે રોશની પંથના મુસલમાનોએ વાયવ્ય સરહદ ઉપર બળવો કર્યો અને અકબરના સૈન્યને હરાવ્યું. રાજા બીરબલ આ લડાઈમાં માર્યો ગયો. આ બંડખોરોનું જોર અકબર શમાવી શક્યો નહિ, ઈ. સ. ૧૫૮૬.

**સિંધ ખાલસા**—ઠઠ્ઠાના હાકેમે અકબરનું અપમાન કરેલું હોવાથી મુલતાનના સુબાએ તેને ઈ. સ. ૧૫૯૧માં હરાવ્યો અને સિંધદેશ ખાલસા કર્યો.

**ઓરિસ્સા ખાલસા**—રાજા માનસિંહે ઓરિસ્સાના અફઘાનોને હરાવી તે પ્રાંત ખાલસા કર્યો. ઈ. સ. ૧૫૯૨.

**કંદહાર ને બલુચિસ્તાન ખાલસા**—અકબરના સરદારે બલુચિસ્તાન ખાલસા કર્યું ને કંદહારના એક ઈરાણી અમલદારે કોટનો કબજો વગર યુદ્ધે આપી દીધો. આવી રીતે હિંદનાં પશ્ચિમ દિશાનાં બધાં અગત્યનાં નાકાં અકબરે સાબુત કર્યાં ને ઉત્તર હિંદમાં એકચક્રી રાજ્ય સ્થાપ્યું, ઇ. સ. ૧૫૯૫.

**દક્ષિણનાં રાજ્યો ઉપર ચઢાઈ**—ખાનદેશનો સુલતાન અકબરનો સામંત બનવા નાખુશ હતો. તેનો અસીરગઢનો કિલ્લો દક્ષિણની "ચાવી" સમાન હોવાથી અકબર તે લેવા ઘણા વખતથી તલપતો હતો. ઉપરાંત ખાનદેશ, અહમદનગર ને બિજાપુરનાં રાજ્યોને જીતી ફિરંગીઓનાં બંદરો ગોવા ને દમણ હાથ લેવાનો પાદશાહનો વિચાર હતો, કારણ કે ફિરંગીઓ હજ પઢવા જતા મુસલમાનોને ને વેપારીઓને કનડતા હતા. આ કારણોથી અકબરે દક્ષિણ હિંદ ઉપર મોટું લશ્કર મોકલ્યું.

**અહમદનગર ઉપર ચઢાઈ, ચાંદબીબીની લડત, બરાડ પ્રાંતનો કબજો**—પ્રથમ અકબરે શાહઝાદા મુરાદને લશ્કર લઈ દક્ષિણ જવા હુકમ કર્યો. આ વખતે બિજાપુરની સુલતાના ને અહમદનગરના સુલતાનની બ્હેન ચાંદબીબીએ અહમદનગરનું બાહોશીથી રક્ષણ કર્યું. તેથી મોગલોએ બરાડનો પ્રાંત સ્વીકારી સંધિ કરી. અહમદનગરના સુલતાને અકબરને શહેનશાહ તરીકે સ્વીકારવાનું વચન આપ્યું. પણ ચાંદબીબીના શત્રુઓએ સંધિની શરત પાળી નહિ તેથી પાછી લડાઈ શરૂ થઈ. ખુદ પાદશાહ દક્ષિણ આવ્યો. બહાદુર ચાંદબીબીએ કોટનું બહાદુરીથી રક્ષણ કર્યું પણ તેનું ખુન થયું એટલે અહમદનગરનો કોટ મોગલોએ લઈ લીધો, ઈ. સ. ૧૬૦૦

**ખાનદેશ ને અસીરગઢનો કબજો**—ખાનદેશનો સુલતાન મરી ગયો તેથી તેનો પુત્ર ગાદીએ આવ્યો. તેણે મોગલોનો અમલ સ્વીકારવા ના પાડી એટલે અકબરે મજબુત ગઢ અસીરગઢને ઘેરો ઘાલ્યો. કિલ્લો ઘણો મજબુત હતો. પણ લાંબા વખતના ઘેરાથી લોકોને ઘણો ત્રાસ પડયો ને સુલતાને તે કોટની ચાવી પાદશાહને સોંપી દીધી, ઈ. સ. ૧૬૦૧. આ લડાઈથી ખાનદેશ ખાલસા થયો. અકબરે બરાડ, ખાનદેશ ને અહમદનગરના પ્રદેશ ઉપર અમલ કરવા શાહઝાદા દાનિઆલને નીમ્યો. આવી રીતે ૪૫ વર્ષમાં અકબરે તમામ હિંદુસ્તાન ને દખ્ખણમાં બરાડ જિતી લીધાં. તેનો વિચાર બદક્ષાન અને બિજાપુર, ગોવળકોંડા ને અહમદનગર તાબે કરવાનો હતો પણ તે વિચાર ફળીભૂત થયો નહિ.

**શાહઝાદા સલીમનો બળવો**—શાહઝાદો સલીમ અંબેરના રાજાની પુત્રીને પેટે જન્મ્યો હતો ને તેનું લગ્ન રાજા ભગવાનદાસની પુત્રી જોધબાઈ વેરે થયું હતું. પાદશાહે તેને દરબારમાં પહેલો હોદ્દો આપ્યો હતો પણ સલીમ દારૂડીઓ ને ખરાબ ચાલનો હતો. પાદશાહ જ્યારે દક્ષિણ ગયો ત્યારે તેણે સલીમને મેવાડના રાણા સામે જવા હુકમ કર્યો પણ સલીમે તે હુકમનો અનાદર કર્યો. એટલુંજ નહિ પણ તેની આસપાસ અકબરની નવી નીતિના વિરોધીઓએ ખટપટ ઉભી કરી અને શાહઝાદાએ બંડ કર્યું. અકબર આ બંડથી ઘણો મુંઝાયો તેણે દક્ષિણમાંથી પોતાના મિત્ર અબૂલફઝલને બોલાવ્યો; પણ રસ્તામાં સલીમની શિખવણીથી તે ફિલસુફને એક રાજાએ મારી નાંખ્યો. પોતાના વ્હાલા મિત્રના ખુનની ખબર પડતાં અકબરને ઘણો ક્રોધ ચઢયો પણ તેની મા વગેરે વચમાં પડયાં. તેથી બાપદીકરા વચ્ચે ઉપલકીઓ સંપ થયો ને અકબરે સલીમને પોતાની ગાદીનો વારસ જાહેર કર્યો. પણ સલીમને વિશ્વાસ બેઠો નહિ. તેને એમ લાગતું હતું કે અકબર છેવટની ઘડીએ પોતાના જ પુત્ર ખુશરૂને ગાદી આપશે.

**અકબરનું મૃત્યુ**—સલીમ બંડખોર થયો હતો. શાહઝાદો દાનિઆલ દારૂના વ્યસનથી મરી ગયો હતો. મુરાદ પણ મરી ગયો હતો. આવી રીતે પાદશાહ ઉપર ઘડપણમાં દુઃખો પડ્યાં. છેવટે અકબરને ઇ. સ. ૧૬૦૫માં મરડો થયો ને થોડા દિવસની માંદગી પછી તે મરી ગયો. મરણ સમયે ગાદી માટે મોટી ખટપટ ચાલતી હતી પણ બાદશાહે પોતે સલીમને ગાદી આપી અને રાજ્યના મુસલમાન સરદારોએ ઇસ્લામના કાનુન પ્રમાણે વર્તવાની શરતે તેને મદદ આપવા વચન આપ્યું.

# પ્રકરણ ૮ મું

## અકબરનો અમલ

**અકબરના ગુણદોષ**—અકબર શરીરે ઘણો મજબુત હતો ને તે લાંબી લાંબી મજલો કરતો. તેને શિકારનો મોટો શોખ હતો. મસ્તમાં મસ્ત

હાથી તેની પાસે ગરીબ ગાય માફક વર્તતો. તે ક્રૂર હતો પણ મોટી ઉંમરે તેનો સ્વભાવ ઘણો કોમળ થઈ ગયો હતો. તેની રહેણીકરણી મોટા પાદશાહને છાજે એવી હતી. આરોગ્ય કેમ સાચવવું તે અકબર સારી રીતે સમજતો. તેનો ખોરાક હમેશાં સાદો હતો. માંસનો આહાર તેણે તજી દીધો હતો પણ તે તાડી ને અફીણ સેવતો. અકબર ઘણી કારીગરી જાણતો અને તેણે કેટલીક શોધો પણ કરી હતી. પાદશાહને લખતાં વાંચતાં આવડતું નહિ એમ કેટલાકો કહે છે પણ નાનપણથી તેને વિદ્યા ઉપર પ્રીતિ હતી ને વિદ્વાનોના સંગથી ઓછા ભણતરે* તે મોટો પંડિત ગણાતો. તેની યાદદાસ્ત જબરી હતી. કારભારની ઝીણીઝીણી હકીકત પણ તેના ધ્યાન બહાર નહોતી. તે બહાદુર સિપાઈ ને સમર્થ સરદાર હતો. સ્થાપત્ય, કળા, હસ્તાક્ષર, સંગીત, ફિલસુફી, ઇતિહાસ, વગેરેનો તે મોટો અભ્યાસી હતો. હિંદવાસીઓ તેને રાજા વિક્રમ તથા રાજા ભોજ સાથે સરખાવે છે. અકબર મોટો મુત્સદ્દી હતો: રાજકારણમાં તે ઘણો ચતુર હતો અને પોતાના અંતરની વાત તે કદિ કોઈને પણ કહેતો નહિ. માણસની પરીક્ષા કરવામાં તેના જેવો બાહોશ રાજ્યકર્તા ભાગ્યેજ હશે. મિત્રતા× તે કદિ ભૂલતો નહિ. બધા અમલદારોએ તેની નોકરી પૂરી વફાદારીથી કરી. વફાદાર નોકરીનું મૂલ્ય આંકતી વેળા અકબર પૂરો ઉદાર હતો. તેની આકાંક્ષાઓ એક શહેનશાહને છાજે તેવી હતી. ખરેખર, તે વખતના રાજ્યકર્તાઓમાં અકબર પ્રથમ પંક્તિએ આવશે. ઇંગ્લંડની રાણી ઇલિઝબેથ, ફ્રાંસનો રાજા ચોથો હેનરિ કે સ્પેઇનનો પાંચમો ચાર્લ્સ અકબર પાસે કોઈ હિસાબમાં નથી. તે સલીમ માટે એક મોટું સામ્રાજ્ય,

---

* અકબરને લખવા વાંચવાનો ઘણો કંટાળો લાગતો. તે માટે "અકબરનામા"માં ઘણા ઉલ્લેખો અબૂલફઝલ જુદી જુદી રીતે કરી ગયો છે; 'આઇન" વાંચતાં એમ લાગે છે કે અકબર તદ્દન નિરક્ષર તો નહોતો.

× ફૈઝી જ્યારે મરણપથારી પર હતો ત્યારે અકબર તેને ઘેર ગયો ને તેનું માથું ખોળે મૂકી કહેવા લાગ્યો:—'શેખજી, શેખજી, આમ જુઓ તો ખરા; તમારે માટે હું ખાસ હકીમને અહીં લાવ્યો છું." કવિને ત્રિદોષ થયો હતો તેથી કાંઈ જવાબ ન આપતાં તેણે પોતાનો ફેંટો નીચે ફેંકી દીધો.

અખુટ નાણું, જબરદસ્ત લશ્કર, સંતુષ્ટ ને આબાદ પ્રજા ને વ્યવસ્થિત રાજ્યતંત્ર મૂકતો ગયો.

**અકબર અને હિંદુ સંસ્કૃતિ**—અકબરે હિંદુસ્તાનનાં નાનાં મોટાં બીજાં રાજ્યો જીતીને ખાલસા કર્યાં, પણ રજપુત રાજ્યોને તેણે સ્વતંત્ર રહેવા દીધાં ને તેમની પાસેથી માત્ર ખંડણી સ્વીકારી. આ વલણનું કારણ આપણે ઉપર જોઈ ગયા છીએ. પરિણામે શૂરા, વફાદાર ને ભોળા રજપુતો અકબરના તેજથી અંજાઈ ગયા. તેઓ ૩૦૦ વર્ષ સુધી મુસલમાનો સાથે લડતા હતા. મુસલમાનો રજપુતોને ભગીરથ પ્રયત્નો કર્યા છતાં વશ કરી શકયા નહોતા. અકબરે આપણા ઇતિહાસનો આ મુખ્ય શિક્ષામંત્ર પોતાના હૃદય ઉપર કોરી રાખ્યો. તેણે અફ્ઘાનોને, સિંધીઓને ને દક્ષિણના શિયાઓને જીતી તેમનાં રાજ્યો ખાલસા કર્યાં; પણ રજપુતોને જીતી તેણે તેમને તેમના મુલકો પાછા આપ્યા; તેમની સાથે લગ્નવ્યવહાર કર્યો; તેમને મોટી મોટી જગ્યાઓ આપી; અને તેમની મદદથી મોટું સામ્રાજ્ય ઉભું કર્યું; નહિતર નાની સંખ્યામાં આવેલા મોગલોનું સૈન્ય રજપુતસ્તાન ને બંગાળા તથા ગુજરાતના પ્રદેશોમાં સમાઈ જાત ને મોગલાઈ ઉભી થાત નહિ. આ નીતિ માટે અકબર પોતે જવાબદાર છે. વીસ વર્ષની ઉમરે તેણે આ વિચાર વ્યવહારમાં મૂકયો હતો ને રજપુતોને વિશ્વાસમાં લીધા હતા. તેણે જાત્રાળુ ઉપરના કરો ને ઝઝીયા વેરો માફ કરી હિંદુઓનાં મન જિતી લીધાં. ટોડરમલ્લ જેવો મુત્સદ્દી ને યોદ્ધો, બીરબલ જેવો રમુજી વિદ્વાન્, ગંગ જેવો સમર્થ કવિ, તાનસેન જેવો ચતુર સંગીતનો ઉસ્તાદ, લાલ કલાવંત જેવો ચિત્રકાર, પ્રસિદ્ધ કવિ સુરદાસ, વગેરે રત્નોને તેણે સંઘર્યાં; બ્રાહ્મણો, જૈનો, ખ્રિસ્તીઓ, સુફીઓ એમ દરેક પંથના પ્રતિનિધિઓને તેણે પોતાની ઉદારતાના અનુભવી બનાવ્યા ને હિંદુ સાહિત્યને ઉત્તેજન આપ્યું. પ્રસિદ્ધ કવિ તુલસીદાસ તેના વખતમાં થઈ ગયો. અકબરે અથર્વવેદ, મહાભારત, રામાયણ, લીલાવતીનું ગણિત, વગેરે સંસ્કૃત ગ્રંથોનો ફારસીમાં અનુવાદ કરાવ્યો. તેના દરબારના કેટલાક મુસલમાનો સંસ્કૃત શિખ્યા. આવી રીતે અકબરે હિંદુ સમાજને મોગલાઇના ઉદાર હાર્દથી પરિચિત કર્યો

ને ઔરંગઝેબના વખત સુધી મોગલો ને હિંદુઓ આપણા દેશના જાહેર જીવનમાં સાથે રહ્યા. ટૂંકામાં, મુસલમાનોના આવ્યા પછી અકબર સમસ્ત હિંદી પ્રજાઓનો પહેલો પાદશાહ થઈ ગયો.

**જુદા જુદા પંથો અને અકબર**—હવે આપણે અકબરના ધર્મ ઉપરના વિચારો તપાસીએ. સોળમા સૈકામાં બધે ઠેકાણે ઇસ્લામને સુધારવા માટે પ્રચંડ પ્રયત્નો થઈ રહ્યા હતા. ઉપરાંત, ઇતિહાસના વાચનથી અકબરને એમ પણ જણાયું કે જેમ બગદાદના ખલીફાઓના વખતમાં કુરાન તથા ઇસ્લામને સર્વમાન્ય કરવા પ્રયત્નો કરવામાં આવ્યા હતા તેમ હિંદમાં પણ તેની જુદી જુદી પ્રજાઓને કુરાન ને મહંમદ પયગંબરના આદેશોને સર્વમાન્ય કરવા ઉદાર નીતિની જરૂર છે. હવે એટલું યાદ રાખવું જોઈએ કે બચપણમાં અકબરને સુફીવાદનો ને શિયાપંથનો પરિચય થયો હતો. કુલાચારે તે સુન્ની હતો, પણ મોટા મોટા રાજ્યકર્તાઓ માફક તેને ધાર્મિક ચર્ચાઓ સાંભળવાનો ઘણો શોખ હતો. અકબરને ફકીરો, ઓલીઆઓ, સાધુઓ ને સંન્યાસીઓના ઉપાસક થવું બહુ ગમતું. અજમેરમાં ખ્વાજા મુઇનુદ્દીન ચિસ્તીની દરગાહની મુલાકાતે તે વારંવાર જતો. સિક્રીના ફકીર શેખ સલીમ ચિસ્તીનો તે મોટો ઉપાસક હતો ને ભાવિકતાની યાદગીરી રૂપે પોતાના પુત્રને તેણે સલીમનું નામ આપ્યું હતું. આ કારણોથી પાદશાહે સિક્રી મુકામે એક ઇબાદતખાનું તૈયાર કરાવ્યું. ત્યાં પહેલાં તો દર ગુરુવારે સૈય્યદો, શેખો, મૌલવીઓ, ઉલેમાઓ ને ઉમરાવો મળી રાતભર ધર્મ ઉપર ચર્ચા કરતા. પછી તો બધા ધર્મના પંડિતો ત્યાં આવવા લાગ્યા. સુરત સર કર્યા પછી અકબરને નવસારીના પારસી મોબેદ મેહેરજી રાણાનો સંગ થયો. તેથી પાદશાહે ઝરથુસ્ત્રના પંથના કેટલાક નિયમો સ્વીકાર્યા. અકબરના ઝનાનામાં રજપુતાણીઓ હતી. તેના મિત્રો હિંદુઓ હતા. તેમની સોબતને પરિણામે તેણે હિંદુ ધર્મના ઘણા નિયમો સ્વીકાર્યા. ગુજરાતનો કબજો લીધા પછી અકબરને જૈન ધર્મનો પરિચય થયો. પ્રસિદ્ધ જૈન આચાર્ય શ્રી હીરવિજયસૂરિ વગેરે પાદશાહી નિમંત્રણ મળવાથી ધર્મચર્ચામાં ભાગ લેવા સિક્રી ગયા. તેમના ઉપદેશથી અકબરે માંસ ખાવું તજી દીધું ને અમુક દિવસ માટે આખા રાજ્યમાં હિંસા થતી બંધ કરાવી.

ગોવાથી ખ્રિસ્તી પાદરીઓ આ ચર્ચામાં ભાગ લેવા ગયા ને અકબર ખ્રિસ્તી પંથને માન આપવા લાગ્યો. આવી રીતે પારસીઓને એમ લાગ્યું કે પાદશાહ પારસી થઈ ગયો છે; જૈનોએ એમ ધાર્યું કે અકબર જૈન થઈ ગયો છે; હિંદુઓએ તેને હિંદુ માન્યો; ખ્રિસ્તીઓએ તેને પોતાના પંથનો માન્યો; પણ સર્વ અનુભવના સારરૂપે અકબરે પોતાનો જુદો પંથ કાઢ્યો. આ પંથનું સ્વરૂપ નીચે આપ્યું છે.

**દીનેઈલાહી અથવા અકબરનો નવો પંથ**—અબુલફઝલ અને કવિ ફૈઝીનો બાપ શેખ મુબારક પ્રવિત્ર ને વિદ્વાન હતો ને અકબર પાસે તે મોટી વગ ધરાવતો હતો. તેણે અકબરને ઇસ્લામના જુના ને સંકુચિત વિચારોનો ત્યાગ કરવા, હિંદુસ્તાનની જુદી જુદી પ્રજાઓને તથા નવા કાળને અનુકૂળ પડે તેવા ઇસ્લામમાં સુધારાઓ કરવા, અને તે નવા સુધારાઓની આગેવાની લેવા સૂચના કરી. ધર્માંધ ને સંકુચિત વિચારોવાળા શેખો ને ઉલેમાઓથી અકબર કંટાળી ગયો હતો તેથી આ સૂચનાનો અમલ પાદશાહે તુરત કર્યો. તેને ઇશ્વિરમાં શ્રદ્ધા હતી; તે ઇશ્વિરના અસ્તિત્વમાં માનતો હતો; પયગંબરોના પયગામમાં પણ તેને શ્રદ્ધા હતી; પણ ઇસ્લામની જુની માન્યતાઓ તેના વિચારોને અનુકૂળ નહોતી. તેથી ૧૫૭૯માં સિક્રીની જુમા મસ્જીદમાં પરંપરા વિરુદ્ધ ખુદ પાદશાહે બાંગ પોકારી,* પાદશાહે ખ્રિસ્તી પંથના પોપના જેટલી સત્તા પોતાને હસ્તક લીધી, ને પોતે ખલીફા છે એમ જાહેર કરવામાં આવ્યું. હવે તે સારી ઇસ્લામી દુનિયાનો મુખ્ય ઇમામ બન્યો ને; ધર્મની તકરારોમાં તેનો અભિપ્રાય પક્ષકારોને બંધનકર્તા થશે એમ જાહેર કરવામાં આવ્યું. અકબરના ઓરમાન ભાઈ મહમ્મદ હકીમની હાર થઈ એટલે તે તદ્દન નિર્ભય બન્યો. હવે તેણે પોતાના ધર્મવિચારો છડેચોક જાહેર કર્યા. આ પંથ દીનેઈલાહીના નામથી જાણીતો થયો. આ નવા પંથમાં દાખલ થનાર પોતાનાં જાનમાલ, દીન–ધર્મ ને સ્વમાનની કુરબાની કરવા ને માંસા-

---

*આ બાંગ બદાયૂનીએ પોતાના ઈતિહાસમાં આપી છે, તે જણાવે છે કે અકબરે ધ્રુજતે સ્વરે ને ભાંગ્યા તુટયા શબ્દોમાં આ બાંગ પોકારી હતી.

હારનો ત્યાગ કરવા વચન આપતો. કેટલાએકો એમ કહે છે કે અકબર મુસલમાન મટી ગયો હતો પણ આ વાત માનવા જેવી નથી. તે સુધારક હતો અને તેનો નવો પંથ ખરા ઇસ્લામની વિરુદ્ધ નથી એમ ઘણા લોકો હવે માને છે. તે ઇસ્લામનો શત્રુ નહોતો પણ સુધારક હતો એટલી સાચી વાત છે. આ નવા પંથમાં ઝાઝા દરબારીઓ ભળ્યા નહિં એ સૂચવે છે કે અકબરે પોતાના પંથના વિરોધીઓ ઉપર જુલમ ગુજાર્યો નહોતો. એ પંથમાં હિંદુ ધર્મ, જૈન દર્શન, પારસી પંથ, ખ્રિસ્તી ધર્મ ને ઇસ્લામના મુખ્ય આચારવિચારોના તારણ સિવાય બીજું કાંઈ નવીન નહોતું.*

**અકબરની રાજ્યવ્યવસ્થા**—હવે આપણે અકબરનું રાજ્યતંત્ર જોઈએ. એ તંત્રનો ખરો ઉત્પાદક અને સંચાલક અકબર પોતે હતો. **શાહ-ઇન શાહ** આખા યંત્રના કેન્દ્રરૂપ હતો. તેના પછી **વકીલ** અથવા મુખ્ય પ્રધાન આવતો, ને પાદશાહની ગેરહાજરીમાં તે કારભાર કરતો. હિસાબી વહિવટ **વઝીર**ના હાથમાં રહેતો. વઝીર પછી મુખ્ય અમલદાર મીર **બક્ષી** હતો. તે બધા દરબારીઓને ને લશ્કરીઓને પગાર આપતો ને લશ્કરની ભરતી માટે મુખ્ય જવાબદારી ધરાવતો. ચોથો અમલદાર **સદર** હતો. તે ધર્માદાના વિષયમાં ને ન્યાયના વિષયમાં કુલ સત્તા ધરાવતો. પાદશાહ હમેશાં દરબાર ભરતો ને રાજકારણના અગત્યના વિષય ઉપર મુખ્ય દરબારીઓની સલાહ લેતો. એ મંડળને **દિવાને ખાસ** કહેવામાં આવતું. અરજ સાંભળવા માટે **મીર અર્જ** નામનો અમલદાર હતો. **કાજી** ન્યાય કરતો. પાદશાહી ફરમાનો નાના બક્ષીઓ કાઢતા. તે સિવાય પાદશાહનાં ખાનગી ખાતાં માટે તથા ઝનાના માટે બીજા અમલદારો હતા. પાદશાહના સીલ માટે, ઝંડા માટે, જંગલો માટે ને નૌકા માટે જુદા જુદા અમલદારો રહેતા. મોગલ પાદશાહો નોરોઝ, દશેરા, રક્ષાબંધન, દીવાળી, હોળી, શિવરાત્રી, ઈદ, વગેરે હિંદુ, ને પારસી તહેવારોમાં પણ ભાગ લેતા.

---

* અકબરે જૈનોને આપેલા ફરમાન માટે ત્રીજી આવૃત્તિનું પાનું ૧૭૮, નોંધ જોવી.




**પ્રાંતિક વ્યવસ્થા**—અકબરે આખી સલ્તનતના પંદર વિભાગો કર્યા હતા. દરેક વિભાગને **સુબા** કહેવામાં આવતો. સો કે વધારે **સરકારોનો**

એક સુબો થતો; ઘણાં **પરગણાંનો** એક સરકાર થતો. મુખ્ય સુબાઓનાં નામો નીચે પ્રમાણે છે; બિહાર; બંગાળા; અયોધ્યા; અલ્લાહાબાદ; આગ્રા; દિલ્હી; લાહોર; મુલતાન; કાબુલ; ગુજરાત; અજમેર; માળવા; બરાડ; ખાનદેશ અને અહમદનગર. કાશ્મીર લાહોરના સુબામાં ને ઓરિસ્સા બંગાળાના સુબામાં ગણાતાં. દરેક સુબાના મુખ્ય અધિકારીને **સિપાહી સાલાર** અથવા **સાહિબ–સુબા** અથવા **સુબેદાર** કહેવામાં આવતો. દર બે કે ત્રણ વર્ષે તેની ફેરબદલી થતી. મ્હેસુલી બાબતમાં સુબેદાર પાસે **દિવાન** નામના અધિકારીને ખુદ પાદશાહ નીમતો. **સુબેદાર** પાસે મુલકી અને લશ્કરી સત્તા રહેતી. **સરકારનો મુખ્ય અધિકારી ફોજદાર** કહેવાતો ને **પરગણાનો મુખ્ય અધિકારી ચૌધરી** કહેવાતો. મોટાં શહેરોનો વહિવટ **કોટવાળો** કરતા. દરેક શહેરમાં અદાલતી કામ માટે **કાજીઓ** રહેતા ને ન્યાય આપવા **મીર અદલ** રહેતો. તેમના ન્યાય વિરુદ્ધ અપિલ કરવી હોય તો પરગણાના, સરકારના કે સુબાના દિવાન પાસે જવું પડતું. આ અધિકારીઓની નીમણુંકો પાદશાહ પોતે કરતો. મોગલોના રાજ્યમાં કેદખાનાંઓ કે જેલો બહુ નહોતી. ગુન્હેગારોને આકરી સજા કરવામાં આવતી. તે વખતે વકીલો નહોતા. ગામડાંઓમાં નાતોની પંચાયતો મારફત ચુકાદાઓ આપવામાં આવતા. દરેક સ્થળે પાદશાહ તરફથી **જાસુસો** રહેતા.

**મનસબદારો**—અકબરે હિંદમાં મનસબદારી નામની અમલદારી દાખલ કરી. દરેક મોટો દરબારી થોડાવત્તા પ્રમાણમાં મનસબ ધરાવતો. અકબરના વખતમાં એવી મનસબો ૩૩ જાતની હતી. મનસબદાર મરી જાય એટલે તેની બધી મીલકત પાદશાહને જતી ને મનસબ પણ બંધ થતી. આવા અમલદારો અકબરના વખતમાં કુલ ૧૫૦૦ હતા. દરેક મનસબદારને પોતાની મનસબ પ્રમાણે રોકડ પગાર મળતો ને તે પગારમાંથી તેને અમુક લશ્કર રાખવું પડતું. ૮૦૦૦ ને ૧૦,૦૦૦ની મનસબો શાહઝાદાઓ માટે રાખવામાં આવતી. મોટા મનસબદારો ઉમરાવ, અમીર–ઇ–આઝમ, અમીર–ઉલ–ઉમરા, ખાનખાનાં, વગેરે ખીતાબો ધરાવતા. અકબર ઉદાર રાજ્યકર્તા

હતો છતાં તે મનસબદારોમાં મુસલમાનોની વધારે ભરતી કરતો. મોટી જગ્યાઓ ઉપર હિંદુઓ માત્ર ગણ્યાગાંઠયા જ હતા.*

**લશ્કર**—મનસબદારો લડાઈ વખતે પોતાના લશ્કરને લાવતા. તે સિવાય ખંડિયા રાજાઓ પોતાનાં લશ્કરો લાવતા. પાદશાહ પોતે ખાસ લશ્કર રાખતો પણ મોગલ સૈન્ય શેરશાહના સૈન્ય જેવું વ્યવસ્થિત નહોતું. વળી તેનું તોપખાનું પાયદળ ને નૌકાબળ તદ્દન નમાલાં હતાં.×

**મ્હેસુલનો બંદોબસ્ત**—અકબરે આખા સામ્રાજ્યમાં મ્હેસુલનો બંદોબસ્ત કર્યો. પહેલો પ્રયોગ ટોડરમલ્લે ગુજરાતમાં દસ વર્ષ માટે કરી જોયો ને પછી તે પ્રયોગને આખા દેશમાં લાગુ પાડવામાં આવ્યો. પહેલાં તો આખા રાજ્યના એક સરખા ૧૮૨ ભાગો કરવામાં આવ્યા અને દરેક ભાગ ભાગ ઉપર **કરોડી** નામનો અધિકારી નીમવામાં આવ્યો, કારણકે દરેક વિભાગનું ઉત્પન્ન એક કરોડ ટંકા અથવા અઢી લાખ રૂપીઆ જેટલું ધારવામાં આવ્યું હતું. પાછળથી આ બંદોબસ્તને મૂકી દેવામાં આવ્યો અને સુબેદારોને તથા ચૌધરીઓને મ્હેસુલ ઉઘરાવવાનું કામ આપવામાં આવ્યું. પછી અકબરે તમામ જમીનની માપણી કરાવી ને તે માટે "ગજ" નું માપ નક્કી કર્યું. ખેડની મુદ્દત પ્રમાણે જમીનના ચાર વિભાગ પાડવામાં આવ્યા અને વીસ વર્ષની સરાસરી ઉપજ ઉપર જમીનનું મહેસુલ નક્કી કરવામાં આવ્યું. અકબરે રૈયતવારી ધોરણ મુજબ એટલે ખેડુતો સાથે સીધું મ્હેસુલ નક્કી કર્યું. તેને તાલુકદારો કે ઝમીનદારો ઉપર શ્રદ્ધા નહોતી. દરેક ખેડુત પોતાનું મ્હેસુલ ભાગબટાઈના ધોરણ ઉપર અથવા રોકડ સરકારને આપી શકતો. ખેતીના ઉત્પન્નનો ત્રીજો ભાગ સરકારને જતો. અકબરે નાના મોટા વેરાઓ માફ કર્યા તેથી આગળના

---

* "આઈન-ઈ-અકબરી"ના પહેલા પુસ્તકમાં મનસબદારોની જે ટીપ આપવામાં આવી છે તે ઉપરથી એમ લાગે છે કે ૪૧૫ મનસબદારોમાં ૫૧ હિંદુઓ હતા; હિંદુસ્તાનની મુસલમાનોની સંખ્યા પણ ઘણી ઓછી હતી.

× ઠેઠ ચંદ્રગુપ્તના વખતથી પશ્ચિમના દેશોની સરખામણીમાં આપણી યુદ્ધકળા ઉતરતી રહી છે એ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

કરતાં ખેડુતો સુખી થયા ને ખેતી સુધરી. તે વખતના ચલણના આંકડામાં અકબરના વખતનું મ્હેસુલ ૧૭ કરોડ અને ૪૫ લાખ રૂપીઆ જેટલું હતું.

**બીજા સુધારાઓ**—અકબરે ફત્તેહપુર સિક્રી નગર બાંધ્યું અને તેને થોડાક વખત સૂધી પોતાની રાજધાની બનાવ્યું, ચલણમાં સુધારાઓ કર્યા. અટક, અલ્લાહાબાદ, વગેરે ઠેકાણે કોટ બાંધ્યા, સતીનો ચાલ બંધ કર્યો, લડાઈમાં પકડાએલા કેદીઓને ગુલામ તરીકે વેચાતા અટકાવ્યા, સ્થાપત્યમાં હિંદુ અને ઇરાણી પદ્ધતિનું સંમેલન કરી નવીન પદ્ધતિ કાઢી ને રસ્તાઓ બાંધ્યા.

**અકબરના વખતમાં દેશની આર્થિક સ્થિતિ**—એ વખતે લોકો મુખ્યત્વે અત્યારની માફક ખેતી કરતા ને ખેતીનાં સાધનો અત્યારનાં જેવાં હતાં. પણ હુન્નરો ને ઉદ્યોગોમાં આપણે બીજા લોકો કરતાં ઘણા આગળ વધેલા હતા. આપણે દેશને જોઈતો બધો માલ ઉત્પન્ન કરતા, દૂર-દૂરના વેપારીઓ તે માલ લઈ આપણને બદલામાં સોનું, રૂપું કે પોતાના દેશની કોઈ નવાઈની ચીજો આપી જતા પણ લોકો અત્યારથી કાંઈ બહુ વધારે આબાદ તો નહોતા. દેશમાં વહાણનો હુન્નર મોટા પાયા ઉપર ચાલતો. પરદેશ સાથેનો વેપાર અરબ, ફિરંગી, યાહુદી ને આરમાનિઅનોના હાથમાં હતો. હિંદના વેપારીઓની શાખ ઉત્તમ હતી. અમદાવાદ, બુર્હાનપુર, દિલ્હી, બીજાપુર, ગોવળકોંડા, લાહોર, ઢાકા, ગોડ, વગેરે મોટાં મોટાં શહેરો હતાં. સુરત, ભરૂચ, ખંભાત, ઘોઘા, ચોલ, માંગલોર, કોચીન, કાલિકટ ને મસુલીપટ્ટમ જેવાં મોટાં બંદરો હતાં. મધ્યમવર્ગની ગેરહાજરીમાં કળા, સાહિત્ય, વગેરેને ઉત્તેજન આપનારા માત્ર પાદશાહ ને તેના દરબારીઓ હતા. અકબરના વખતમાં ભયંકર દુષ્કાળો પડેલા. દેશના કેટલાક ભાગોમાં સોનાની, રૂપાની ને હીરાની ખાણો હતી પણ તેનું ઝાઝું ઉત્પન્ન આવતું નહિ. લોકો તાડીનો ઉપયોગ કરતા. ઉમરાવોનાં ને પાદશાહનાં જીવન ઘણાં ખર્ચાળ હતાં ને તેઓ પૈસો પાણી માફક વાપરતા. એકંદર લોકો અત્યારથી બહુ વધારે સુખી હોય એમ માનવાનું કશું કારણ નથી; પણ એ વખતના બીજા દેશોની પ્રજા કરતાં આપણા લોકો વધારે આબાદ હતા તે તો ચોક્કસ છે.

**અકબરનો દરબાર, અબુલફઝલ ને ફૈઝી**—હવે આપણે અકબરના દરબારીઓ લઈએ. અબુલફઝલ અને ફૈઝી અકબરના દરબારમાં મુખ્ય હતા. ફૈઝી કવિ હતો. અબુલફઝલે અકબરના મુનશી ને મંત્રીની જગ્યાએ ઘણાં વર્ષો સુધી કામ કર્યું હતું. તેણે **આઇન-ઈ-અકબરી** ને **અકબરનામા** લખ્યાં છે. આઇન-ઇ-અકબરી સોળમા સૈકાના ઉત્તર હિંદની આર્થિક સ્થિતિ જાણવાનું એક જ અને ઉત્તમ સાધન છે. અકબરનામામાં અકબરના અમલનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. ઉત્તર હિંદમાં રસપૂર્વક વંચાતા **રામચરિતમાનસ** અથવા રામાયણના લેખક મહાત્મા **તુળસીદાસ** આ વખતમાં થઈ ગયા. **સુરદાસ ને ગંગભટ્ટ** એ બે હિંદુ કવિઓ અકબરના દરબારમાં બેસતા. **તાનસેન** ગ્વાલિયરના રાજાની સંગીતશાળામાં સંગીત શીખ્યો હતો, ને રેવાના રાજાના આદેશથી અકબર પાસે ગયો હતો. **બીરબલ** કાલ્પીનો બ્રહ્મભટ્ટ હતો. તેનું મૂળ નામ મહેશદાસ હતું. અકબરનો તે ઘણો માનીતો હતો, કારણકે સંગીતમાં, કથા કરવામાં ને હાસ્યવિનોદમાં બીરબલ એક્કો હતો. તે "કવિરાય" કહેવાતો. **રાજા ટોડરમલ્લ** જાતે ખત્રી હતો. શેરશાહના વખતના ઇતિહાસમાં પણ તેનું નામ આવે છે. તેણે મેવાડ, ગુજરાત, બંગાળા, વગેરે પ્રાંતોમાં મોટા સરદારની નોકરી કરી હતી. તે સિવાય હિસાબી ખાતામાં ને મ્હેસુલી બંદોબસ્ત કરવામાં તે ઘણો નિપુણ હતો. ઉત્તર હિંદનો બંદોબસ્ત કરી તે પોતાનું નામ અમર કરી ગયો. છે. તે ફારસી ભાષામાં હિસાબ રાખવાનો નિયમ કરતો ગયો તેથી તેના વખતથી હિંદુઓ ફારસી શીખતા થયા ને એવી રીતે મોગલોના દરબારમાં મોટી પાયરી ઉપર ચઢ્યા. **રાજા ભગવાનદાસ** અંબેરનો રાજા હતો. તે અકબરની પહેલી રજપુત બેગમનો ભાઈ થાય. **રાજા માનસિંહ** તેનો વારસ હતો. એ બંને જણાઓ અકબરની સાથે રહી પોતાના સંબંધીઓની સામે પણ લડેલા. એ બંને જણાઓ છેવટ સુધી ચુસ્ત હિંદુઓ રહ્યા હતા, ને દીનેઇલાહીમાં ભળવા તેમણે ના પાડી હતી. માનસિંહરાજાની બ્હેનને શાહઝાદા સલીમ વેરે પરણાવવામાં આવી હતી તેથી આ બંને રાજાઓ સલીમના પુત્ર ખુશરૂના પક્ષમાં હતા. માનસિંહ ૭૦૦૦ની મનસબ ધરાવતો હતો. મુસલમાનોના

વખતમાં હિંદુઓ આવી મોટી પાયરી ઉપર ઝાઝી સંખ્યામાં ચઢી શકતા નહિ એ યાદ રાખવાની જરૂર છે. આ બંને જણા મોટા સરદારો હતા અને ગુજરાત, બંગાળા, કાશ્મીર, મેવાડ, વગેરે પ્રાંતોમાં ખાસ નોકરી ઉપર હતા. **અબ્દુલ કાદિર બદાઉનીએ** અકબરના વખતનો ઇતિહાસ લખ્યો છે. તે ચુસ્ત સુન્ની હોવાથી અકબરના નવા પ્રયોગોનો વિરોધી હતો. છતાં તેનું સંસ્કૃતનું જ્ઞાન એટલું તો સારૂં હતું કે અકબરે તેની પાસે મહાભારતનો ને રામાયણનો ફારસીમાં અનુવાદ કરાવેલો. ગુજરાતનો બક્ષી **નિઝામુદ્દીન અહમદ** પણ એક સુન્ની ઇતિહાસલેખક થઈ ગયો. **ફિરિશ્તા** અથવા મહમ્મદ કાસિમ હિંદુશાહ આ વખતે થઈ ગયો. તેણે મુસલમાનોનો ઇતિહાસ અકબરના અમલ સૂધી લખ્યો છે. ગુજરાતનો સુબેદાર ખાનખાનાં **અબ્દુ-રેહીમ** બહેરામખાંનો પુત્ર હતો. તે હિંદીમાં સારી કવિતા લખી ગયો છે. તે સંસ્કૃત સારી પેઠે જાણતો. જૈન સાધુઓ **હીરવિજયસૂરી** ને **ભાનુચંદ્ર** એ બે બીજાં રત્નો હતાં.

## પ્રકરણ ૯મું—રજપુતો ને મુસલમાનોનું સહકાર્ય.

### જહાંગીર, ઈ. સ. ૧૬૦૫–૧૬૨૭.

**જહાંગીર**—અકબર મરી ગયો એટલે ઇ. સ. ૧૬૦૫ના ઑક્ટોબરમાં શાહઝાદો સલીમ, જહાંગીર નામ ધારણ કરી ગાદીએ બેઠો. અકબરે જહાંગીરને બહુ સારી કેળવણી આપી હતી. પણ નાનપણથી તે મોજ-શોખમાં ઉછર્યો હતો તે દારૂમાં મસ્ત રહેતો અને તે હિંદુસ્તાની ૭ શેર દારૂ પીતો એમ તે પોતે પોતાનાં સ્મરણોમાં લખી ગયો છે. જહાંગીર સ્વભાવે મોજીલો હતો ને તેનામાં જનસ્વભાવની ખરી પરીક્ષા કરવાની



જહાંગીર.

ઝાઝી શક્તિ નહોતી. પરિણામ એ આવ્યું કે રાજ્યનો તમામ વહિવટ બીજાઓના હાથમાં ચાલ્યો ગયો. સુભાગ્યે, જહાંગીરની બેગમ નૂરજહાંએ અકબરના ધોરણ મુજબ રાજ્ય ચલાવ્યું તેથી તેના વખતમાં મોગલાઈનો આડંબર વધ્યો.

**શાહઝાદા ખુશરૂનું બંડ**—અકબરના વખતમાં રાજા માનસિંહ ખુશરૂને ગાદી અપાવવા ખટપટ કરતો હતો તે આપણે જોઈ ગયા. મરણ સમયે અકબરે જહાંગીરને ગાદીનો વારસ બનાવ્યો એટલે થોડા વખત માટે તો ખુશરૂ શરણ થયો. પણ તે શાહઝાદો નબળા મનનો હતો. આગ્રામાં તેને નજરકેદ રાખવામાં આવ્યો હતો ત્યાંથી તે નાસી ગયો ને પછી તેણે પોતાના બાપ સામે બંડ કર્યું. પંજાબમાં સિખોના ગુરુ અર્જુને તેને આશીર્વાદ આપ્યો. પણ જહાંગીરે લશ્કર મોકલ્યું એટલે ખુશરૂના અનુયાયીઓ વીખરાઈ ગયા ને તે પોતે હારી ગયો, ઇ. સ. ૧૬૦૬. જહાંગીરે બંડખોરોને ક્રૂર સજા કરી. ગુરુ અર્જુનને મોટો દંડ કરવામાં આવ્યો પણ દંડ ભરવાની તેણે ના પાડી એટલે તેને મારી નાંખવામાં આવ્યો. શાહઝાદા ખુશરૂને હવે કેદમાં નાંખવામાં આવ્યો પણ એકવાર ખુશરૂના પક્ષકારોએ કાવતરૂં કર્યું તેથી જહાંગીરના ફરમાનથી ખુશરૂની આંખો ફોડી નાખવામાં આવી. જ્યારે શાહજહાં દખ્ખણ ગયો ત્યારે ખુશરૂને તેણે પોતાના હવાલામાં લીધો, ને શાહઝાદાને તેણે મારી નંખાવ્યો ઇ. સ. ૧૬૨૧.

**મેવાડના રાણાની હાર**—જહાંગીરે મેવાડના રાણા પ્રતાપના પુત્ર અમરસિંહ સામે લશ્કરો મોકલ્યાં. અમરસિંહનો કુંવર કરણ મોગલો સામે હારી ગયો. પણ રાણો અમરસિંહ નમ્યો નહિ તેથી જહાંગીર પોતે અજમેર આવ્યો ને ત્યાંથી તેણે શાહઝાદા ખુર્રમને મેવાડ મોકલ્યો. ખુર્રમે આખા મેવાડની આસપાસ મોગલ થાણાંઓ ગોઠવી દીધાં તેથી રાણો થાકી ગયો, ને તેણે ખંડિયા રાજા તરીકે રહેવા કબુલ્યું. પણ રાજધાનીમાં પાદશાહની ખીજમતમાં રહેવા તેણે ના પાડી. સુલેહની શરતમાં પાદશાહ તરફથી મેવાડનો બધો દેશ રાણાને સુપ્રત કરવામાં આવ્યો ને ચિતોડગઢને દુરસ્ત ન કરવાનું વચન રાણા પાસેથી લેવામાં આવ્યું. આવી રીતે મેવાડ સામેના યુદ્ધનો અંત આવ્યો. આ ફત્તેહ માટે ખુર્રમને "શાહ"નો ખિતાબ આપવામાં આવ્યો.

**નૂરજહાં**—હવે આપણે બેગમ નૂરજહાંનું જીવનચરિત લઈએ. નૂરજહાંનો દાદો ઇરાનમાં મોટા અધિકાર ઉપર હતો. ને તેના પુત્ર અથવા નૂરજહાંના બાપનું નામ મિરઝા ઘ્યાસુદ્દીન મહમ્મદ હતું. એક વાર તે પોતાના કુટુંબ સહિત એક વણઝારા સાથે હિંદ આવતો હતો ત્યારે રસ્તામાં તેની બધી મીલકત લુંટાઈ ગઈ ને તેની સ્ત્રીએ એક પુત્રીને જન્મ આપ્યો. માબાપોએ આ પુત્રીનું નામ મ્હિર-ઉન્-નિસ્સા રાખ્યું. એક મિત્રે તેને અકબરના દરબારમાં નોકરી અપાવી. ધીમે ધીમે તે મોટી પાયરી ઉપર ચઢ્યો. મ્હિર-ઉન્-નિસ્સા અકબરના દરબારી પણ મૂળ ઇરાણી શેર અફ્ગન સાથે પરણી. આ માણસ પ્રથમ શાહઝાદા સલીમની નોકરીમાં હતો. પણ સલીમે જ્યારે બંડ કર્યું ત્યારે શેર અફ્ગન અકબરના પક્ષમાં ભળ્યો. છતાં સલીમે તેને માફી આપી અને બંગાળામાં જાગીર દીધી. પછી જહાંગીરના વખતમાં જ્યારે બંગાળામાં બંડ થયું ત્યારે ત્યાંના સુબા વચ્ચે ને શેર અફ્ગન વચ્ચે એકવાર મારામારી થઈ અને તેમાં બંને માર્યા ગયા. તેથી મ્હિર-ઉન્-નિસ્સા અને તેની પુત્રી લાડલિ બેગમ આગ્રા આવ્યાં ને અકબરની વિધવા બેગમની નોકરીમાં રહ્યાં.

મોગલ શહેનશાહો વસંતઋતુમાં અમુક દિવસોએ ખાસ બઝારો fancy fairs—ભરતા ને તેમાં અમીરઉમરાવો ને ખુદ પાદશાહ પોતે પોતાને ગમતી ચીજો મોંઘે માગેલા દામે ખરીદતા. આવા એક બઝારમાં મ્હિર-ઉન્-નિસ્સા ને જહાંગીરનો મેળાપ થયો. તેમાં બંને વચ્ચે પ્રીતિ બંધાઇ ને પછી તેમની શાદી થઈ. મ્હિરુન્-નિસ્સા પ્રથમ નૂર મહાલ ને પછી નૂરજહાં તરીકે પ્રખ્યાત થઈ.*

---

* જહાંગીરના સમયના ઇતિહાસકારોએ નૂરજહાંના લગ્નની વાદી ઉપર પ્રમાણે આપી છે. સત્તરમી સદીના છેલ્લા ભાગના ઇતિહાસકારોએ જુદી હકીકત આપી છે. તે ઉપરથી અઢારમા સૈકાના યૂરોપિઅન લેખકોએ અનુવાદ કર્યો એટલે ત્યારપછી લખાએલા બધા ઇતિહાસોમાં એ અનુવાદને સત્ય હકીકત રૂપે સ્વીકારવામાં આવ્યો ને ખરી વાત છાની રહી ગઈ. વધુ માટે ઇલિઅટ ને પ્રો. બેનીપ્રસાદનો "જહાંગીર" જોવાં.

**નૂરજહાંના ગુણદોષ**—શાદી થયા પછી જહાંગીરે રાજ્યનો તમામ કારભાર નૂરજહાંને સોંપી દીધો. નૂરજહાં શરીરે પાતળી ને ઘણી સુંદર હતી. તેને શિકારનો ઘણો શોખ હતો. તે ઉદાર ને માયાળુ હતી ને રાજકારણમાં જહાંગીર કરતાં વધારે શક્તિ ધરાવતી હતી. ઉપરાંત તે બુદ્ધિશાળી ને સંસ્કારી હતી. તેથી જ્યાં સુધી નૂરજહાંના હાથમાં કારભાર રહ્યો ત્યાં સુધી સલ્તનતમાં સુલેહ રહી. નૂરજહાંને સત્તા ઘણી જ પ્રિય હતી. જેના ઉપર તેની મહેર-બાની થતી તે આબાદ થઇ જતો; પણ એક વાર નૂરજહાંની કફા થઈ એટલે મોટામાં મોટો અમલદાર પણ પાયમાલ થઇ જતો. નાના ફડનવીસના



નૂરજહાં.

જેટલી તે રક્ષણના ઉપાયો શોધવામાં પ્રવીણ હતી. પણ તે સ્ત્રી હોવાથી શાહઝાદા ખુર્રમ આગળ હારી ગઈ. હાર ખાધા પછી તેણે કદિ રાજ્યખટપટમાં ભાગ લીધો નહિ. નૂરજહાં ઉદાર ને માયાળુ સ્વભાવની હતી. ઘણી ગરીબ કન્યાઓનાં તેણે લગ્ન કરાવી આપ્યાં હતાં. નૂરજહાંએ કસબ, ભરત, વગેરેમાં અજબ ફેરફારો કરાવ્યા ને હુનરોને ઘણું ઉત્તેજન આપ્યું.

**સામ્રાજ્યના પાંચ સ્તંભો. નૂરજહાંનો કારભાર**—નૂરજહાંએ બાર વર્ષ સુધી કારભાર ચલાવ્યો. તેટલાં વર્ષ દરમ્યાન દેશની આબાદી વધી

ને મોગલાઈનો પાયો ઊંડો ગયો. તેણે એકંદરે અકબરના નક્કી કરેલા ધોરણ પ્રમાણે અમલ કર્યો. આ વખતે રાજ્યમાં પાંચ જણ મોટી લાગવગ ધરાવતાં હતાં. (૧) નૂરજહાં. (૨) નૂરજહાંની મા. (૩) તેનો બાપ. તે મોટો મનસબદાર ને શાંત, ઉદાર, રાજકારણમાં ચતુર, પણ ઘણો લાંચીઓ હતો. (૪) તેનો ભાઈ આસફખાં. જમાબંધી ને હિસાબી કામકાજમાં તે બીજો ટોડરમલ હતો. (૫) શાહઝાદો ખુર્રમ. સલીમનો મોટો પુત્ર ખુર્રમ રજપુતાણીને પેટ જન્મ્યો હતો. હવે તે આસફખાંની બેટી અર્જુમંદ બાનુ બેગમની સાથે પરણ્યો એટલે તેની સત્તા ઘણી વધી પડી. રાજકારણ, યુદ્ધકળા ને વહિવટી જ્ઞાનમાં તે ઘણો બાહોશ હતો. તે ૩૦,૦૦૦નો મનસબદાર હતો ને બધાની દૃષ્ટિમાં તે ગાદીનો વારસ હતો. નૂરજહાંને આ વાત ગમતી નહોતી તેથી છેવટે બન્નેને અણબનાવ થયો. પણ એ અણબનાવથી સામ્રાજ્યની સુલેહનો ભંગ થયો. છેવટે નૂરજહાં હારી ગઇ ને શાહજહાં ગાદીએ આવ્યો.

નૂરજહાંના કારભાર દરમ્યાન સલ્તનતના તમામ દસ્તૂરો નૂરજહાં પોતે કાઢતી. જહાંગીરનાં ફરમાનો ને કેટલાક સિક્કાઓમાં પણ નૂરજહાંનું નામ પાદશાહ સાથે જોવામાં આવે છે. અલબત્ત, જહાંગીરને પાંચ જણાંનો પૂરો વિશ્વાસ હોવાથી તે મોટે ભાગે દરમ્યાનગીરી ન કરતો. પણ ઇ. સ. ૧૬૨૨માં પાદશાહ માંદો પડયો એટલે નૂરજહાંએ પોતાના મનસુબા મુજબ કારભાર કરવા માંડયો. એ કારણથી મોટા મોટા મુત્સદ્દીઓ તેની વિરુદ્ધ થઈ બેઠા. શાહઝાદો ખુર્રમ પણ સામો થયો. તેથી નૂરજહાંની ટોળી વિખરાઈ ગઈ. બેગમ પોતે રાજ્યકારભારથી અલગ થઈ ગઈ ને ખુર્રમ ગાદીનો ધણી થયો. પણ એકંદર જહાંગીર જેવા ચપળ બુદ્ધિવાળા પાદશાહના વખતમાં નૂરજહાં જેવી ચતુર બેગમનો કારભાર દેશને ઘણો લાભકારક નીવડયો.

નૂરજહાં સાથે લગ્ન થયા પછી જહાંગીરે દારૂ પીવાનો ઓછો કર્યો. તેની ક્રૂરતા પણ ઘટી ગઈ. વળી રાજ્યકારભારમાં વ્યવસ્થિત થયો.

**યુરોપના પ્રવાસીઓ**—જહાંગીરના વખતમાં હૉકિંસ, રો, વગેરે

જે યૂરોપીય પ્રવાસીઓ હિંદમાં એક યા બીજા કામ અર્થે આવ્યા તેમાંથી સર થૉમસ રોની વકીલાતનું નીચે થોડુંક વર્ણન આપ્યું છે.

**સર થૉમસ રો**—ઈંગ્લિંડના રાજા પહેલા જેઇમ્સે દિલ્હીપતિ જહાંગીર પાસેથી વેપારના હક્કો મેળવવા માટે સર થૉમસ રોને એલચી તરીકે ઇ. સ. ૧૬૧૫માં હિંદ મોકલ્યો. સર થૉમસ રો સુરત આવ્યો ને ત્યાંથી અજમેર મુકામે પાદશાહ પાસે ગયો. પાદશાહ એ વેળા ગુજરાત ને માળવામાં ફરતો હતો તેથી તે પણ તેની સાથે ફર્યો. પણ ઈંગ્લિંડના રાજાની માંગણીઓ વધારે પડતી લાગવાથી જહાંગીરે તેમનો સ્વીકાર ન કર્યો, પરિણામે રો સ્વદેશ ગયો. રોએ પાદશાહના શાહઝાદા પરવીઝના દરબારનાં તથા જોએલી જગ્યાઓનાં સારાં વર્ણનો આપ્યાં છે; પણ રાજ્યખટપટનો હેવાલ આપતી વેળા બીજા યૂરોપીય પ્રવાસીઓ માફક તે પણ ગપ્પાષ્ટકો લખવામાં જરાય પાછો હઠતો નથી. તેથી તેના પ્રવાસનું ચિત્ર ઐતિહાસિક દૃષ્ટિએ તદ્દન વિશ્વાસપાત્ર નથી.

**મલિક અંબર**—જહાંગીરે અકબરના કારભારનાં તમામ ધોરણો કાયમ રાખ્યાં ને પોતાના બાપની માફક તેણે અહમદનગરનું નિઝામશાહી રાજ્ય જીતી લેવા ઘણા પ્રયત્નો કર્યા. અહમદનગરમાં તે વખતે જન્મે હબશી, પણ પાછળથી દખ્ખણી, મલિક અંબર મોટી લાગવગ ધરાવતો હતો. નિઝામશાહી પરગણાંઓમાં તેણે ટોડરમલ્લના જેવો મ્હેસુલી બંદોબસ્ત કર્યો ને મરાઠાઓને યુદ્ધકળા શીખવી. મલિક અંબર જીવ્યો ત્યાં સુધી તેનાં મરાઠી લશ્કરો મોગલો સામે બહાદુરીથી લડ્યાં. તેથી નિઝામશાહીને ત્રીસ વર્ષ સુધી અધિક જીવન મળી શક્યું. મલિક અંબરે એક પ્રાંત મોગલો પાસેથી જિતી લીધો તેથી જહાંગીરે તેની સામે લશ્કરો મોકલ્યાં પણ તેમનાથી કાંઈ થઈ શક્યું નહિ. તેથી શાહ ખુર્રમ પોતે ઇ. સ. ૧૬૧૭માં દખ્ખણમાં આવ્યો ને ખુદ પાદશાહે માંડુ મુકામે સવારી ઉપર જાતે નજર રાખવા છાવણી નાંખી. દક્ષિણમાં આવ્યા બાદ એ શાહઝાદાએ મલિક અંબર સાથે સુલેહ કરી તેથી બિજાપુરના સુલતાને પણ પાદશાહ સાથે આ વખતે મિત્રતા કરી.

દખ્ખણની ફત્તેહ માટે શાહઝાદા ખુર્રમને "**શાહજહાં**" નો ઇલકાબ આપવામાં આવ્યો ને તેને એકવાર ખુદ પાદશાહની ગાદી પાસે આસન આપવામાં આવ્યું. મલિક અંબર ઈ. સ. ૧૬૨૬માં મરી ગયો. તેના પુત્રે મોગલ સરદારને મોટી લાંચ આપી ગુમાવેલો દેશ સર કર્યો. આવી રીતે જહાંગીરના સરદારો દખ્ખણમાં પરસ્પર ક્લેશ કરી ને લાંચ રુશવતો લઈ ફરજ બજાવવામાં નિષ્ફળ ગયા.

**નૂરજહાં અને શાહજહાં વચ્ચે અણબનાવ ને શાહજહાંનું બંડ**—શાહઝાદા ખુર્રમની સત્તા દિનપ્રતિદિન વધતી જતી હતી તેથી નૂરજહાં ને અદેખાઈ થઈ. બીજો શાહઝાદો પરવીઝ દારૂડીઓ ને મિથ્યાભિમાની હતો તેથી તે નૂરજહાંને જરાય ગમતો નહિ. પણ પાદશાહને એક રખાતથી થએલા શાહઝાદા શહરિયારને નૂરજહાંએ પોતાની આગલા ઘરની પુત્રી પરણાવી હતી. શહરિયાર નમાલો હતો. તે નૂરજહાં જેમ કહે તેમ વર્તવા તૈયાર હતો. તેથી બેગમે તેનો પક્ષ લીધો. હવે શાહજહાંએ ખુશરૂનું ખુન કરાવ્યું તેનો લાભ લઈ નૂરજહાંએ જહાંગીર આગળ તેનું વગોણું કરવા માંડયું. શાહજહાં આસફખાંનો જમાઈ થતો હોવાથી તે સરદારે શાહઝાદાનો પક્ષ લીધો. વળી નૂરજહાંનાં માબાપ હવે મરી ગયાં હતાં; એટલે તેનો પક્ષ એકદમ નબળો થઈ ગયો. ઈ. સ. ૧૬૨૨માં ઇરાનના શાહે કંદહાર ઉપર સવારી કરી તેનો લાગ જોઈ નૂરજહાંએ શાહજહાંને ત્યાં જવા આજ્ઞા કરી; પણ શાહજહાંએ તે માન્ય રાખી નહિ, કારણ કે જો તે કંદહાર જાય તો પોતાની વગ ઘટી જાય અને સામો પક્ષ જોર ઉપર આવી જાય. શાહજહાંની ના આવતાં પાદશાહે તેની તમામ જાગીરો જપ્ત કરી, તેને દરબારમાં આવતો અટકાવ્યો ને પરવીઝને મોટી નવાજેશો કરી. આ વખતે શાહજહાં દખ્ખણમાં હતો. તેથી તેણે તુરત બંડ કર્યું ને ઉત્તર હિંદ તરફ મોટા લશ્કર સાથે પ્રયાણ કરવા માંડયું. ઈ. સ. ૧૬૨૩.

**શાહજહાંનું બંડ**—પણ નૂરજહાંના લશ્કરે શાહજહાંને હરાવ્યો તેથી તે દક્ષિણ પાછો ફર્યો. શાહજહાંને બિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્યો

પાસેથી પણ કાંઈ મદદ ન મળી અને પાદશાહનો સરદાર મહાબતખાં નર્મદા સુધી આવી ગયો હતો તેથી તે તેલંગણ નાસી ગયો. ત્યાંથી તેણે ઓરિસ્સા કબજે કર્યું ને પછી બંગાળા, બિહાર ને પ્રયાગ સુધીના પ્રદેશો હાથ કર્યા. આ બાજુ નૂરજહાંએ તુરત જ મહાબતખાંને દખ્ખણમાંથી પાછો બોલાવ્યો ને પ્રયાગ તરફ મોકલ્યો. પરિણામે શાહજહાં પાછો હઠી ગયો ને તેણે નૂરજહાં સાથે સલાહ કરી ને પોતાના સદ્વર્તન માટે બ્હાના તરીકે તેણે રોટાસ ને અસીરગઢના બે કોટ પાદશાહને આપ્યા ને બે પુત્રો–દારા ને ઔરંગઝેબને દરબારમાં મોકલ્યા. દક્ષિણમાં તેને થોડા વખત માટે નાસભાગ કરવી પડી પણ પાછળથી મહાબતખાંની મિત્રતા થવાથી તેનું જોર વધી પડયું. ઇ. સ. ૧૬૨૬.

**મહાબતખાં**—મહાબતનું મૂળ નામ ઝમાનાબેગ હતું. તે કાબુલી હતો. અકબરના વખતમાં તેને સલીમની નોકરી ઉપર રાખવામાં આવ્યો હતો. તે સ્પષ્ટવક્તા, ઉદાર, શૂરો, વફાદાર, ઇમાની ને બાહોશ રાજપુરુષ હતો. રજપુત સૈનિકો તેને ખૂબ ચાહતા તેથી કેટલાએક લેખકોએ ભૂલથી તેને રજપુત કલ્પ્યો છે.

**મહાબતખાંનું બંડ**—જ્યારે શાહજહાંએ બંડ કર્યું ત્યારે મહાબતખાં કાબુલ હતો. નૂરજહાંએ તેને શાહજહાં સામે મોકલ્યો. મહાબતખાંએ શાહજહાંને ઘણો થકવી દીધો. હવે મહાબતખાં શાહઝાદા પરવીઝનો પક્ષકાર હોય એવો શક નૂરજહાંને પડયો તેથી તેણે તે સરદારને બંગાળા જવા હુકમ કર્યો ને તેના ઉપર ખોટા આરોપો મૂક્યા પણ નિર્દોષ ને ચતુર મહાબતે બંગાળા જવા ના પાડી ને પાદશાહ કાશ્મીરથી કાબુલ જવા જિલમ નદી ઉતરતો હતો ત્યારે પોતે પાંચ હજાર શૂરા રજપુતો લઈ આવી પહોંચ્યો. પાદશાહ કેદ પકડાઈ ગયો ને નૂરજહાં ને તેનો જમાઈ શહરિયાર સામે કાંઠે નાસી ગયાં. છેવટે તેઓ પણ શરણ થયાં; પણ મહાબતનું જોર વધારે વખત રહ્યું નહિ. ઇ. સ. ૧૬૨૬માં પાદશાહની સવારી કાબુલથી હિંદ પાછી આવતી હતી ત્યારે નૂરજહાંએ ચાલાકીથી પાદશાહને મહાબતના પાશથી છોડાવી દીધો. પરિણામે મહાબત પોતે દક્ષિણમાં શાહજહાં પાસે નાસી ગયો.

**જહાંગીરનું મૃત્યુ**—પણ નૂરજહાં બેગમની સત્તાનો ઘડો હવે પૂરો ભરાઈ ગયો હતો. લાહોર મુકામે જહાંગીર ઈ. સ. ૧૬૨૭ના ઑકટોબરમાં મરી ગયો. આસફખાં શાહજહાંનો સસરો થતો હતો તેથી તેણે પોતાની બ્હેન નૂરજહાંને કેદ કરી ને શાહજહાંને દક્ષિણમાં પાદશાહના મૃત્યુના ખબર આપ્યા. દરમ્યાન શહરિયારને બાજૂએ રાખવાના હેતુથી તેણે ખુશરૂના પુત્ર બુલાખી કે દાવર બક્ષને પાદશાહ બનાવ્યો. પરવીઝ, જહાંગીર પહેલાં બે રોજ અગાઉ મરી ગયો હતો, તેથી કેટલાક સરદારોએ શહરિયારને લાહોર મુકામે પાદશાહ બનાવ્યો પણ આસફખાંએ લાહોર જીતી લીધું, શહરિયારની આંખો ફોડી નાંખી અને શાહજહાંને પાદશાહ જાહેર કર્યો. શાહજહાં ઈ. સ. ૧૬૨૮માં ગાદીએ આવ્યો. હવે શહરિયાર, વગેરે શાહઝાદાઓને મારી નાખવામાં આવ્યા ને નૂરજહાંને લાહોર મુકામે વર્ષાસન ઉપર રહેવા દેવામાં આવી. તે અઢાર વર્ષ પછી મરી ગઈ. માત્ર દાવર બક્ષ ઈરાન નાસી ગયો. આવી રીતે નૂરજહાંનો ને જહાંગીરના અમલનો અંત આવ્યો.

**જહાંગીરના ગુણદોષ**—જહાંગીર વિષયી, મોજીલો ને શિકારનો શોખીન હતો. તે યુદ્ધમાં પ્રવીણ નહોતો. રાજકારણ તે ઝાઝું સમજતો નહિ. તેની કારભાર કરવાની શક્તિ સાધારણ હતી. જહાંગીર ચપળ બુદ્ધિનો ને દારૂડીઓ હતો. છતાં નૂરજહાંના કારભારથી તેના કેટલાક સદ્ગુણો ઢંકાઈ ગયા છે. જહાંગીરે ધર્મની બાબતમાં અપાર સહિષ્ણુતા બતાવી, ને ખ્રિસ્તીઓને પોતાનો ધર્મ ઉપદેશવાની પરવાનગી આપી. જહાંગીરને ઈસુના પંથનાં ચિત્રો ઉપર ઘણી પ્રીતિ હોવાથી ખ્રિસ્તી પાદરીઓ તેને ખ્રિસ્તી ધારતા પણ કોઈ પણ ધર્મ ઉપર તેને ખાસ પ્રીતિ નહોતી. અકબરની માફક તે યોગીઓનો ઉપાસક હતો. પણ ધર્મના વિષયમાં તેણે નવા નવા પ્રયોગો કર્યા નહિ. તેને કેટલાએક નાસ્તિક કહે છે, પણ તે વાત ખોટી છે. તે ઈશ્વર ને પયગંબરોને માનતો, પણ વ્હેમ, ધર્માંધતા, દંભ, વગેરે ઉપર તેને પૂરો ધિક્કાર હતો. તેણે સિખ ગુરુ અર્જુનને દેહાંતદંડ આપ્યો તેથી કેટલાએક તેને ધર્માંધ કહે છે પણ ખરૂં જોતાં આ સજા રાજકીય કારણોને લઈને આપવામાં આવી હતી.

જહાંગીરનાં કેટલાંક કૃત્યો ક્રૂરતા ભરેલાં હતાં પણ ક્રૂરતા તે તેના ચારિત્રનો મુખ્ય દોષ નહોતો. તે એકંદર માયાળુ હતો. પ્રજાને અદલ ઇનસાફ મળી શકે તે માટે તેણે દરબારમાં એક સોનાની સાંકળની સવડ રાખી હતી, પણ આવી પ્રથાથી દરેકને અદલ ઇનસાફ મળી શકતો તેમ માનવાનું કાંઈ કારણ નથી. જહાંગીરે આખા મહારાજ્યમાં દારૂનો ઉપયોગ ને તંબાકુનું વાવેતર બંધ કરાવ્યાં. જહાંગીરે ગાદીએ આવ્યા બાદ ખાસ હુકમો કાઢી અમલદારોને વેપારીઓ ઉપર ને પ્રજા ઉપર જુલમો કરતા અટકાવ્યા હતા ને સરકારના નોકરો તરીકે પ્રજા સાથે વ્યવહાર કરવા તેમને આજ્ઞા કરી હતી. જહાંગીરે નક્ષત્રોના યોગ ઉપરથી સુંદર સિક્કાઓ ટંકશાળોમાં પડાવ્યા હતા. તે મોટો કળાવિદ્ હતો*

**જહાંગીરની આત્મકથા**—જહાંગીર પોતાની આત્મકથા લખતો ગયો છે. જહાંગીર બાબરના જેવો મોટો લેખક, કવિ કે કુદરતનો અભ્યાસી નહોતો. પણ તે આત્મકથામાં જહાંગીરે પોતાના ચરિતનું ને અમલનું આબેહુબ વર્ણન આપ્યું છે અને તેમાં પોતાના દોષોને પણ તેણે સુંદર રીતે જાહેર કર્યા છે. તે સિવાય તેમાં ઉત્તર હિંદુસ્તાનના જુદા જુદા પ્રદેશોનાં ફળ, ફુલો, પશુઓ, પક્ષીઓ, માણસો, વગેરેનું પણ સુંદર વર્ણન આપવામાં આવ્યું છે.

---

*આ માટે જહાંગીરનો પોતાનો જ વિચાર જુઓ, તુઝુક-ઈ-જહાંગીરનું પુસ્તક ૨ જું, પૃષ્ઠ ૨૦–૨૧.

# પ્રકરણ ૧૦મું

## રજપુતો ને મુસલમાનોનું સહકાર્ય. શાહજહાં, ઇ. સ. ૧૬૨૮-૧૬૫૮.

**શાહજહાં**—શાહઝાદો ખુર્રમ અથવા શાહજહાં મોગલ પાદશાહોમાં અકબર સિવાય સૌથી પ્રતાપી પાદશાહ થઈ ગયો. તેના વખતમાં ખાનજહાં લોદીનાં બંડ સિવાય ને વાયવ્ય તથા દક્ષિણની સરહદના બનાવો સિવાય આખા રાજ્યમાં સુલેહ રહી. તેથી દેશની આબાદી સારી રીતે વધી. વળી પાદશાહને પોતાને ભવ્યતા, કળા અને સુંદરતા ઉપર અત્યંત મોહ થવાથી તેના વખતમાં જગતની કળાની સમૃદ્ધિ સાથે ટક્કર મારી શકે તેવાં મયૂરાસન, તાજમહાલ, દિવાનેખાસ,વગેરે તૈયાર કરવામાં આવ્યાં.



શાહજહાં

**ખાનજહાં લોદીનું બંડ**—શાહજહાંના અમલના પહેલા વર્ષમાં ખાનજહાં લોદીએ બંડ કર્યું. ખાનજહાં લોદી જાતે અફઘાન હતો અને જહાંગીરના વખતમાં તેણે જુદે જુદે સ્થળે નોકરી કરી હતી. જ્યારથી દક્ષિણમાં તેણે મોટી લાંચ લીધી હતી ત્યારથી શાહજહાં તેને શકની દૃષ્ટિએ જોતો હતો. તેથી જ્યારે શાહજહાં ગાદીએ આવ્યો ત્યારે તેને પાદશાહનો

ભરોસો ન આવ્યો. તેથી તેણે બંડ કર્યું. મોગલ સૈન્યે તેને ચંબલ નદી ઉપર હરાવ્યો. એટલે તે દક્ષ્ખણમાં નાસી ગયો. અહમદનગરના ને બિજાપુરના સુલતાનો પાસેથી તેને કાંઈ મદદ ન મળી એટલે તે વળી ઉત્તર હિંદ પાછો વળ્યો. પણ કાલંજર પાસે તે અને તેના પુત્રો મોગલો સામે લડતાં માર્યા ગયા, ઇ. સ. ૧૬૩૦.

**બુંદેલાઓનો પરાજય**—બુંદેલખંડમાં નાના મોટા રજપુત રાજાઓ રાજ્ય કરતા હતા. તેમાં એક રાજાએ પાદશાહના એક ખંડિઆ રાજા પાસેથી મોટો દંડ વસુલ કર્યો. બુંદેલખંડ દક્ષ્ખણના માર્ગ ઉપર હોવાથી શાહજહાંને આ વાત ગમી નહિ. તેથી તેણે ઔરંગઝેબને બુંદેલખંડમાં મોકલ્યો. બંડખોર બુંદેલરાજાઓ નાસી ગયા. મોગલનો આશ્રિત રાજા ગાદીએ આવ્યો. આ વખતે કેટલાક મોગલો ને બુંદેલાઓ વચ્ચે જે વેર થયું તે ઠેઠ મોગલાઈના અંત સુધી ચાલ્યું ને બુંદેલા રાજાઓએ મરાઠાઓને સારી રીતે મદદ કરી. બુંદેલખંડમાં શાહજહાંએ ઘણાં હિંદુ મંદિરો તોડી મસ્જીદો બનાવી ને બુંદેલ રાજવંશીઓને પરાણે મુસલમાનો બનાવ્યા, ઇ. સ. ૧૬૩૫.

**અહમદનગર ખાલસા**—જહાંગીરના અમલમાં અહમદનગરના સુલતાન સાથે શાહ ખુર્રમે સુલેહ કરી હતી ને પ્રખ્યાત સરદાર મલિક અંબરના પુત્રને ફોડયો હતો તે આપણે ઉપર જોઈ ગયા. આ દગાખોર માણસે એક સુલતાનને મારી નાંખી તેને બદલે એક નાના બાળકને ગાદી ઉપર બેસાડયો. જ્યારે જ્યારે મોગલ સરદારો ને શાહઝાદાઓ બંડ કરતા ત્યારે ત્યારે તેઓ દક્ષિણની સ્વતંત્ર સલ્તનતોની સાથે ભળી કાવાદાવા કરતા, તેથી શાહજહાંએ અહમદનગર, બિજાપુર ને ગોવળકોંડાને કબજે લેવા નિશ્ચય કર્યો. પરિણામે ઇ. સ. ૧૬૩૩માં અહમદનગર કબજે કરવામાં આવ્યું ને ત્યાંના સુલતાનને ગ્વાલિયર રાજકેદી તરીકે મોકલી દેવામાં આવ્યો.

**શાહજી ભોંસલે, બિજાપુર ને ગોવળકોંડા,**—અહમદનગરની સ્વતંત્રતાનો નાશ થયો એટલે બિજાપુરના હિંદુ પ્રધાનની મદદથી શિવાજીના

બાપ ને અહમદનગરના સરદાર શાહજીએ એક બાળકને સુલતાન કર્યો ને તેને નામે પોતે રાજ્ય કરવા લાગ્યો. આ કારણોથી શાહજહાં પોતે ઇ. સ. ૧૬૩૬માં દખ્ખણ આવ્યો. ગોવળકોંડાનો સુલતાન ખંડિઓ થયો. શાહજી પણ શરણ આવ્યો ને અહમદનગરના સુલતાનને ગ્વાલિયર રાજકેદી તરીકે મોકલી દેવામાં આવ્યો. આવી રીતે અહમદનગરની નિઝામશાહીનો અંત આવ્યો. નવા મુલકોની સુબાગીરી ઉપર શાહઝાદા ઔરંગઝેબની નીમણોક કરવામાં આવી.

**બાગલાણનો કબજો**—અત્યાર સુધી ખાનદેશ ને ગુજરાત વચ્ચે આવેલો બાગલાણનો ફળદ્રૂપ ને ઉપયોગી પ્રાંત હિંદુ રાજાઓના કબજામાં હતો. શાહજહાંના અમલમાં ઔરંગઝેબે ચઢાઈ કરી તે પ્રાંતને સર કર્યો.

**મીર જુમલા**—આ વખત દરમ્યાન ગોવળકોંડાના સુલતાને મીર જુમલાની મદદથી આખા કર્ણાટકમાં પોતાની સત્તા ફેલાવી હતી. મીર જુમલાનું મૂળ નામ મહમ્મદ સય્યદ હતું અને તે ઇરાનનો રહેવાસી હતો. તેનો બાપ ઇસ્પહાનમાં તેલનો વેપાર કરતો હતો. મીરજુમલા દખ્ખણ આવી હીરાનો વેપાર કરવા લાગ્યો. ગોવળકોંડાના સુલતાન અબ્દુલા કુતબશાહે તેની બાહોશી જોઈ તેને વઝીર બનાવ્યો. રાજકારણમાં, હીસાબી ખાતામાં, કારભારમાં ને યુદ્ધકળામાં તે ઘણોજ પ્રવીણ હતો. તેણે યૂરોપિઅનોની મદદથી પોતાનું તોપખાનું સુધાર્યું અને ઉત્તર કર્ણાટક જીતી ત્યાંના હિંદુ ઝમીનદારોને ખૂબ લુંટી અખુટ દ્રવ્ય ભેગું કર્યું.* મીર જુમલાની કર્ણાટકની જાગીરનું વાર્ષિક ઉત્પન્ન ચાળીસ લાખ જેટલું આવતું અને તે પોતાના ખર્ચે ૩૦,૦૦૦નું લશ્કર નીભાવતો. આવી પ્રબળ સત્તાથી ગોવળકોંડાનો સુલતાન ગભરાયો અને બંનેને તકરાર થઈ. પરિણામે મીર જુમલા મોગલો સાથે મળી ગયો. મીર જુમલા પોતાના લશ્કર ઉપર ઘણો સારો કાબુ રાખી શકતો અને કુચ કરતી વેળા સાધારણ સિપાઈની દશા વેઠવામાં તેને શરમ આવતી નહિ.

---

* યૂરોપીય પ્રવાસી થેવેનો ( Thevenot ) કહે છે કે મીર જુમલા પાસે ૨૦ મણ તો હીરા હતા.

**ગોવળકોંડાના રાજ્ય ઉપર ચઢાઇ**—આ વખતે દખ્ખણની સુબાગીરી ઉપર ઔરંગઝેબ હતો. ગોવળકોંડાની સલ્તનત ઘણી સમૃદ્ધિવાળી હતી. હીરા, પોલાદ, બારીક વણાટકામ, શેતરંજીઓ, વગેરેનો હુન્નર અને વેપાર જોઈ ઔરંગઝેબને ગોવળકોંડા જીતવાનો લોભ લાગ્યો. કારણો શોધવાં પડે એમ નહોતું. ગોવળકોંડાનો સુલતાન અબ્દુલા કુત્બશાહ મોગલ પાદશાહને નિયમસર ખંડણી ભરતો નહોતો. કર્ણાટકમાં ચંદ્રગિરિના રાજાએ તેની વિરુદ્ધ ઔરંગઝેબની મદદ માંગી. કુત્બશાહનો વિખ્યાત ને ધનાઢ્ય સરદાર ને કર્ણાટકનો જીતનાર મીર જુમલા મોગલોને શરણ આવ્યો. ઔરંગઝેબે કુત્બશાહને મીર જુમલાના કુટુંબને છુટું કરવા ને તેની મીલકત સુપ્રત કરવા આજ્ઞા કરી. કુત્બશાહે ઢીલ કરી એટલે મોગલોએ હૈદરાબાદ સર કર્યું. કુત્બશાહ ગોવળકોંડા નાસી ગયો. તે શહેરને પણ ઔરંગઝેબે ઘેરો ઘાલ્યો. તેનો વિચાર ગોવળકોંડાના રાજ્યને ખાલસા કરવાનો હતો. પણ શાહજહાં વિરુદ્ધ પડયો તેથી તેણે સંધિ કરી. ગોવળકોંડાના સુલતાને પોતાની શાહઝાદી ઔરંગઝેબના મોટા પુત્રને આપી, મોટો દંડ ભર્યો ને કેટલોક મુલક મોગલોને સ્વાધીન કર્યો. મીર જુમલા દિલ્હી ગયો. ત્યાં પાદશાહે તેને વઝીર બનાવ્યો. ઇ. સ. ૧૬૫૬.

**બિજાપુર ઉપર સ્વારી**—છેલ્લાં વીસ વર્ષ દરમ્યાન બિજાપુર સંસ્થાને કોંકણ, મ્હૈસુર અને દક્ષિણ કર્ણાટકમાં પોતાની સત્તા વધારી હતી. તે સિવાય તેનો સુલતાન મહમ્મદ આદિલશાહ શાહજહાં સાથે સત્તા, દોલત, અને ઇજ્જતમાં બરોબરી કરતો હતો. તે ઇ. સ. ૧૬૫૬માં મરી ગયો. તેથી તેનો પુત્ર અલી આદિલ ગાદીએ આવ્યો. પણ ઔરંગઝેબે તેના ગાદી ઉપરના હક્કને સ્વીકારવા ના પાડી. વળી દિલ્હી મુકામે વઝીર મીર જુમલાએ શાહજહાંને દખ્ખણમાં દરમ્યાનગીરી કરવાની સલાહ આપી. તેથી પાદશાહે ઔરંગઝેબને પોતાનું મનગમતું કરવાની પરવાનગી આપી. તુરત ઔરંગઝેબે બીજાપુર ઉપર ચઢાઈ કરી. તે સલ્તનત ઔરંગઝેબના હાથમાં આવી જવાની તૈયારીમાં હતી. પણ શાહજહાંએ લઢાઈ બંધ કરવાનો હુકમ કર્યો. તેથી બંને વચ્ચે સંધિ થઈ. આદિલશાહે રૂ. એક કરોડનો દંડ ભર્યો ને મોગલોને

નિઝામશાહીનો બધો પ્રદેશ તથા કેટલાક કિલ્લાઓ સુપ્રત કર્યા, ઇ. સ. ૧૬૫૭.

**હુગલીના ફિરંગીઓનો પરાજય**—આ વખતે ફિરંગીઓ હિંદનાં બંદરો વાટે મોટો વેપાર કરતા હતા અને તેમણે કિનારા ઉપર ઘણે ઠેકાણે કોઠીઓ કરી હતી. બંગાળાના ફિરંગીઓએ પાદશાહની રજા સિવાય હુગલી ઉપર કોટકામ બાંધ્યું હતું ને પાસેનાં બંદરોને તેમની હાજરીથી મોટી આંચ આવતી. વળી કેટલાક ફિરંગીઓ પાદશાહી રૈયતને પરાણે ખ્રિસ્તી બનાવી યૂરોપ મોકલી દેતા હતા ને તેઓ મોગલ પાદશાહની હકુમત સ્વીકારવા ના પાડતા હતા. એ કારણોથી શાહજહાંએ ફિરંગીઓને શિક્ષા કરવા બંગાળાના સુબાને હુકમ કર્યો. તેણે હુગલી ઉપર સવારી કરી. ફિરંગીઓ બહાદુરીથી લડ્યા પણ હારી ગયા ને તેથી તેમને સુલેહ કરવી પડી, ઇ. સ. ૧૬૩૨.

**બદક્ષાન અને બલ્ખ**—બાબર ને અકબરની માફક શાહજહાંને પણ બલ્ખ ને બદક્ષાન જિતવાનો ઘણો લોભ હતો, કારણ કે તે પ્રાંતો એક વાર પોતાના વડવાઓના કબજામાં હતા. તેથી તે બદક્ષાનની ગાદીની તકરારમાં વચ્ચે પડયો. તેણે ત્રણ મોટી સવારીઓ એ દેશો ઉપર મોકલી અને તે પોતે પણ કાબુલ ગયો. આ લડાઇમાં તેણે ચાર કરોડ રૂપીઆનું પાણી કર્યું અને ઘણા માણસોની ખુવારી થઇ. પણ છેવટે મોગલોને પાછા હઠવું પડયું.

**કંદહારમાં મોગલોનો પરાજય**—કંદહાર અફઘાનીસ્તાનનું નાક હતું. જ્યાં સુધી મોગલો અફઘાનીસ્તાનના ધણી રહે ત્યાં સુધી કંદહાર બીજી સત્તાના હાથમાં જવું જોઇએ નહિ એવી શાહજહાંની દૃઢ માન્યતા હતી. તે સિવાય હિંદનો માલ કંદહાર થઇને ઇરાન જતો. ઇરાણીઓએ તે કિલ્લાને સર કર્યો. તેથી શાહજહાંએ લશ્કરો મોકલ્યાં પણ ઇરાણીઓ આગળ તેઓ ફાવ્યાં નહિ. આ ઘેરામાં શાહજહાંએ બાર કરોડ રૂપીઆનો ધૂમાડો કર્યો. પરાજયનું મુખ્ય કારણ એ હતું કે મોગલો ઇરાણીઓથી કોટના બચાવકામમાં ને તેને સર કરવાના કામમાં ઘણા ઉતરતા હતા.

**ઈ. સ. ૧૬૩૦–૩૨નો દુકાળ**—શાહજહાંના વખતનો ઇતિહાસકાર ઈ. સ. ૧૬૩૦–૩૨ના વર્ષોમાં દખ્ખણ, માળવા ને ગુજરાતમાં ભયંકર દુકાળ પડયાનું જણાવે છે. અમદાબાદમાં શાહજહાંએ વીસ દિવસ સુધી અર્ધો લાખ રૂપીઆ ગરીબ લોકોમાં વ્હેંચ્યા અને ખેડુતોને બીજી રાહત આપી. તે સિવાય જાગીરદારોએ પણ યોગ્ય ઉપાયો લીધા. અલબત્ત, દુષ્કાળ–નિવારણ માટે મોગલોના વખતમાં અત્યારના જેવા ઉપાયો લેવામાં આવતા નહોતા.

**પાદશાહનો મંદવાડ ને ગાદી માટે લડાઈની તૈયારીઓ**—ઈ. સ. ૧૬૫૭માં શાહજહાં માંદો પડ્યો. થોડા વખત માટે તે હવાફેર માટે આગ્રા ગયો ને ત્યાં તેને સારૂં થવા લાગ્યું; પણ આખા દેશમાં એવી ગપ ઉડી કે પાદશાહ મરી ગયો છે અને મોટો શાહજાદો દારા પોતાના સ્વાર્થ માટે તે વાત ગુપ્ત રાખે છે. તેથી બીજા શાહઝાદાઓ ગાદી માટે લડવાની તૈયારીઓ કરવા લાગ્યા. એક માસમાં તો પાદશાહ સાજો થઈ ગયો પણ દરમ્યાન આ બધી વસ્તુસ્થિતિ બદલાઈ ગઈ હતી.

**શાહજહાંના ચાર પુત્રો**—શાહજહાંને ચાર પુત્રો હતા. (૧) દારા. (૨) સુજા. (૩) ઔરંગઝેબ. (૪) મુરાદબક્ષ. તેમાં સૌથી મોટો દારા હતો. બધા પુત્રો એક માના હોવાથી પરંપરાએ ગાદી ઉપર મોટા પુત્ર દારાનો હક્ક હતો. શાહજહાં તેને હમેશાં પોતાની પાસે રાખતો. દારા પાસે અલ્લાહાબાદ, પંજાબ ને મુલતાનની સુબાગીરી રહેતી ને તે ૬૦,૦૦૦નો મનસબદાર હતો. દરબારમાં તે પાદશાહની પાસે બેસતો. ઉપરાંત રાજ્યનો તમામ વહિવટ કરતો. દારાની ઉંમર પાદશાહના મંદવાડ વખતે ૪૨ વર્ષની હતી. તે ટેસ્ટમેંટ ને ઉપનિષદોનો મોટો અભ્યાસી હતો ને એ વિષય ઉપર તેણે સારાં પુસ્તકો લખ્યાં હતાં. તેને ઇસ્લામમાં શ્રદ્ધા હતી, જો કે તે રમઝાનના રોજા કે એવી ક્રિયાઓમાં માનતો નહિ. દારા હમેશાં શાહજહાં પાસે રહેતો તેથી તેને યુદ્ધનો કે કારભારનો પ્રત્યક્ષ અનુભવ નહોતો ને તેને માણસની પરીક્ષા કરતાં આવડતું નહિ. દારાને ખુશામત પ્રિય હતી. ઘણી વાર તે ગુસ્સે થઈ જતો.

વળી તે મિથ્યાભિમાની હતો. એક મોટા રાજ્યના ધણી થવાની તેનામાં શક્તિ નહોતી. શાહજહાંએ મંદવાડ વખતે વસીયતનામું કર્યું તેમાં તેણે દારાને વારસ ઠરાવ્યો હતો. ઔરંગઝેબને ને દારાને અણબનાવ હતો. પાદશાહની બેટી જહાન્ આરા દારાના પક્ષમાં હતી.

**મહમ્મદ શુજા**—બીજો શાહઝાદો શુજા બુદ્ધિશાળી, કળાનો જાણકાર, પરાક્રમી અને માલનસાર હતો; પણ બંગાળાની સુબાગીરી ઉપર સત્તર વર્ષ સુધી રહેવાથી તે બેદરકાર, લંપટ, આળસુ અને નાલાયક થઈ ગયો હતો. તે બહાદુર સિપાઈ અને સાધારણ સરદાર હતો.

**ઔરંગઝેબ**—ઔરંગઝેબ શાહજહાંનો ત્રીજો પુત્ર હતો. તેનો જન્મ ઈ. સ. ૧૬૧૮માં દાહોદ મુકામે થયો હતો. તે નિડર, વિદ્વાન્, કપટી, કરકસરીઓ, ધર્માંધ, શૂરો, યુદ્ધકળામાં પ્રવીણ ને રાજકારણમાં પૂરો નિપુણ હતો. કપટબાજીઓ રમવામાં તે ઘણો બાહોશ હતો. દારાને ને જહાન્ આરાને તે ધિક્કારતો. ગાદી પચાવી પાડવાનો તેને મોટો લોભ હતો, પણ પોતાના મનોરથો બીજા આગળ ગુપ્ત રાખવાની કળા તે સારી પેઠે સમજતો હતો. તેથી બધામાં તે ફાવી ગયો. શાહઝાદી રોશન આરા તેના પક્ષમાં હતી.

**મુરાદ**—ચોથા શાહઝાદા મુરાદે બલ્ખ, દખ્ખણ ને ગુજરાતમાં કામગીરી કરી હતી. શાહજહાં માંદો પડ્યો ત્યારે તે ગુજરાતનો સુબો હતો. તે મૂર્ખ ને મોજીલો હતો ને અનુભવનો લાભ લેવાની તેનામાં શક્તિ કે ઇચ્છા નહોતી. પણ તે ઘણો ઉદાર હતો. નાણું તે પાણી માફક વાપરતો તેથી તેની પાસે મોટું લશ્કર તૈયાર રહેતું. મુરાદ એક બહાદુર સિપાઈ હતો. પણ તેનામાં સરદારી કરવાની શક્તિ નહોતી. તે ભોળો હતો. ઔરંગઝેબે ભોળપણનો દુરુપયોગ કર્યો ને તેથી મુરાદનો નાશ થયો.

**ભાઈઓ વચ્ચે લડાઈ, દારાની હાર, શાહજહાં કેદ**—પાદશાહ માંદો પડ્યો કે તુરત મુરાદે ને શુજાએ પાદશાહી જાહેર કરી, ને

મુરાદે માળવા તરફ કુચ કરી. તે દરમ્યાન ઔરંગઝેબ ને મુરાદ વચ્ચે સંધિ થઈ ગઈ હતી. ઔરંગઝેબે પંજાબ, અફઘાનીસ્તાન, કાશ્મીર ને સિંધના પ્રાંતો મુરાદને આપવા કબુલાત આપી ને બંને ભાઈઓએ પોતાનાં લશ્કરોને ભેગાં કરી આગ્રા તરફ જવાનો સંકેત કર્યો. આ વાતની ખબર પડતાં દારાએ જોધપુરના રાઠોડ રાજા જશવંતસિંહને ને કાસિમખાંને ઔરંગઝેબ સામે ને જયપુરના રાજા જયસિંહ તથા પોતાના પુત્ર સુલેમાનને શુજા સામે મોકલ્યા. જશવંતની ને ઔરંગઝેબ ને મુરાદની ભેટાભેટી ઉજ્જન પાસે થઈ. જશવંતના લશ્કરના મુસલમાનો ઔરંગઝેબ સામે લડ્યા નહિ. ઔરંગઝેબના તોપખાના આગળ શૂરા રજપુતો ચાળણીની માફક વીંધાઈ ગયા. રાજા પોતે જોધપુર નાસી ગયો. પછી બંને શાહજાદાઓ ચંબલ નદી આગળ આવ્યા. ત્યાં દારાએ પોતે મોટું લશ્કર લઈ પડાવ નાંખ્યો હતો. તેથી અજાણ્યે માર્ગે ચંબલ ઉતરી આગ્રા નજીક તેઓ દારા સામે આવ્યા. લડાઈમાં દારાના હાથી ઉપર સખ્ત ઘા પડવાથી તે નીચે ઉતર્યો. લશ્કરને એમ લાગ્યું કે શાહઝાદો માર્યો ગયો છે એટલે તેના બધા માણસો નાસી ગયા. દારા પોતે આગ્રા ગયો. ત્યાંથી શાહજહાંએ તેને દિલ્હી તરફ રવાના કર્યો. તુરત ઔરંગઝેબે શાહજહાંને કેદ કર્યો. આગ્રા સર કર્યું ને દિલ્હીમાં આલમગીર નામ ધારણ કરી ગાદી લીધી, ઇ. સ. ૧૬૫૮.

**મુરાદનો નાશ**—ઔરંગઝેબ હવે રાજ્યનો ધણી થઈ ગયો હતો. તેથી મુરાદને તેની અદેખાઈ આવી. તે સિવાય ઔરંગઝેબે તેને કરાર પ્રમાણે સિંધ, વગેરે પ્રાંતો આપવા ના પાડી. મુરાદે પોતાનું લશ્કર વધારવા માંડ્યું.* ઔરંગઝેબને પણ મુરાદનો ડર લાગવા માંડ્યો. તેથી એક વાર તેણે મુરાદને ભોળવી જમવા બોલાવ્યો. જમ્યા પછી ઊંઘી ગએલા મુરાદને નિઃશસ્ત્ર કરવામાં આવ્યો ને તેને કેદી તરીકે ગ્વાલિઅર મોકલી દેવામાં આવ્યો પણ

---

* **નોંધ**—ઔરંગઝેબે, મુરાદને પાદશાહ બનાવી પોતે ફકીરી લેશે એવી છેતરપીંડી કર્યાનું લખાણ કરવામાં આવે છે તે હવે વજન વગરનું ગણાય છે. વધુ માટે જુઓ પ્રો. જદુનાથ સરકારકૃત ઔરંગઝેબના સમયનો ઈતિહાસ પુસ્તક બીજું, પૃષ્ઠ, ૮૯-૮૯.

તેને છુટો કરવાનું કાવતરૂં બહાર પડી ગયું તેથી ગુજરાતની સુબાગીરી વેળા મુરાદે કરેલા એક ખુનનો તેના ઉપર આરોપ મૂકવામાં આવ્યો ને તેને દેહાંતદંડ દેવામાં આવ્યો.

**દારા શિકોહનો પરાજય ને નાશ**—હવે ઔરંગઝેબ દારા પાછળ પડયો. દારા દિલ્હીથી લાહોર નાસી ગયો હતો. પણ ઔરંગઝેબે તેની પૂઠ પકડી. તેથી નિરાધાર દારા સિંધ વાટે અમદાવાદ ગયો. સુભાગ્યે ગુજરાતના સુબાએ તેને આવકાર અને મદદ આપ્યાં. જોધપુરથી જશવંતસિંહે મદદ આપવાનું વચન આપ્યું એટલે દારા અજમેર ગયો. પણ ત્યાં ઔરંગઝેબના લશ્કર સાથે ત્રણ દિવસ ભયંકર યુદ્ધ થયું. લડાઈમાં દારા હારી ગયો. તેથી પાછો તે અમદાવાદ ને ભુજ ગયો, પણ ક્યાંય આશરો ન મળતાં છેવટે તેણે ઈરાન જવાનો ઈરાદો કર્યો. પણ તેની બેગમે તેને એટલે છેટે જવા દીધો નહિ. તેથી કાબુલ જવાનો નિર્ણય કરી તે બલુચીસ્તાનના એક ઝમીનદારને આશરે ગયો. એ હરામખોર અને લુચ્ચા માણસે ગરીબ દારાને તેના શત્રુઓને સ્વાધીન કર્યો. દિલ્હીમાં ઔરંગઝેબે દારાને ગંદી હાથણી ઉપર સવારી કરાવી બજારમાં ફેરવ્યો. દિલ્હીના લોકો ઉશ્કેરાઈ ગયા. તેથી દારા ઇસ્લામનો ને રાજ્યનો શત્રુ છે એ આરોપ ઉપર તેનો વધ કરવામાં આવ્યો, ઈ. સ. ૧૬૬૦. વેરબુદ્ધિવાળા, ક્રૂર, ને લાગણી વગરના ઔરંગઝેબે ભાઈના શબને રાજધાનીમાં ફેરવી કોઈ જાતના સંસ્કાર કર્યા વગર દાટવાનો હુકમ કર્યો. દારાનો મોટો પુત્ર સુલેમાન શિકોહ પંજાબ નાસી જતો હતો, ત્યારે તેને કેદ કરવામાં આવ્યો ને ગ્વાલિઅરના કિલ્લામાં તેને ઝેર પાઈ મારી નાંખવામાં આવ્યો, ઈ. સ. ૧૬૬૨.

**શુજાનો પરાજય ને નાશ**—દારાએ પોતાના પુત્ર સુલેમાન શિકોહને, જયસિંહને ને દિલીરખાંને શુજા સામે મોકલ્યા હતા, તે યાદ હશે. તેઓએ કાશી પાસે શુજાના લશ્કર ઉપર ઓચિંતો છાપો માર્યો. તેથી શુજા બિહાર પ્રાંતમાં નાસી ગયો. ઔરંગઝેબ પાદશાહ થયો એટલે તેણે શુજાને મેળવી લેવા પ્રયાસ કર્યો. પણ શુજા બેવકૂફ નહોતો. તેને ઔરંગઝેબનો

જરાય ભરોસો નહોતો. તેથી તકનો લાભ લઈ તુરત તે આગ્રા ઉપર ધસી આવ્યો. ઔરંગઝેબ ને તેની વચ્ચે અયોધ્યા પ્રાંતમાં યુદ્ધ થયું; તેમાં શુજા હારી ગયો. વઝીર મીર જુમલાએ હવે તેની પૂઠ પકડી એટલે તે ગંગા નદીને પેલે પાર ચાલ્યો ગયો. તેની પાસે યૂરોપિઅન અમલદારોવાળું જબરદસ્ત તોપખાનું અને નૌકાસૈન્ય હતાં. તેમની મદદથી તેણે થોડા વખત માટે તો મીર જુમલાને હંફાવ્યો. આ વખતે ઔરંગઝેબનો મોટો પુત્ર સુલતાન મહમ્મદ શુજાના પક્ષમાં ભળી ગયો. પણ ઔરંગઝેબે મીર જુમલાને મદદ મોકલ્યા કરી તેથી શુજા ઢાકા તરફ નાસી ગયો. ત્યાં તેને મદદ ન મળી એટલે ફિરંગીઓની મદદથી તે આરાકાન નાસી ગયો; ઇ. સ. ૧૬૬૦. ત્યાર પછી તેનું શું ભવિષ્ય થયું તેની હકીકત કોઈએ આપી નથી. ઔરંગઝેબે પોતાના બેવફા પુત્ર સુલતાન મહમ્મદને કેદ કર્યો ને તે કેદખાનામાં મરી ગયો.

**ઔરંગઝેબનો બીજો રાજ્યાભિષેક**—બાપને ને પુત્રને કેદ કર્યા; બે ભાઈઓને ને એક ભત્રીજાને મારી નાંખ્યા; એક ભાઈને હિંદમાંથી કાઢી મૂક્યો; એટલે ઔરંગઝેબ નિર્ભય બન્યો ને પોતે પૂર ભભકાથી બીજી વાર તખ્તનશીન થયો, ઇ. સ. ૧૬૫૯. શાહજહાંનો અમલ તે સાથે પૂરો થયો. નીચે આપણે તે અમલનાં લક્ષણો તપાસીએ.

**ઝનુની શાહજહાં**—અકબરે અને જહાંગીરે હિંદુ ધર્મ તરફ સમાન ભાવ રાખ્યો હતો. શાહજહાંએ એ ધોરણમાં ઘણો ફેરફાર કરી નાંખ્યો. બંડખોર બુંદેલ રાજાના કુટુંબીઓને ને ઝનાનાને તેણે પરાણે મુસલમાન બનાવ્યાં હતાં તે આપણે ઉપર જોઈ ગયા; અકબરના વખતથી મોગલ સામ્રાજ્યમાં ઈરાણી રીત મુજબ દિવસવાર ગણવામાં આવતાં. શાહજહાંએ હવે ઇસ્લામી ઢબ મુજબ ગણત્રી કરવાનો હુકમ કર્યો. તેણે નવાં મંદિરો બાંધવાની મનાઈ કરી અને હિંદુઓને ને ખ્રિસ્તીઓને સતાવ્યા પણ ખરા. રજપુત રાજાઓને મોટી નોકરી ઉપર રાખવાથી તે વિરુદ્ધ હતો. પાદશાહ થયા પછી તેણે એશઆરામમાં રહેવા માંડયું. છતાં તેના રાજ્યની સમૃદ્ધિ

અઢળક હતી. આ સમૃદ્ધિ ઉપરથી એ અનુમાન થઈ શકે કે તે વખતે આપણો દેશ ઘણો આબાદ* હશે. શાહજહાં પુષ્કળ નાણું ભેગું કરી શક્યો હતો. તે એકંદરે ઉદાર, માયાળુ અને બાહોશ પાદશાહ થઈ ગયો.

**શાહજહાંનો ભભકો**—શાહજહાં કળાનો ખાસ શોખીન હતો. તેથી તેણે પોતાની અર્જુમંદબાનુ બેગમ અથવા મુમતાઝ મહાલની યાદગીરી કાયમ રાખવા આગ્રા મુકામે જમના નદી ઉપર આરસનો **તાજ-મહાલ** બંધાવ્યો. સ્થાપત્યના પંડિતો તેને " આરસનું સ્વપ્ન " કહે છે.×



દિવાને આમ

* શાહજહાંના સેનાપતિ આસફખાંની મીલકતની વીગત માટે ત્રીજી આવૃત્તિનું પાનું ૨૦૮, નોંધ જુઓ.

× " It is a dream in marble or tear transformed into a stone formed by Titans and finished by jewellers." તાજ ને મયૂરાસન-તખ્ત-ઈ-તાસ-વિષે વધારે માહિતી માટે લેખકનું પુસ્તક History of Mogul Rule in India જોવું

તાજને બાંધતાં ૨૨ વર્ષ લાગ્યાં હતાં ને તે માટે ઈટલિ જેટલેથી દૂર દૂરના કારીગરો રોકવામાં આવ્યા હતા. શાહજહાંએ જુના દિલ્હી પાસે નવું શહેર વસાવ્યું ને તેને **શાહજહાનાબાદ**નું નામ આપ્યું. ત્યાં તેણે **દિવાને આમ** ને **દિવાને ખાસ** બાંધ્યાં. દિવાને ખાસની કચેરીની કમાનો ઉપર એવો લેખ લખવામાં આવ્યો છે કે-" **જો પૃથ્વી ઉપર ક્યાંય પણ સ્વર્ગ હોય તો તે અહિં છે, અહિં છે, અહિં છે.**" શાહજહાંએ ખચખચતા હીરામાણેક ને મોતીથી શણગારેલું એક નવું તખ્ત* કરાવ્યું. તેનો ઘાટ મોર જેવો હોવાથી તે મયૂરાસન કહેવાય છે. દિલ્હીમાં શાહજહાંએ મોટી મસ્જીદ બંધાવી. શાહજહાં ચિત્રકામનો ઘણો શોખીન હતો. એમ કહેવાય છે કે તેના દરબારના ચિતારાઓ ખીસકોલીના માત્ર એક



દિવાને ખાસ

* આ મયૂરાસન અથવા તખ્ત-ઈ-તૌસના વર્ણન માટે ત્રીજી આવૃત્તિનું પાનું ૨૦૫ મું જુઓ.



તાજમહાલ

વાળની પીછીથી ચિત્ર ઉપર રંગ પૂરી શકતા. તેણે જમના નદીની જુની નહેર સમી કરાવી ખેતીને સુધારી. અમદાવાદમાં શાહજહાંએ શાહ-ઇ-બાગ કરાવ્યો હતો, જે હજુ મોજુદ છે.

**શાહજહાંનું છેવટ**—જુવાનીમાં શાહજહાં વિષયી હતો તેથી કેટલાક એમ કહે છે કે આગ્રાના કિલ્લામાં કેદી તરીકે પણ તેણે તે હલકી ટેવનો ત્યાગ કર્યો નહોતો. પણ એ વાત ખોટી છે. કેદી તરીકે શાહજહાંએ ઔરંગઝેબનાં બધાં અપમાનો ધીરજથી સહન કર્યાં અને પોતાની ઉત્તર અવસ્થા ખુદાની બંદગીમાં ગાળી. ઘરડા પાદશાહની માવજત કરવા તેની વિદુષી બેટી જહાન્ આરા હમેશાં પાસે રહેતી. ઔરંગઝેબે તેના ઉપર પાકો પહેરો રાખ્યો હતો. તે ઇ. સ. ૧૬૬૬માં મરી ગયો. મરતી વખતે શાહજહાંએ ઔરંગઝેબને માફી આપી હતી. પણ ઔરંગઝેબ ભૂતકાળ ભૂલી જાય એવો ઉદાર મનનો નહોતો. તેણે બાપના શબને પાદશાહી સંસ્કાર કરાવવા જેટલો પણ વિવેક કર્યો નહિ.

**યુરોપના પ્રવાસીઓ**—શાહજહાંના વખતમાં **પિટર મુંડી** નામનો અંગ્રેજ હિંદ આવ્યો હતો. તેણે ગુજરાતના દુષ્કાળનું સારૂં વર્ણન આપ્યું છે. **બર્નિઅર** નામનો ફ્રેંચ ડાક્તર દારા પાસે રહેતો. તેણે શાહઝાદાઓના યુદ્ધનું અને દારાની નાસભાગનું વર્ણન આપ્યું છે. **તેવર્નિઅર** નામનો બીજો ફ્રેંચ ઝવેરી શાહજહાંના મયૂરાસનનું સુંદર વર્ણન આપતો ગયો છે. તે એટલે સુધી કહે છે કે શાહજહાં પોતાની પ્રજાને પુત્રવત્ પાળતો. ઈટલિનો પ્રવાસી **મનૂક્કી** મોગલોના તોપખાનામાં નોકર હતો. તેનું લખાણ એ વખતનો ઇતિહાસ સમજવા બહુ ઉપકારક થઈ પડે છે.

# પ્રકરણ ૧૧મું

## જુના ધોરણનો ત્યાગ ને અવનતિનાં બીજ

## ઔરંગઝેબ, ઇ. સ. ૧૬૫૮–૧૭૦૭.

**ઔરંગઝેબના અમલના બે વિભાગ**—ઔરંગઝેબના અમલના બે વિભાગો થઈ શકે (૧) ઇ. સ. ૧૬૫૮–૧૬૮૧. આ વખત દરમ્યાન પાદશાહે ઉત્તર હિંદમાં રહી શત્રુઓને હરાવ્યા. (૨) ઇ. સ. ૧૬૮૧–૧૭૦૭. આ વખતે પાદશાહ દક્ષિણમાં રહ્યા અને બિજાપુર, ગોવળકોંડા ને પછી મરાઠાઓ સાથે લડયો.



ઔરંગઝેબ

**કુચબિહાર અને આસામ**—કુચબિહારના રાજાએ મોગલ સરહદ ઉપર ચઢાઈ કરી ને આસામના રાજાએ બંડ કર્યું. તેથી ઔરંગઝેબે મીર જુમલાને

તેમની સામે મોકલ્યો. તેણે કુચબિહાર ને આસામ જીતી લીધાં પણ પાણી લાગવાથી તે મરી ગયો, ઇ. સ. ૧૬૬૩. તુરત આસામીઓ મોગલો સામે થયા તેથી મોગલોને તેમનો દેશ છોડી દેવો પડયો. કુચબિહાર પણ સ્વતંત્ર થઈ ગયું.

**સાતગાંવનો કબજો**—બંગાળાનું બંદર સાતગાંવ આરાકાનના રાજાના કબજામાં હતું. તેણે પૂર્વ બંગાળાનાં કેટલાંક પરગણાંઓ સર કરી લીધાં હતાં. બ્રહ્મી અને ફિરંગી ચાંચીઆઓ મોગલ પ્રજાને ને વેપારીઓને બહુ ત્રાસ આપતા હતા. શુજા આરાકાન નાસી ગયો હતો તેથી તેની પૂઠ પકડવાની પણ જરૂર હતી. એ કારણોથી ઔરંગઝેબે સાતગાંવ સર કરવા બંગાળાના સુબા ને પોતાના મામા શાયસ્તાખાંને હુકમ કર્યો. તેણે આરાકાનીઓને હાંકી કાઢયા, ને પૂર્વ બંગાળાના લોકોને ચાંચીઆના ત્રાસથી છુટા કર્યા, ઇ. સ. ૧૬૬૬.

**સરહદ ઉપરના પઠાણો**—આ વખતે સરહદ ઉપર રહેતા પઠાણોએ મોગલો સામે બંડ કર્યું તેથી પાદશાહે સામ, દામ, દંડ, ભેદ, વગેરે વાપરી સુલેહ કરી. પઠાણો સામા થએલા હોવાથી તેમને પાદશાહ રજપુતસ્તાન અથવા મહારાષ્ટ્રમાં નોકરી ઉપર મોકલી શકયો નહિ.

**હિંદુઓ સામે પાદશાહના દસ્તૂરો**—અકબરે અને જહાંગીરે હિંદુસ્તાનની તમામ પ્રજાઓ ઉપર જ્ઞાતિ, ધર્મ કે કોઈ ભેદભાવ વગર રાજ્ય કર્યું હતું. શાહજહાંના વખતમાં આ ધોરણથી વિનિપાત થયો હતો તે આપણે ઉપર જોઈ ગયા. ઔરંગઝેબ તેના બાપથી ઘણો આગળ ગયો. તેણે હિંદુ ને મુસલમાની પ્રજાના મનમાં એવી પ્રતીતિ ઉત્પન્ન કરી કે મોગલાઈ માત્ર સુન્ની મુસલમાનો માટે સરજાઈ છે અને બીજા પંથના લોકોનો તેની કીર્તિ કે ભવ્યતા ઉપર કોઈ જાતનો હક્ક નથી. જ્યારે ઔરંગઝેબ દખ્ખણ ને ગુજરાતમાં સુબો હતો ત્યારે તેણે જુનાં મંદિરોનો ઉદ્ધાર થતો અટકાવ્યો હતો અને નવાં મંદિરો બાંધવા વિરુદ્ધ મનાઈ હુકમો કાઢયા હતા. ગાદીએ આવ્યા પછી તેણે આખા રાજ્ય માટે એવા હુકમો બહાર પાડ્યા. તેણે "કાફર" લોકોની બધી નિશાળો બંધ કરાવી. એક બુંદેલ રાજાએ મથુરામાં

રૂા. ૩૩ લાખના ખર્ચે કેશવમંદિર બંધાવ્યું હતું; પાદશાહે આ ભવ્ય મંદિરને તોડી નાંખ્યું ને ત્યાં મસ્જીદ બાંધી. મથુરાનું જુનું નામ કાઢી નાંખી તેનું "ઇસ્લામાબાદ" નામ પાડવામાં આવ્યું. મંદિરો તોડવા માટે ને ઇસ્લામના કાનુનો પ્રમાણે લોકો વર્તે છે કે કેમ તેની તપાસ રાખવા માટે પાદશાહે આખા મહારાજ્યમાં ખાસ અમલદારો નીમ્યા. ત્યાર પછી ઝઝીયાવેરો તાજો કરવામાં આવ્યો. તે સામે દિલ્હીની હિંદુ પ્રજાએ પાદશાહ પાસે દાદ માંગી ત્યારે તેમના ઉપર છુટા હાથીઓ છોડી દેવાનો હુકમ કરવામાં આવ્યો. મુસલમાનોને જકાતમાંથી માફી આપવામાં આવી. હિંદુઓને નોકરીમાંથી બાતલ કરવામાં આવ્યા, ને જે હિંદુઓ મુસલમાન થાય તેમને નોકરીમાં પસંદગી આપવાનો હુકમ કરવામાં આવ્યો. રજપુતો સિવાય બધા હિંદુઓને પાલખીમાં બેસવાની મનાઈ કરવામાં આવી. હિંદુઓના મેળા, તહેવારો, વગેરે ઉપર સખ્ત બંદોબસ્ત રાખવામાં આવ્યો ને દીવાળી ઉજવવાની મનાઈ કરવામાં આવી.

**ઔરંગઝેબ એક ચુસ્ત ને અંધ સુન્ની તરીકે**—ઔરંગઝેબ માત્ર હિંદુઓ ઉપર કડક નહોતો; સુન્ની પંથ સિવાયના બીજા મુસલમાનો ઉપર પણ તે તેટલો જ કડક હતો. ગાદીએ આવ્યા પછી તેણે કેટલાક વેરાઓ કાઢી નાંખ્યા તે સિવાય તેણે બીજી રાહત પ્રજાને આપી નહિ. તેણે સિક્કાઓ ઉપર કુરાનનાં વાકયો પાડવાની મનાઈ કરી. ઇરાણી ઢબ મુજબ નૌરોઝનો ઉત્સવ મોગલ પાદશાહો અત્યાર સુધી કરતા હતા તે હવે બંધ થયો. દરબારમાં સંગીત, નૃત્ય, વગેરેની બંધી થઈ. એક વાર દિલ્હીના સંગીતના એક હજાર ઉસ્તાદો સંગીતની નનામીઓ તૈયાર કરી મસ્જીદ પાસેથી લઈ જતા હતા ત્યારે ઔરંગઝેબે ટોળ કરી કે સંગીતને એવું દાટજો કે તે ફરીથી ઉઠવા ન પામે. પાદશાહે દરબારમાં પાન, અત્તર, ગુલાબ, રેશમ, વગેરે શોખની ચીજોના વપરાશની બંધી કરી. તેણે કેટલાક સુફીઓને, શિયાઓને ને ખ્રિસ્તીઓને ધર્મના નામે દેહાંતદંડ આપ્યો. વોરા લોકોના ગુરૂ સૈય્યદ કુત્બુદ્દીનને અમદાવાદ મુકામે સાતસો વોરાઓ સાથે શિક્ષા કરવામાં આવી હતી.

**ધર્માંધતાની પ્રત્યક્ષ અસરો**—ઔરંગઝેબે પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે હિંદુઓને સતાવવા માંડયું તેનું ફળ એ આવ્યું કે આખા રાજ્યના હિંદુઓ ખળભળી ઉઠયા અને કેટલાએકોએ તો બંડો કર્યાં. પહેલાં મથુરા ને આગ્રાનાં પરગણાંઓના હિંદુ ખેડુત જાટ લોકો પાદશાહ સામા ઉઠયા. તેમના સરદાર ચુડામણ જાટે પાછળથી ભરતપુરનું સંસ્થાન વસાવ્યું. પછી સતૂનામી અથવા મુંડીઆ પંથના લોકો ઉઠયા. મોટા મોટા સરદારો તેમની સામે જવા હિંમત ધરતા નહોતા. છેવટે ખુદ પાદશાહે પોતાના હસ્તાક્ષરથી લખેલી પ્રાર્થનાઓ લશ્કરમાં વ્હેંચી ને સતૂનામીઓને દાબી દેવામાં આવ્યા. ઔરંગઝેબે સિખ ગુરુ હરકૃષ્ણને ગાદીએ આવતાં વિઘ્નો ઉત્પન્ન કર્યાં. તેથી સિખ ગુરુ ગોવિંદસિંહે સિખોને સિપાઇઓ બનાવ્યા અને મોગલો સામે યુદ્ધ કરવા ઉશ્કેર્યા. બુંદેલખંડના બુંદેલાઓ તો ઉશ્કેરાએલા જ હતા; ને તેમના સરદાર વીર છત્રસાલે ઔરંગઝેબના મૃત્યુ પછી પન્નાનું સંસ્થાન વસાવ્યું ને બીજા પેશવા બાજીરાવને બુંદેલખંડમાં બોલાવી ત્યાંથી મુસલમાનોને હાંકી કઢાવ્યા. છેવટે ઔરંગઝેબની ધર્માંધતાથી રજપુતો તેની વિરુદ્ધ થઇ ગયા ને મારવાડમાં ને મેવાડમાં તેને મોટાં મોટાં લશ્કરો રોકવાં પડ્યાં.

**રજપુતો સાથે લડાઇઓ. મારવાડ ખાલસા**—મારવાડ અથવા જોધપુરના મહારાજા જશવંતસિંહે દારાના પક્ષકાર તરીકે ઔરંગઝેબ સામે યુદ્ધ કર્યું હતું; તે શુજા સાથે મળી ગયો હતો અને તેણે દારાને મદદ આપવાનું વચન આપ્યું હતું. આ બધી બાબતો પાદશાહ ઔરંગઝેબ ભૂલી જાય તેવો નહોતો. તે સિવાય નવી રાજ્યનીતિથી રજપુતો વિરુદ્ધ પડે તે ચોક્કસ હતું અને જોધપુરનું રાજ્ય રજપુતસ્તાનમાં આગેવાન ગણાતું હોવાથી પાદશાહને તે હમેશાં ખુંચ્યા કરતું હતું. જોધપુર જો હાથમાં આવે તો સિસોદિઆનો મેવાડ મુસલમાની સત્તાથી ઘેરાઇ જાય અને સિંધ તથા ગુજરાત જવાના માર્ગો મોગલોને હમેશ માટે ખુલ્લા થઇ જાય. પાદશાહને રાઠોડોનો મુલક જીતી લેવાનું બ્હાનું એકદમ મળી આવ્યું. મહારાજા જશવંતસિંહ સરહદથી પાછા ફરતાં રસ્તામાં મરી ગયો. મારવાડની ગાદીનો વારસ જશવંતસિંહના

મોટા ભાઈનો પૌત્ર ઇંદ્રસિંહ હતો. પણ તેને ગાદી નહિ આપતાં ઔરંગઝેબે મારવાડ દેશ ખાલસા કર્યો ને હિંદુઓ ઉપર જુલમ ગુજારવા માંડ્યો. દરમ્યાન જશવંતસિંહની વિધવાએ અજિતસિંહને જન્મ આપ્યો. આ ખબર જાણતાં તુરતજ ઔરંગઝેબે ઇંદ્રસિંહને પોતાનો વારસો સંભાળવા જોધપુર મોકલ્યો ને અજિતના હક્કને સ્વીકારવા ના પાડી તેને દિલ્હી કેદ રાખવાનો હુકમ કર્યો; ઉપરાંત તેણે એમ કહ્યું કે જો અજીત મુસલમાન થાય તો તેને તેનો તમામ વારસો પાછો મળે, નહિતર નહિ. આ બનાવથી રાઠોડ રજપુતો ગભરાઈ ગયા, ઇ. સ. ૧૬૭૯.

**વીર દુર્ગાદાસ**—આ વખતે જશવંતસિંહના પ્રધાનના પુત્ર વીર દુર્ગાદાસે અજિતને ને મારવાડની આર્યસંસ્કૃતિને બચાવવાનું બીડું ઝડપ્યું. દુર્ગાદાસ શૂરો, એકવચની, વફાદાર, રાજકારણમાં નિપુણ, ઉદાર અને નિડર રજપુત હતો. ભવિષ્યમાં તેણે શાહઝાદા અકબરને સંભાજીના દરબારમાં પહોંચાડયો અને અકબરની પુત્રીને મુસ્લીમ શાહઝાદીને છાજતી કેળવણી આપી તેના શિયળને ઠેઠ સૂધી સાચવ્યું. એવા પરમ ભક્ત ને બહાદુર યોદ્ધાને પાદશાહે ધર્મના ખોટા આવેશમાં શત્રુ કર્યો. હવે દુર્ગાદાસે બહાદુરીથી અને અક્કલથી અજિતને ને તેની મા મહારાણીને આબુ મોકલી આપ્યાં. પાદશાહે એક ગોવાળણના છોકરાને અજિતસિંહ તરીકે દિલ્હીમાં મોટા કરવા માંડયો. ઇંદ્રસિંહને પદભ્રષ્ટ કરવામાં આવ્યો ને બધો મારવાડ મોગલોને હાથ ગયો. પરિણામે રાઠોડો પાદશાહ સામા ઉઠયા.

**ઉદેપુરના મહારાણા રાજસિંહ ઉપર ચઢાઈ ને મેવાડ ખાલસા**—મોગલોના મારવાડના કબજાથી ને પાદશાહની બદલાએલી નીતિથી ઉદેપુરનો રાણો ગભરાયો. વળી આ અજિતસિંહ મેવાડનો ભાણેજ થતો હતો તેથી મેવાડે ઔરંગઝેબ સામે લડાઈ જાહેર કરી. મોગલોએ ઉદેપુર સર કર્યું. રાણો અરવલ્લીના ડુંગરોમાં નાસી ગયો પણ રાઠોડો અને સિસોદિઆઓ મોગલોને ઘણા હેરાન કરતા તેથી પાદશાહે પોતાના ત્રણ પુત્રોને રજપુતસ્તાનમાં રાખ્યા; છતાં રજપુતો દબાયા નહિ.

**અકબરનું બંડ**—ઔરંગઝેબનો સૌથી નાનો ને વ્હાલો પુત્ર સુલતાન મહમ્મદ અકબર આ વેળા ૨૩ વર્ષનો હતો. તે રજપુતો આગળ ફાવતો નહોતો તેથી પાદશાહ તેને વારંવાર ઠપકો આપતો. અકબરને તેથી ઘણું માઠું લાગ્યું. હવે ઉદેપુરનો રાણો રાજસિંહ અને તેના મરણ પછી રાણો જયસિંહ ને દુર્ગાદાસ તેની સાથે ખાનગી પત્રવ્યવહાર ચલાવતા હતા. તેમનાથી બીનઅનુભવી અકબર ભોળવાઈ ગયો ને રજપુતો સાથે ભળી ગયો. તુરત રજપુતોએ અકબરને પાદશાહ બનાવ્યો અને અજમેર પાસે છાવણી નાંખી પડી રહેલા ઔરંગઝેબ ઉપર ચઢાઈ કરી તેને પદભ્રષ્ટ ને કેદ કરવા મદદ આપવાનું વચન આપ્યું, ઇ. સ. ૧૬૮૧.

**અકબરનું રાયગઢ ભાગી જવું, ઔરંગઝેબનું કપટ**—પણ ઔરંગઝેબ આ બનાવથી મુંઝાય એવો નહોતો. તેણે શાહઝાદાને એક ભેદી કાગળ લખ્યો કે "રજપુતોને ભોળવ્યા તે ઠીક કર્યું. હવે લડાઈ વખતે તારે તેમને મોખરે રાખવા એટલે તેમને તુરત હલાલ કરી નંખાય." આ કાગળ પાદશાહે ઇરાદાપૂર્વક દુર્ગાદાસના હાથમાં જવા દીધો. રજપુતો તો ખુબ ગભરાયા. તેમને શાહઝાદા ઉપર શક પડયો. તેઓ રાતોરાત નાઠા. બીજે દિવસે સવારે અકબર જાગીને જુએ છે તો ૭૦,૦૦૦નું સૈન્ય વીખરાઈ ગયું છે અને પોતે ૩૫૦ માણસો સાથે એકલો રણ ઉપર પડયો છે. તેથી તે પણ રજપુતો પાસે નાસી ગયો પણ રજપુતસ્તાનમાં તે સલામત નહિ રહી શકે તેમ લાગવાથી દુર્ગાદાસે બંડખોર શાહઝાદાને રાયગઢમાં મરાઠા રાજા સંભાજીના દરબારમાં પહોંચાડી દીધો; પણ દખ્ખણમાં અકબરને જરાય ગમ્યું નહિ. મરાઠાઓએ તેને કશી મદદ આપી નહિ તેથી તે નિરાશ થઈ ઇરાન ગયો ને ત્યાં મરી ગયો.

**મેવાડ સાથે સંધિ**—દરમ્યાન ઉદેપુરના મહારાણા જયસિંહને યુદ્ધનો કંટાળો આવ્યો તેથી તેણે સુલેહ કરી ને ઝઝીયા વેરા પેટે કેટલીક જમીન કાઢી આપી. પાદશાહે તેને મેવાડ પ્રાંત સુપ્રત કર્યો, ઇ. સ. ૧૬૮૧.

**મારવાડીઓ અને મોગલો**—મેવાડ સાથે પાદશાહે સંધિ કરી પણ રાઠોડોએ તેના મરણ સુધી મોગલોને હંફાવ્યા કર્યું. દુર્ગાદાસે અકબરની એક બેટીને ને એક પુત્રને પાદશાહને સુપ્રત કર્યાં ને અજિતસિંહે પાદશાહને મારવાડનો થોડોક ભાગ આપ્યો. પણ ઔરંગઝેબે દુર્ગાદાસને મારવા માટે ઉપાયો લેવા માંડ્યા તેથી ફરીથી લડાઈ શરૂ થઈ. ઠેઠ ઇ. સ. ૧૭૦૯માં અજિતસિંહ જોધપુર મેળવી શક્યો. વીર દુર્ગાદાસના જીવનનો હેતુ સફળ થયો. ત્રીસ વર્ષનું મારવાડનું યુદ્ધ ઔરંગઝેબની હઠીલાઈ ને સંકુચિત દૃષ્ટિ સાબીત કરી આપે છે.

**રજપુત વિગ્રહની અસરો**—ઔરંગઝેબે આ રજપુત વિગ્રહમાં માણસો, પૈસો, આબરૂ, બધું ખોયું. દખ્ખણના મરાઠાઓ સામે લડવા માટે તેની પાસેનાં સાધનો દિનપ્રતિદિન ઓછાં થતાં ગયાં. ચૌહાણ, હાડા, વગેરે રજપુતો વિરુદ્ધ થઈ બેઠા. માળવા, બુંદેલખંડ, દખ્ખણ ને ગુજરાત જવાના રસ્તાઓ સલામત ન રહ્યા અને તેના મરણ પછી રજપુતોએ મરાઠાઓ સાથે સંધિ કરી મુસલમાની સત્તાનો નાશ કરાવ્યો.

**હુગલીના અંગ્રેજો**—ઇ. સ. ૧૬૮૬માં હુગલી મુકામે અંગ્રેજોએ મોગલો સામે શસ્ત્ર સજ્યાં, કારણ કે બંગાળાના અમલદારો તેમની પાસેથી જબરદસ્તીથી વધારે વેરાઓ ને જગાતો માંગતા હતા. તે સિવાય સુરતના અંગ્રેજો શિવાજી ને તેના મરાઠાઓ સાથે ખટપટ કરતા હતા. લડાઈ ચાર વર્ષ ચાલી. પણ મોગલો પાસે નૌકાબલ નહોતું તેથી તેઓ બહુ ફાવ્યા નહિ.

**દખ્ખણ**—ઉપરનાં પૃષ્ઠોમાં આપણે ઔરંગઝેબના વખતમાં ઉત્તર હિંદુસ્તાનની પરિસ્થિતિનું અવલોકન કરી ગયા. હવે નીચે આપણે દક્ષિણનાં રાજ્યો સાથેનો તેનો વ્યવહાર તપાસીએ. એ વેળા દખ્ખણમાં ત્રણ સત્તાઓ હતી. (૧) બિજાપુર (૨) ગોવળકોંડા (૩) શિવાજી ને તેના પછી સંભાજી તથા રાજારામ. પહેલાં આપણે શિવાજી લઈએ.

**ઔરંગઝેબ અને શિવાજી**—આ વખતે શિવાજીએ કોંકણમાં પોતાની સત્તા ઠીક જમાવી હતી, ને તેને અહમદનગર આગળ મોગલો સાથે

પણ લડવાનો પ્રસંગ આવ્યો હતો. તેથી ઈ. સ. ૧૬૫૯માં ઔરંગઝેબે શાયસ્તાખાંને શિવાજીને સજા કરવા હુકમ કર્યો ને દખ્ખણની સુબાગીરી આપી.

**શાયસ્તાખાંની હાર**—નવા સુબેદાર શાયસ્તાખાંએ પૂના ને ઉત્તર કોંકણ સર કર્યાં ને પૂનામાં શિવાજી જે ઘરમાં બચપણમાં રહ્યો હતો તે ઘરમાં તે પોતાના કુટુંબ સાથે રહેવા ગયો. પણ રમઝાનની એક રાત્રે શિવાજીએ સિંહગઢના કિલ્લામાંથી થોડાએક માણસો સાથે રાત્રે એક વરઘોડામાં ભળી જઈ સુબાના ઘર ઉપર ઓચિંતો છાપો માર્યો. નાસભાગમાં નવાબની આંગળી કપાઈ ગઈ, ને તે પોતે માંડ માંડ નાસી છુટયો. એજ રાત્રે પૂનાથી થોડે છેટે રાજા જશવંતસિંહ મોટા લશ્કર સાથે છાવણી નાંખી પડયો હતો પણ શિવાજી તેનાથી છટકી ગયો ને મોગલોને હાર ખાવી પડી, ઈ.સ. ૧૬૬૩.

**સુરતની લુટ**—ઉપર આપણે જોયું કે ઔરંગઝેબ શિવાજીને પૂના ને અહમદનગર આગળ મહાત કરવાની તૈયારી કરતો હતો તેથી શિવાજીએ હિંદુસ્તાનના ને એશિઆના સૌથી તાલેવર બંદર ને મોગલાઈના નાક સમાન સુરતને પાંચ દિવસ સુધી પેટભરી લુટયું. સુરતનો મોગલ કિલ્લેદાર સુરતીઓનો બચાવ કરી શકયો નહિ. માત્ર અંગ્રેજોએ અને વલંદાઓએ શહેરનો બચાવ કર્યો. શિવાજી સુરતની લુટથી એક કરોડ રૂપીઆથી વધારે રકમ ખેંચી ગયો. ઇતિહાસકારો એમ કહે છે કે આ લુટમાં શિવાજી માત્ર સોનું, જવાહીર, હીરા, મોતી ને માણેક લઈ ગયો. ઈ. સ. ૧૬૬૪.

**રાજા જયસિંહની સવારી**—સુરત લુટાયાની ખબર પડી એટલે પાદશાહ ઘણો ગુસ્સે થયો. તેણે પોતાના બાહોશ સરદાર, પંડિત ને મુત્સદ્દી રાજા જયસિંહને દખ્ખણની સુબાગીરી ઉપર નીમ્યો. જયસિંહે પહેલાં તો શિવાજીના જુના દુશ્મનોને પોતાના પક્ષમાં લઈ લીધા. પછી તેણે કોંકણના કિલ્લાઓ લઈ લીધા. આ વખતે શિવાજીના પ્રભુ જાતના સરદાર મુરાર બાજી દેશપાંડેએ અતુલ પરાક્રમ કરી સ્વામિકૃત્ય કરતાં પોતાના પ્રાણ આપ્યા. શિવાજી શરણ થયો ને બન્ને વચ્ચે પુરંદર મુકામે કરાર થયો.

**પુરંદરનું તહ**—આ તહથી શિવાજીએ ચાર લાખના ઉત્પન્ન જેટલો પ્રદેશ ને ત્રેવીસ કિલ્લાઓ પાદશાહને આપ્યા અને પાદશાહે વળતરમાં તેને રાયગઢ ને બીજા અગિયાર કિલ્લાઓ પાછા આપ્યા. સિવાય, શિવાજીનો પુત્ર સંભાજી મોગલ દરબારમાં જાય, બિજાપુર ઉપર સવારી કરતી વેળા મરાઠાઓએ મોગલોને મદદ કરવી અને કોંકણનો થોડોક ભાગ શિવાજીને બિજાપુર પાસેથી અપાવવો, એ આ તહની બીજી શરતો હતી.

**શિવાજી આગ્રામાં**—જયસિંહે શિવાજીને આગ્રા જવા આગ્રહ કર્યો તેથી શિવાજી પોતાના પ્રધાનોની સંમતિ લઈ અને કારભારની બધી વ્યવસ્થા કરી સંભાજી સાથે આગ્રાં ગયો. જયસિંહે તેને અભયવચન આપ્યું હતું અને તે માટે પોતાના પુત્રને તેની પાસે રાખ્યો હતો. પણ આગ્રામાં પાદશાહે શિવાજીનું ઘટતું માન ન કર્યું એટલું જ નહિ પણ બાપદીકરાને પાકી ચોકી નીચે રાખ્યા. ત્રણ મહિના શિવાજીએ આવી રીતે કાઢયા. પછી તેણે મંદવાડનો ડોળ કર્યો ને બ્રાહ્મણોને મીઠાઈ વ્હેંચવા માંડી. એક દિવસ મિઠાઈના ખાલી ટોપલાઓમાં બેસી બાપદીકરો આગ્રાથી નાસી છુટયા. સંભાજીને મથુરા રાખી શિવાજી બાવાને વેષે મથુરા, પ્રયાગ, કાશી, ગયા, પુરી, વગેરે સ્થળોએ જાત્રા કરતો કરતો રાયગઢ પહોંચી ગયો. પાદશાહે હવે પુરંદરનું તહ માન્ય રાખ્યું અને શિવાજીને રાજાનો ઇલ્કાબ આપ્યો.

**શિવાજી મિત્ર તરીકે**—ત્યાર પછી શિવાજી મોગલો સાથે રહી બિજાપુરાઓ સામે લડયો. તેથી પાદશાહે ખુશ થઈ સંભાજીને બરાડ પ્રાંતમાં જાગીર આપી.

**શિવાજી સાથે પાછી લડાઈ**—પણ મોગલો ને શિવાજી વચ્ચેની આ મિત્રતા માત્ર કૃત્રિમ હતી. ઔરંગઝેબે તેની વિરુદ્ધ કપટ રમવા માંડયું. શિવાજીએ હિંદુઓ વિરુદ્ધના દસ્તૂરો સામે વાંધો ઉઠાવ્યો. તેથી બંને પક્ષો વચ્ચે પાછું યુદ્ધ શરૂ થયું. આ વખતે તાનાજી માલસુરે નામના એક સરદારે પોતાનો જીવ આપી કોંડાણાનો કિલ્લો સર કર્યો. તેની ખબર પડતાં શિવાજી

બોલી ઉઠયો—"ગઢ આવ્યો પણ સિંહ ગયો" ને શૂરા સરદારની યાદગીરી રાખવા કોટને સિંહગઢનું નામ આપ્યું. મરાઠાઓએ બીજા કિલ્લાઓ પણ જિતી લીધા ને અહમદનગર સૂધી લુટફાટ ચલાવી. મોગલ સરદારો વચ્ચે અણબનાવ હોવાથી પાદશાહી સૈન્ય કાંઈ કરી શકયું નહિ.

**સુરતની બીજી લુટ**—શિવાજીએ આ અણબનાવનો પૂરો લાભ લીધો. તેણે ઈ. સ. ૧૬૭૦માં સુરત શહેરને બીજી વાર ત્રણ દિવસ સૂધી લુટયું ને તે ૬૬ લાખ રૂપીઆનો માલ લેતો ગયો. આ બે લુટોથી બંદરના વેપારનો સદંતર નાશ થઈ ગયો.

**વધતા જતા મરાઠાઓના દરોડા**—મોગલોની નબળાઈ જોઇ મરાઠાઓ ખાનદેશ, બાગલાણ, બરાડ, નાસિક, દક્ષિણ મહારાષ્ટ્ર, વગેરે પ્રદેશોમાં ચોથ ઉઘરાવવા લાગ્યા. સુરતના લોકો શિવાજી જીવ્યો ત્યાં સૂધી તેના નામમાત્રથી બ્હીતા ને શિવાજી આવે છે એટલું સાંભળતાં તુરત બહારગામ ચાલ્યા જતા. ઈ. સ. ૧૬૭૪માં શિવાજીનો રાજ્યાભિષેક થયો.

**શિવાજીનું મૃત્યુ**—દરમ્યાન મોગલો ને મરાઠાઓ વચ્ચે નાની મોટી લડાઈઓ ચાલ્યા જ કરતી હતી. વચમાં શિવાજીનો પુત્ર સંભાજી મોગલો સાથે મળી ગયો પણ ખરો. છેવટ શિવાજી પોતે ઈ. સ. ૧૬૮૦ ના એપ્રિલની ૫ મી તારીખે મરી ગયો. થોડા વખત માટે રાજારામ ગાદી ઉપર રહ્યો પણ પાછળથી સંભાજીએ ગાદી લીધી.

**રાજા સંભાજીનો વધ ને મહારાષ્ટ્ર ખાલસા**—સંભાજીના ગાદીએ આવ્યા પછી તુરત મરાઠાઓએ બુર્હાનપુરનો સમૃદ્ધ કિલ્લો ત્રણ દિવસ સૂધી મનમાનતી રીતે લુટયો. શાહજ઼ાદો અકબર બંડ કરી રાયગઢ આવ્યો. હતો પણ સંભાજી આ પરિસ્થિતિનો લાભ થઈ શકયો નહિ. તે વ્યભિચારી, ક્રૂર, સ્વછંદી, ઉતાવળીઓ, અભિમાની અને વ્હેમી હતો. તેણે મોગલો સામે પ્રચંડ યુદ્ધ કરવાને બદલે સિદ્દી અને ફિરંગીઓ સાથે લડાઈ કરવામાં

વખત કાઢી નાંખ્યો. અકબરના બંડથી પાદશાહ પોતે ઇ. સ. ૧૬૮૧માં મોટા લશ્કર સાથે બુર્હાનપુર આવ્યો ને સંભાજીના રાજ્ય ઉપર પોતાના ત્રણ બેટાને ને બીજા સરદારોને મોટાં લશ્કરો સહિત મોકલ્યા. તેમણે સંભાજીના મોટા મોટા અમલદારોને લાંચ રૂશવતો આપી ફોડ્યા ને સંભાજીના કુટુંબને કેદ કર્યું. ઇ. સ. ૧૬૮૭માં ઔરંગઝેબે બિજાપુર ને ગોવળકોંડા ખાલસા કર્યાં એટલે દખ્ખણનું આખું મોગલ સૈન્ય મરાઠાઓ ઉપર તુટી પડયું. સંભાજી આ વેળા દૂર પ્રદેશમાં ચાલ્યો ગયો હતો. પણ એક મોગલ સરદારે ચોક્કસ બાતમી મેળવી તેને ને તેના મિત્ર બ્રાહ્મણ "કવિકુલેશ"ને પકડી પાદશાહ પાસે ખડા કર્યા. મોગલ છાવણીમાં તેમના ઉપર અપમાનોની વૃષ્ટિ વરસાવવામાં આવી. પાદશાહ તરફથી સંભાજીને મુસલમાન થવાનું કહેવામાં આવતાં તેણે પાદશાહને ને પયગંબરોને ગાળો ભાંડી ને પાદશાહની બેટી લગ્નમાં માંગી. તેથી ઔરંગઝેબના કાઝીઓએ બંનેને દેહાંતદંડની શિક્ષા ફરમાવી ને ઇ. સ. ૧૬૮૯માં ભીમા નદી ઉપર કોરગાંવ મુકામે રાજાને અને તેના બ્રાહ્મણ મંત્રીને ઘાતકી રીતે મારી નાંખવામાં આવ્યા. પછી મોગલોએ એક મરાઠાના દગાથી રાયગઢ લીધું ને સંભાજીના પુત્ર શાહૂ વગેરેને કેદ કર્યાં; પણ રાજારામ સંન્યાસીને વેષે જિંજી નાસી ગયો. હવે આપણે બિજાપુર ને ગોવળકોંડા તરફ નજર કરીએ.

**બિજાપુર ને મોગલો**—બિજાપુરના સુલતાન અલી આદિલશાહે મોગલ પાદશાહને ખંડણી નિયમસર ભરી નહોતી. તેમ અગાઉ કરેલા કરાર પ્રમાણે કેટલીક જમીન પાદશાહને સ્વાધીન કરી નહોતી. તેણે શિવાજી ઉપરની સ્વારીઓ વખતે મોગલો સામે ખટપટ કરી હતી. ઔરંગઝેબ ચુસ્ત સુન્ની હતો; બહમની સુલતાનો શિયા હતા. વળી અકબરના સમયથી મોગલોને આખો દખ્ખણ કબજે કરવાનું મન હતું; એટલે તકનો લાભ લઈ ઔરંગઝેબે રાજા જયસિંહને બિજાપુર મોકલ્યો. પણ તે રાજા કાંઈ કરી શક્યો નહિ. દરમ્યાન અલી આદિલ ઇ. સ. ૧૬૭૨માં મરી ગયો. તેથી તેનો ચાર વર્ષનો પુત્ર સિકંદર ગાદીએ બેઠો. પણ રાજ્યનો કારભાર વઝીરોના હાથમાં

હતો. બિજાપુર સુક્રમે અફ્ઘાન, હબસી, સૈય્યદ અને હિંદુઓ, એવા ચાર પક્ષો હતા અને તેમની વચ્ચે હવે સત્તા માટે ખટપટો થતી હતી. ઔરંગઝેબે આ ખટપટોનો લાભ લેવા પોતાના દખ્ખણના સુબાઓને આજ્ઞા કરી. તેથી મોગલોએ કેટલાંક પરગણાં ખાલસા કર્યાં ને અલી આદિલે પોતાની બ્હેન ઔરંગઝેબના એક પુત્ર વેરે પરણાવી પણ મોગલોથી બિજાપુર કબજે થઈ શક્યું નહિ.

અકબરના બંડ પછી ઓરંગઝેબ પોતે દખ્ખણ આવ્યો ને મરાઠાઓ સામે મદદ આપવા બિજાપુરની સરકારને તેણે કહેવરાવ્યું પણ બિજાપુર સંસ્થાને કોઈ જાતની મદદ ન આપી. તેથી તેણે બિજાપુરનો નાશ કરવા નિર્ણય કર્યો. ઇ. સ. ૧૬૮૫માં બિજાપુરને ઘેરો ઘાલવામાં આવ્યો. બુઝાતી આદિલશાહીને સંભાજીએ ને ગોવળકોંડાના કુત્બશાહે મદદ મોકલી પણ બિજાપુરનું હવે આવી બન્યું હતું. તે સંસ્થાનના સરદારો પરસ્પર લડી મરતા હતા. તેનો સુલતાન સગીર હતો; મોગલો તેના અમલદારોને લાંચ આપી ફોડતા હતા; છતાં બિજાપુરીઓએ રાજધાનીનો સત્તર માસ સુધી બહાદુરીથી બચાવ કર્યો. છેવટે કંટાળી જઈ તેમણે શહેર મોગલોને સોંપી દીધું સુલતાનને દૌલતાબાદ મોકલી દેવામાં આવ્યો. આવી રીતે બિજાપુરનો અંત આવ્યો, ઇ. સ. ૧૬૮૬.

**ગોવળકોંડાની કુત્બશાહીનો નાશ**—ગોવળકોંડાનો નમાલો સુલતાન અબ્દુલ્લા કુત્બશાહ ઇ. સ. ૧૬૭૨માં મરી ગયો એટલે તેનો બીજો જમાઇ અબુલ હસન તખ્ત ઉપર આવ્યો. તે મર્હુમ સુલતાનના જેવો નાલાયક હતો. તેથી રાજની લગામ એક બ્રાહ્મણના હાથમાં આવી. તેણે બિજાપુર અને મરાઠાઓની સાથે રહી મોગલોના હુમલાઓ સામે ગાદીનો બચાવ કર્યો પણ ગોવળકોંડાની સલ્તનતની પડતી શરૂ થઈ ચૂકી હતી. બિજાપુરના રાજ્ય માફક તે પણ હવે અંદરથી સડી ગયું હતું. પાદશાહને ગોવળકોંડા જેવી સમૃદ્ધ સલ્તનતને જીતવાનો હેડ ઇ. સ. ૧૬૫૬થી મોહ લાગ્યો હતો. પ્રધાને મોગલોને ખંડણી નિયમસર ભરી નહોતી. તેણે બિજાપુરને, શિવાજીને ને

સંભાજીને મદદ કરી મોગલોના કેટલાક પ્રાંતો પચાવી પાડ્યા હતા. મીર જુમલાની કર્ણાટકની જાગીર ગોવળકોંડાના સુલતાને હજુ પોતાના કબ્જામાં રાખી હતી તેથી પાદશાહે શાહઝાદા શાહઆલમને મોટા લશ્કર સાથે મોકલ્યો. તેણે હૈદરાબાદ સર કર્યું. સુલતાન અબુલ હસન ગોવળકોંડા નાસી ગયો. તેણે મોગલોને રૂા. એક કરોડનો દંડ ભરી અને બે પરગણાં આપી સલાહ કરી ને પોતે હૈદરાબાદ પાછો આવ્યો, ઈ. સ. ૧૬૮૬.

ઔરંગઝેબે બિજાપુર સર કરી તે સંસ્થાનને ખાલસા કર્યું એટલે તેણે તુરત કુત્બશાહ સામે શાહઆલમને મોકલ્યો. તેણે વળી હૈદરાબાદ લીધું. વળી સુલતાન ગોવળકોંડા નાસી ગયો. પાદશાહના કેટલાક શિયા ને સુન્ની અમલદારો ગોવળકોંડાના રાજ્યને ખાલસા કરવા વિરુદ્ધ હતા. શાહઝાદો શાહ-આલમ પોતે તે વિચારનો હતો. પણ ઔરંગઝેબે તે શાહઝાદાને કેદ કર્યો ને બીજા અમલદારોને નોકરીમાંથી બાતલ કર્યા પછી ગોવળકોંડાને ઘેરો ઘાલવામાં આવ્યો. પણ કોટ ઘણો મજબુત હતો તેથી મોગલો ફાવી શક્યા નહિ. છેવટે એક અફઘાનના દગાથી ઈ. સ. ૧૬૮૭માં ગોવળકોંડાના દરવાજાઓ ઉઘડી ગયા. સુલતાન અબુલ હસનને દૌલતાબાદ મોકલી દેવામાં આવ્યો ને કુત્બશાહી ખાલસા કરવામાં આવી. ઔરંગઝેબના હાથમાં કરોડો રૂપીઆની મીલકત સાથે લગભગ ત્રણ કરોડ રૂપીઆની આમદાનીવાળું રાજ્ય આવ્યું.

**મોગલાઇની અવધિ**—સંભાજી પડ્યો; આદિલશાહી ને કુત્બશાહી ડૂબી. ઔરંગઝેબ આખા હિંદનો પાદશાહ થયો. પણ સંભાજીના ક્રૂર વધથી મરાઠાઓ છંછેડાઈ ગયા હતા. તેઓ હવે આખા દખ્ખણમાં મોગલોને સતાવવા લાગ્યા. પરિણામે પાદશાહ બધી બાજી હારી બેઠો.

**દખ્ખણ**—રાજારામ જિંજી નાસી ગયો હતો તેથી ઔરંગઝેબને હજુ ત્રણ મુદ્દાઓ સિદ્ધ કરવાના હતા. (૧) બિજાપુર અને ગોવળકોંડાના રાજ્યોના મુલકોનો બંદોબસ્ત કરવો. (૨) જિંજી મુકામે રાજારામની સત્તાને તોડી પાડવી. (૩) મહારાષ્ટ્રના દખ્ખણીઓને મોગલોને સતાવતા અટકાવવા. તે પહેલો મુદ્દો

પાર પાડી શક્યો પણ બીજા બે મુદ્દાઓ પાર પાડી શક્યો નહિ, કારણ કે સંભાજીના ક્રૂર વધ પછી તમામ મરાઠી પ્રજા મોગલો સામે ઉઠી.

**મોગલો સામે મરાઠી રાષ્ટ્રીય સંગ્રામ. ઔરંગઝેબની નિષ્ફળતા. મૃત્યુ**—આ સંગ્રામની માત્ર ટૂંકી રૂપરેખા આપવાની જરૂર છે. મોગલોએ જિંજીને ઘેરો ઘાલ્યો તે આઠ વર્ષ રહ્યો. મોગલ સરદાર ઝુલફિકારખાં રાજારામના દરબાર સાથે વાટાઘાટ ચલાવતો હતો. છેવટે ઈ. સ. ૧૬૯૮માં જિંજી શરણ થયું. પણ રાજારામ મહારાષ્ટ્ર ભાગી ગયો. દરમ્યાન મરાઠી કિલ્લાઓ સર કરતાં મોગલોને ઘણી મુશ્કેલી નડવા લાગી. મરાઠી સરદારો ચોતરફ લુટફાટ કરવા લાગ્યા અને ઠેઠ માળવા ને ગુજરાતમાં જઈ મોગલોને ત્રાસ આપવા લાગ્યા. તેમણે એક વાર તો બે મોટા મોગલ સરદારોને કેદ કર્યા. રાજારામ ઈ. સ. ૧૭૦૦માં મરી ગયો એટલે તેની વિધવા તારાબાઈ કારભાર કરવા લાગી. તેણે ઔરંગઝેબને સુલેહ માટે અરજ કરી પણ પાદશાહે ના પાડી. તેથી યુદ્ધ ચાલુ રહ્યું. ઔરંગઝેબે પૂર્વમાં કર્ણાટક પ્રાંત ખાલસા કર્યો. ને મહારાષ્ટ્રના કિલ્લાઓ, એક પછી એક, સર કરવા માંડ્યા પણ તેમાં તેની ઘણી ખુવારી થઈ. તેથી પાદશાહે દિલ્હી જવા નિશ્ચય કર્યો પણ અહમદનગર આવતાં કાળ પાસે આવ્યો હોય એમ તેને લાગ્યું. તેથી તે આગળ ગયો નહિ. ઈ. સ. ૧૭૦૭ના માર્ચમાં તે મરી ગયો.* મરતી વેળા તેની આંગળીઓ માળાના મણકાઓ ઉપર હતી ને હોઠ ઉપર કલીમાનો પાઠ પઢાતો હતો. ઔરંગઝેબ શુક્રવારના પવિત્ર દિવસે મોત માંગતો હતો. થયું પણ તેની ઇચ્છા પ્રમાણે.

**દક્ષિણમાં ઔરંગઝેબ કેમ નિષ્ફળ ગયો?**—આવી રીતે ઔરંગઝેબના જીવનનો હેતુ નિષ્ફળ ગયો. તેનાં કારણો આપવાની અહિં ખાસ જરૂર છે. પ્રથમ તો ઔરંગઝેબનું લશ્કર વતનથી ઘણે દૂર લડતું હતું ને તેની પાસે પચીસ વર્ષના આ મહાભારત સંગ્રામ માટે આવશ્યક સાધનો

* ઔરંગઝેબના વસીઅતનામા માટે ત્રીજી આવૃત્તિના ૨૨૭મા પાનાની નોંધ જોવી.

લુટી ગયાં હતાં. મરાઠાઓની લડવાની યુક્તિએ પાદશાહી લશ્કરોને હંફાવી દીધાં. તેઓ ખુલ્લા મેદાનમાં કદી લડતા નહિ. મોગલોને દાણોપાણી બંધ કરી ને તેમનો જ દેશ લુટી તેઓ આખા પ્રદેશને વેરાન કરી નાંખતા ને અચાનક શત્રુ ઉપર છાપો મારી સામસામા યુદ્ધથી છટકી જતા. બિજાપુરનાં ને ગોવળકોંડાનાં હારેલાં લશ્કરોના ઘણા સિપાઈઓ મરાઠી સેનામાં ભળ્યા ને મોગલોને વધારે કનડગત કરવા લાગ્યા. ઔરંગઝેબનો સંગ્રામ આખા દખ્ખણ ઉપર ચાલતો હતો; નર્મદાથી તે ઠેઠ જિંજી સુધી ને મદ્રાસથી તે ઠેઠ કોંકણના દેશ સુધી તેને શત્રુઓ સામે લડાઈ કરવી પડતી. એ પ્રદેશ મોગલોનો જાણીતો નહોતો; પણ મરાઠાઓને ને ખાલસા થએલી બહમની સલ્તનતના માણસોને એ તમામ પ્રદેશ પરિચિત હતો. તેમનું તો તે વતન હતું. પાદશાહ પોતે ઘરડો થઈ ગયો હતો; તેના સરદારો અંદર અંદર ક્લેશ કરતા હતા ને દક્ષિણના લાંબા, દારુણ ને નિષ્ફળ પ્રયાસથી કંટાળી ગયા હતા. ખુદ શાહઝાદાઓનો ને મોટા મોટા સરદારોનો પણ પાદશાહને ભરોસો નહોતો. એ કારણથી કોઈ મન દઈને કામ કરતું નહિ. આવી પરિસ્થિતિનું ભયંકર પરિણામ આવે તેમાં કાંઈ નવાઈ નહોતી. આ બાબત નીચેના વિચારોથી વિશેષ સ્પષ્ટ થશે.

**દખ્ખણના મહાભારત યુદ્ધની અસરો**—ઔરંગઝેબે ઇ. સ. ૧૬૮૧ થી ૧૭૦૭ સુધી એટલે પચીસ વર્ષ સુધી દખ્ખણમાં મહાભારત સંગ્રામ કર્યો તેથી તેના રાજ્યની પાયમાલી થઈ. આખો દખ્ખણ વેરાન થઈ ગયો. મરાઠાઓ જોર ઉપર આવી ગયા. ખેતી, કારભાર, ભાંગી પડયાં. દુષ્કાળ, રોગચાળો, લુટફાટ અને લશ્કરની હીલચાલોથી ખેડુતોનાં ને વેપારીઓનાં મન ઊંચાં થઈ ગયાં. ઉત્તર હિંદુસ્તાનનો કારભાર ઢીલો થઈ ગયો. બંગાળા સિવાય બીજા પ્રાંતોનું વસુલ આવતું બંધ થઈ ગયું. માળવાના ને બુંદેલખંડના રસ્તાઓ લુટારાઓની કનડગતથી સલામતી વગરના થઈ ગયા. યુદ્ધોમાં લાખો માણસો ને ઢોરોની ખુવારી થઈ. **શાહી રસ્તાઓ શાહી રણ જેવા થઈ ગયા.** હુનરઉદ્યોગો નાશ પામ્યા. કળા, સાહિત્ય વગેરે ને કશું ઉત્તેજન મળી શક્યું નહિ. ખુદ પાદશાહના દરબારમાં સત્તા માટે મોટી ખટપટો ઉભી

થઈ. જુના ને અનુભવી સરદારો ને મનસબદારો લડાઇમાં ખપી ગયા તેમને બદલે પાદશાહની આસપાસ ખુશામતખોર અને સ્વાર્થી સરદારો એકઠા થયા. સલ્તનતને નાણાંની મોટી ખોટ જણાવા લાગી. અકબરે, જહાંગીરે અને શાહજહાંએ ભેગો કરેલો તમામ ખજાનો ખુટી ગયો. રજપુત કોમ લડાઇમાં ઘણી ખપી ગઈ. હિંદુસ્તાનમાં જાટ, બુંદેલા અને સિખો સામે લડાઈ કરવા જેટલા માણસો મળવા હવે મુશ્કેલ થઈ પડયા. પચીસ વર્ષનાં અસ્ખલિત યુદ્ધોથી લોકો કંટાળી ગયા. મોગલ સિપાઈઓ સ્વદેશ જઈ પોતાના કુટુંબને મળી પણ શક્યા નહિ ને પાદશાહની માફક તેમણે પોતાની જિંદગી દખ્ખણમાં પૂરી કરી. **દખ્ખણ રૂપી વેરાન રણમાં મોગલાઈનું પાણી ચુસાઇ ગયું.**

**ઔરંગઝેબની ભૂલ કયાં થઈ?**—ઘણા ઇતિહાસલેખકો ઔરંગઝેબના દખ્ખણના કારભારને વખોડી ગયા છે. ઔરંગઝેબે બિજાપુર અને ગોવળકોંડાનાં સંસ્થાનોને જીવતાં રહેવાં દીધાં હોત અને તેમની મદદથી શિવાજીની ઉગતી સત્તાને તોડી પાડી હોત તો મોગલાઈનો વિનાશ મોડો થાત અને મરાઠાઓ જોર ઉપર આવી જાત નહિ. એમ એ લોકો માને છે. પણ એ માન્યતા દોષથી ભરેલી છે. પહેલાં તો બિજાપુરનાં ને ગોવળકોંડાનાં બંને રાજ્યો નિર્બળ થઈ ગયાં હતાં. તેમનામાં મોગલોને મરાઠાઓ વિરુદ્ધ મદદ આપવાની સત્તા બીલકુલ રહી નહોતી. બીજું, દખ્ખણનાં મુસલમાની સંસ્થાનોનો ખરો દુશ્મન શિવાજી નહિ પણ ઔરંગઝેબ હતો અને તેઓ કદિ શિવાજી વિરુદ્ધ એકસંપી કરી શકત નહિ. આ બે બહમની સંસ્થાનોનો વહેલોમોડો નાશ નિર્મિત જ હતો, કારણ કે તેઓ ઘણાં નબળાં થઈ ગયાં હતાં. જો મોગલોએ તેમને જીતી લીધાં ન હોત તો મરાઠાઓ તેમને ગળી જાત. ઔરંગઝેબને મરાઠાઓ સાથે ગમે તે પ્રકારે સંગ્રામ કર્યા વિના છુટકો નહોતો. ઔરંગઝેબની ભૂલ મરાઠાઓ સાથે તે જે પ્રકારે લડયો તેમાં થઈ. એ ભૂલ સર્વસામાન્ય ભૂલ હતી. તેવી ભૂલ તેણે મેવાડમાં ને મારવાડમાં કરી. શિવાજીની સાથે તે દગો રમ્યો એટલે મરાઠાઓને તેનો વિશ્વાસ રહ્યો

નહિ સંભાજીનો ક્રૂર રીતે વધ થવાથી મરાઠાઓ મરણીઆ થયા. બિજાપુર ને ગોવળકોંડા જીતી સંભાજીને ખંડિઓ બનાવી જો ઔરંગઝેબ દિલ્હી પાછો ગયો હોત તો હિંદુસ્તાનનો ઢીલો પડી ગએલો કારભાર વ્યવસ્થિત કરી શકાત અને મોગલાઈનો પાયો વધારે સાબુત થાત. પણ ઔરંગઝેબને રાજ્યલોભ વળગ્યો હતો. ઉત્તરમાં મેવાડ ને મારવાડ અને દખ્ખણમાં મહારાષ્ટ્ર અને કર્ણાટક તેને મોગલાઈમાં ભેળવી દેવાં હતાં. તે મોગલાઈની સત્તાને અવિચળ માનતો હતો. તેને દખ્ખણની પ્રતિરોધક ને બચાવ કરવાની શક્તિની ખબર નહોતી. એ અજ્ઞાન દશામાં મોગલાઈના વિનાશનું બીજ છુપાઈ રહ્યું હતું. એક દૃષ્ટિએ ઔરંગઝેબે દખ્ખણની બે મુસલમાની સત્તાને તોડી તે ઠીક થયું, કારણ કે હવેથી દખ્ખણમાં મોગલ સુબાઓ આવતા ગયા. તેમાં નિઝામ–ઉલ–મુલ્કે મરાઠાઓની સામે સત્તા જમાવી ને ઠેઠ દક્ષિણમાં પણ નાના મોટા મુસલમાન સરદારો ભવિષ્યમાં સ્વતંત્ર થઈ શક્યા. એ બધાએ મરાઠાઓને દખ્ખણમાં સાર્વભૌમ થતા અટકાવ્યા.

**ઔરંગઝેબના ગુણદોષ: તેના અમલની સમીક્ષા**—ઉપરનાં પૃષ્ઠોમાં આપણે ઔરંગઝેબનો કારભાર તપાસી ગયા. તેના મુખ્ય દોષો પણ આપણે જોઈ ગયા. એ દોષો માટે પાદશાહ પોતે જવાબદાર હતો તેથી તેના ગુણદોષનો આપણે ખ્યાલ કરવાની જરૂર છે. ઔરંગઝેબ ચુસ્ત સુન્ની હતો. તેનું જીવન તદ્દન સરલ હતું. તેની બધી ટેવો નિયમિત હતી. તેની હિંમત અપાર હતી. ટાઢ, તડકો, વર્ષાદ, વગેરે ઋતુઓના ઢંગો સહન કરવાની તેનામાં અજબ શક્તિ હતી. તે યુદ્ધમાં શૂરો હતો. તે સરદારી ને સિપાઈગીરી પૂરી જાણતો. રાજકારણમાં તે પૂરો ચતુર હતો. કર્તવ્યબુદ્ધિમાં તેના જેવો રાજ્યકર્તા ભાગ્યે મળી શકશે. કારભારની ઝીણામાં ઝીણી બાબત પણ તેના ખ્યાલ બહાર ન રહેતી. રાજનો પૈસો તે કદી ઉડાવતો નહિ. તે કુરાન હાથે લખતો ને પોતે જે ટોપીઓ બનાવતો તેના વેચાણમાંથી ગુજરાન ચલાવતો. તેણે ઈસ્લામના બધા કાયદાઓનું એકીકરણ કરાવ્યું. તે કદિ મીજાજ ખોતો નહિ. તે મોટો પંડિત હતો. તે હરામખોરોને સખ્ત સજા કરતો. વિષય-

વાસના તેને જરા પણ સ્પર્શી શકતી નહિ પણ તેનામાં ગુણો હતા તેથી વધારે દોષો હતા. તે કપટી હતો. તેની વૈરબુદ્ધિ રોજ સતેજ રહેતી. તેણે પોતાનાં બાપ, ભાઈઓ, ભત્રીજાઓ, બેટાબેટીઓ ને બ્હેનોનો એક પણ અપરાધ માફ કર્યો નહિ. તેણે બે પુત્રોને કેદ કર્યા; એક પુત્ર ને એક પુત્રી કેદખાનામાં મરી ગયાં. તે ક્રૂર હતો. સંભાજી, દારા વગેરેનો વધ કરતી વેળા તેણે અક્ષમ્ય ક્રૂરતા બતાવી હતી. તે દુરાગ્રહી હતો. પોતાના મોટા અમલદારોનો તેને પૂરો ભરોસો નહોતો. તેથી દખ્ખણનો તમામ કારભાર બગડી ગયો. તેણે દરબારમાં જુદા જુદા પક્ષોને લડાવી માર્યા. તે ધર્માંધ હતો તેથી હિંદુઓ, સિખો ને શિયાઓ તેની વિરુદ્ધ ગયા. ધર્માંધતા ઔરંગઝેબનો મોટો દોષ હતો તેથી તેણે પોતાનું જીવન ધૂળ કર્યું. તેની માન્યતા પ્રમાણે મોગલાઇ એટલે સુન્ની મુસલમાનોનું રાજ્ય; તેમાં હિંદુઓ કે શિયાઓ માટે કોઈ સ્થાન ન હોવું જોઈએ. આવી બુદ્ધિ માટે ઔરંગઝેબનો અમલ અક્ષમ્ય ગણાશે. હિંદુસ્તાનની પંચરંગી પ્રજાના રાજ્યકર્તાએ ધર્માંધ બુદ્ધિથી વિમુખ રહેવું જોઈએ. મુસલમાન ઇતિહાસલેખકો તેની પ્રશંસા કરી ગયા છે પણ આ દૃષ્ટિએ તે પ્રશંસા વાજબી કહી શકાય નહિ. એવી ગેરવ્યાજબી બુદ્ધિને પરિણામે અકબરે બાંધેલી, જહાંગીરે ટકાવી રાખેલી અને શાહજહાંએ ભવ્ય કરેલી મોગલાઇની ઇમારત ટૂંકી મુદ્દતમાં ડચમચવા લાગી ને પછી એકદમ તુટી પડી. ઔરંગઝેબ તેના વડવાઓએ હિંદની પ્રજાઓના મનમાં ઉત્પન્ન કરેલી સામ્રાજ્યની ભાવના ટકાવી શક્યો નહિ.

---


ઔરંગઝેબના વખતનું
મોગલ રાજ્ય
ઈ.સ. ૧૭૦૦
કાબુલ
કાશ્મિર
મુલતાન
સિંધુ નદી
સિખ
દિલ્હિ
રજપુતાના
અજમેર
જાટ
જોધપુર
રજપુત
ઉદેપુર
આગ્રા
અલાહાબાદ
માળવા
ઉજ્જન
બિહાર
બંગાળ
ઓરિસા
ગોન્ડવાના
બુરહાનપુર
સુરત
દૌલતાબાદ
ઔરંગાબાદ
અહમદનગર
બિજાપુર
હૈદરાબાદ
મદ્રાસ
મૈસુર
સિલોન

# પ્રકરણ ૧૨મું

## બૂઝાતી મોગલાઈ, ઇ. સ. ૧૭૦૭-૧૭૧૯.

**બહાદુરશાહ, ઇ. સ. ૧૭૦૭-૧૭૧૨. ઔરંગઝેબના શાહઝાદાઓ વચ્ચે યુદ્ધ**—ઔરંગઝેબનો મોટો પુત્ર કેદમાં મરી ગયો હતો. ચોથો પુત્ર બંડખોર અકબર ઇરાનમાં મરી ગયો હતો. મોટો શાહઝાદો મુઆઝ્ઝમ અથવા શાહઆલમ બાપના મરણ વખતે લાહોર ને કાબુલનો સુબો હતો. તે હવે બહાદુરશાહ પાદશાહ તરીકે જાહેર થયો ને આગ્રામાં દાખલ થયો. બીજા પુત્ર આઝમે પણ પાદશાહી જાહેર કરી પણ તે ચંબલ નદી આગળ લડતાં માર્યો ગયો. છેલ્લો પુત્ર કામબક્ષ બિજાપુરનો સુબો હતો. તેણે પાદશાહી જાહેર કરી. પણ હૈદરાબાદ પાસે બહાદુરશાહ સામે લડતાં તે માર્યો ગયો.

**રજપુતો ને સિખો સામે યુદ્ધ**—જોધપુરના મહારાજા અજિતસિંહે, જયપુરના મહારાજા જયસિંહે અને મેવાડના રાણા અમરસિંહે પાદશાહી સ્વીકારવાની ના પાડી એટલે બહાદુરશાહે તેમના ઉપર સવારી કરી. સિખ ગુરુ બંદાએ સરહિંદ પરગણામાં ઘણાં મોગલ ગામો સર કર્યાં હતાં તેથી બહાદુરશાહે સિખો ઉપર પણ ચઢાઈ કરી. આ વખતે રજપુત રાજાઓએ પુષ્કરના પવિત્ર સરોવર આગળ પરસ્પર સોગન લઈ કરાર કર્યો કે મોગલોને રજપુતસ્તાનમાંથી હાંકી કાઢવા ને યોગ્ય સમયે દખ્ખણના મરાઠાઓને ઉત્તર હિંદમાં મદદ કરવી. ઔરંગઝેબની રાજનીતિનું આ પરિણામ હતું એ લખવાની જરૂર નથી.

**બહાદુરશાહ**—બહાદુરશાહ લાહોર મુકામે ઇ. સ. ૧૭૧૨ના જાનેવારિમાં મરી ગયો. મુસલમાન ઇતિહાસકારો બહાદુરશાહને શાહ-ઇ-બેખબર-બેદરકાર પાદશાહ કહી ગયા છે. તે ઘણો ઉદાર, માયાળુ, વિદ્વાન્, નિયમિત ને શિયા પંથનો પક્ષપાતી હતો. એકંદર તેના અમલમાં પાદશાહીની આબરૂ ટકી રહી. ડચ લોકોએ પોતાના પ્રતિનિધિઓ બહાદુરશાહના દરબારમાં મોકલ્યા હતા.

**જહાંદારશાહ**—બહાદુરશાહને ચાર પુત્રો હતા. તેમની વચ્ચે ગાદી માટે લડાઈ થઈ. તેમાં મોટા પુત્ર જહાંદારશાહને ફત્તેહ મળી ને બીજાઓ માર્યા ગયા, તેથી જહાંદાર ગાદીએ આવ્યો, ઇ. સ. ૧૭૧૨.

જહાંદારશાહ નાનપણમાં બહાદુર ને હોશિયાર હતો; પણ હવે તે ઉડાઉ, વ્યભિચારી, બંધાણી, ક્રૂર ને તકરારી થઇ ગયો હતો. દરબારમાં તેની એક રખાતનું ચાલતું હતું તેથી તેના અમલનો એકદમ અંત આવ્યો.

**ફર્રુખસિયરનું બંડ**—જહાંદારના ભાઈ અઝીમશાહનો પુત્ર ફર્રુખસિયર પોતાના બાપના મરણ વખતે **પટણા**માં હતો. તે હવે પોતાની રજપુત માના કહેવાથી બાપનું વેર વાળવા તૈયાર થયો. આ સાહસમાં તેના બાપના મિત્રો, હુસેન અલીખાં, હસન અલીખાં અથવા અબ્દુલ્લાખાં નામના સૈય્યદ ભાઈઓ, છબીલરામ નાગર ને તેના ભત્રીજા ગીરધરલાલ તેની મદદે ચઢ્યા. તે મદદ લઈ ફર્રુખે પાદશાહને હરાવી મારી નંખાવ્યો ને પોતે ગાદી લીધી. સૈય્યદોએ જોધપુરના મહારાજા અજીતસિંહને હરાવી તેની પુત્રી ઇંદ્રિકુમારીનું લગ્ન પાદશાહ સાથે નક્કી કર્યું ને સિખ ગુરુ બંદાને ને તેના ચેલાઓને હરાવી ઘાતકી રીતે મારી નંખાવ્યા. આ સૈય્યદ ભાઈઓ વિષે થોડીક માહીતી નીચે આપી છે.

**સૈય્યદ ભાઈઓ**—સૈય્યદોના વડવાઓ ઇરાકથી પતીઆલા પાસે પ્રદેશમાં પ્રથમ રહેવા આવ્યા હતા. અકબરના વખતથી તેઓ મોગલ સૈન્યને મોખરે લડતા. મોટા ભાઈ અબ્દુલ્લાખાં હસને દખ્ખણમાં ને રજપુતસ્તાનમાં નોકરી કરી હતી. નાના ભાઈ હુસેને ઉત્તરમાં નોકરી કરી હતી. હુસેન હાથનો વધારે ઉદાર હતો ને રાજકારણ વધારે સમજતો, જ્યારે અબદુલ્લા પૈસાનો લોભી લંપટ ને મિજાજી હતો.

**ફર્રુખસિયર ને સૈય્યદો વચ્ચે અણબનાવ**—ફર્રુખસિયર ગાદીએ આવ્યો એટલે તેણે કેટલાક દરબારીઓને ઘાતકી શિક્ષા કરી. સૈય્યદ બીરાદરોને આ વાત પસંદ પડી નહિ. સરકારી નોકરી ઉપર નિમણૂકો કરવામાં

પણ બંનેને ફાવ્યું નહિ. વળી પાદશાહ અવિશ્વાસુ કૃતઘ્ની અને આવડત વગરનો હતો. મોટો સૈય્યદ અબ્દુલ્લાખાં લોભી પ્રકૃતિનો હોવાથી લાંચ લેવા લાગ્યો, તેથી તેમનો કારભાર અણમાનીતો થઈ પડયો; વળી પાદશાહના ઈરાણી અને તુરાણી દરબારીઓ તેમની વિરુદ્ધ હતા. તેમાંના કેટલાકને એવો શક પડયો કે બંને ભાઈઓ ગાદી પચાવી પાડવા માંગે છે. જેમ વખત જવા માંડયો તેમ સૈય્યદો અધિકારથી અંધ થઈ ગયા. મરાઠાઓ ઉપર ને હિંદુઓ ઉપર તેમનો ખાસ પક્ષપાત હતો. આ કારણોથી પાદશાહની સાથે તેમને અણબનાવ થયો ને પાદશાહ અને તેના પક્ષકારો સૈય્યદ ભાઈઓને છુટા પાડી તેમનો નાશ કરવા મોટાં કાવતરાં કરવા લાગ્યા. તેમણે અબ્દુલ્લાને રજપુતસ્તાનમાં મોકલ્યો ને હુસેન અલીખાંને દખ્ખણમાં મોકલ્યો. તે જ વખતે રજપુતસ્તાન, દખ્ખણ ને ગુજરાતના સરદારોને બંને ભાઈઓની સામે થવાની સૂચના કરવામાં આવી. પણ આ કાવતરું પકડાઈ ગયું તેથી અબ્દુલ્લાએ શત્રુ સાથે સુલેહ કરી. દખ્ખણમાં અલીખાં ને દાઉદખાં પન્ની લડ્યા તેમાં દાઉદ માર્યો ગયો. પછી બાળાજી વિશ્વનાથ પેશવા અને બીજા મરાઠી સરદારોએ તેમને મદદ આપી ને બંને દિલ્હી ગયા. ત્યાં ફરૂખનો વધ કરવામાં આવ્યો. ઇ. સ. ૧૭૧૯. પાદશાહનો સસરો મહારાજા અજિતસિંહ આ કાવતરામાં સામેલ હતો.

**બે નામના પાદશાહો**—ફરૂખ પછી સૈય્યદ ભાઈઓએ બહાદુરશાહના ત્રીજા દીકરાના બે શાહઝાદાઓને ચાર માસની મુદતમાં ગાદીએ બેસાડ્યા. પણ તેઓ મરી ગયા તેથી તેમણે બહાદુરશાહના ચોથા પુત્રના પુત્રને ગાદી આપી. આ નવા પાદશાહે મહમ્મદશાહનું નામ ધારણ કર્યું.

**ઝઝીયા માફ**—આ વખતે ઝઝીયા વેરો રદ કરવામાં આવ્યો.

**ફરૂખસિયરે અંગ્રેજોને આપેલું ફરમાન**—ઇ. સ. ૧૭૧૫માં બંગાળાના અંગ્રેજોએ મોગલ પાદશાહ પાસે કેટલાક વેપારના હક્કો મેળવવા બે એલચીઓને મોકલ્યા. તે વખતે ડૉ. હૅમિલ્ટને પાદશાહને મંદવાડમાંથી

સાજો કર્યો હતો એટલે એલચીઓનું સ્વાગત સારી રીતે કરવામાં આવ્યું ને ઈ. સ. ૧૭૧૭માં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિને એક ફરમાન આપવામાં આવ્યું. એ ફરમાનથી કંપનિને મદ્રાસ પાસે કેટલીક જમીન મળી ને સુરત ને હુગલીનાં બંદરો વાટે જતા આવતા તેમના માલ ઉપરનું દાણુ માફ થયું. હૅમિલ્ટને અંગ્રેજોની કરેલી સેવાનું વર્ણન હવે અસત્ય માનવામાં આવે છે.

**મરાઠાઓને સ્વરાજ્ય, ચોથ ને સરદેશમુખીના હક્કો**—પેશવા બાળાજી વિશ્વનાથ અને મરાઠી સરદારો સૈય્યદ હુસેન અલીખાંની મદદે દિલ્હી ગયા હતા; તેથી સૈય્યદ ભાઈઓએ તેમને સ્વરાજ્ય, ચોથાઈ અને સરદેશમુખીની સનદો આપી. પહેલી સનદથી શિવાજીના જીતેલા મુલકો ઉપર મરાઠા રાજા શાહૂ સ્વતંત્ર રાજા થયો. બીજી સનદથી છ મોગલ સુબાઓના ઉત્પન્નનો ચોથો ભાગ, ને ત્રીજી સનદથી દસમો ભાગ મરાઠાઓને મળ્યો. તે બદ્દલ મરાઠાઓએ ૧૫૦૦૦ માણસનું લસ્કર રાખી મોગલ સુબાઓનું રક્ષણ કરવાનું વચન આપ્યું. છ સુબાઓ એટલે ખાનદેશ, બરાડ, હૈદરાબાદ, બિદર, બિજાપુર ને કર્ણાટકના પ્રદેશો.

# પ્રકરણ ૧૩મું

## મોગલાઈનો અસ્તકાળ. મહમ્મદશાહ, ઈ. સ. ૧૭૧૯–૧૭૪૮.

**મહમ્મદશાહ**—મહમ્મદશાહ ગાદીએ આવ્યો ત્યારે સત્તર વર્ષનો હતો. રાજકારભારમાં તે જરાય લક્ષ આપતો નહિ ને તમામ વખત ઠઠ્ઠામસ્કરીમાં અને શાહનામા ને મહાભારત વાંચવામાં ગાળતો. તેથી તેના દરબારમાં સ્ત્રીઓ, ખ્વાજાઓ અને ખુશામતીઆઓનું ચલણ થયું ને મોગલાઈ ડૂબી ગઈ.

**સૈય્યદ ભાઈઓનો દખ્ખણ ને માળવામાં પરાજય**—આટલાં વરસો સુધી સત્તા ઉપર રહેવાથી સૈય્યદ ભાઈઓ ઘણા છકી ગયા હતા, તેથી

નિઝામ-ઉલ-મુલ્ક ને તેના મોગલો તેમની સામે થયા. આ નિઝામને માળવાનો સુબો બનાવવામાં આવ્યો હતો, પણ તેને દખ્ખણમાં સ્વતંત્ર સત્તા સ્થાપવી હતી, તેથી માળવા નહિ જતાં તે દખ્ખણ તરફ ચાલ્યો ગયો. રસ્તામાં સૈય્યદોનો પક્ષકાર તેની સામો થયો પણ તે લડાઈમાં માર્યો ગયો. પછી સૈય્યદનો ભત્રીજો તેની સામો થયો. તે પણ લડાઈમાં માર્યો ગયો ને નિઝામ સુખેથી દક્ષિણમાં રહ્યો.

**હુસેન અલીખાંનું ખુન**—પોતાના પક્ષકારોની હારથી સૈય્યદ બીરાદરો ગભરાઈ ગયા. તેમણે પાદશાહને સાથે લીધો ને દખ્ખણ તરફ કુચ કરવા તૈયારી કરી. પણ રસ્તામાં પાદશાહે અને સૈય્યદ ભાઈઓના શત્રુઓએ તેમનો નાશ કરવા કાવતરૂં કર્યું અને છાવણીમાં હુસેન અલીખાંનું ખુન કરવામાં આવ્યું, ઇ. સ. ૧૭૨૦.

**હસન અબ્દુલ્લાખાં સૈય્યદનો પરાજય ને નાશ**—આ વખતે મોટો સૈય્યદ અબ્દુલ્લાખાં દિલ્હી હતો. તેણે ભાઈના ખુનની ખબર પડતાં એક બીજા મોગલ શાહઝાદાને ગાદી આપી. પણ પાદશાહ સામે લડાઈ થતાં તેનો પરાજય થયો ને તેને કેદ કરવામાં આવ્યો. બે વર્ષ પછી દુશ્મનોએ તેનું ખુન કરાવ્યું. હવે નિઝામને વઝીરાત આપવામાં આવી, ઇ. સ. ૧૭૨૦.

**નિઝામ-ઉલ-મુલ્કની વઝીરાત**—સૈય્યદોનો નાશ થયો ખરો; પણ મહમ્મદશાહને નિઝામનો જરા પણ ભરોસો નહોતો. નિઝામને રાજ્યકારભારનો બંદોબસ્ત કરવો હતો, જ્યારે પાદશાહને મઝા કરવી હતી. ઔરંગઝેબના ધોરણ પ્રમાણે કારભાર ચાલવો જોઈએ એવો તેનો મત હતો. પણ પાદશાહને ને તેના ખુશામતીઆઓને આ બાબત પસંદ નહોતી. તેઓ વઝીર વિરુદ્ધ ખટપટ કરવા માંડ્યા. તેથી ખટપટથી કંટાળી નિઝામ પાછો દખ્ખણ ચાલ્યો ગયો, ઇ. સ. ૧૭૨૪.

**નિઝામ દખ્ખણમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપે છે**—જ્યારે નિઝામ દખ્ખણ ગયો ત્યારે ત્યાંના સુબાને પાદશાહે પોતાની ટેવ પ્રમાણે નિઝામની

સામે થવા આજ્ઞા કરી. પણ તે નિઝામ સાથે લડતાં માર્યો ગયો. આ યુદ્ધ પછી નિઝામે દખ્ખણમાં સ્વતંત્ર સુબા તરીકે વર્તવું શરૂ કર્યું. અલબત, તેણે ઠેઠ સુધી સુબાગીરી પાદશાહને નામે કરી; પણ વસ્તુતઃ તે તદ્દન સ્વતંત્ર હતો.

**નિઝામ-ઉલ-મુલ્ક**—નિઝામનું મૂળ નામ કમરુદ્દીન હતું ને તેના વડવાઓ બોખારાના વતનીઓ હતા. તેનો બાપ ઔરંગઝેબના દરબારમાં મોટો સરદાર હતો ને તેની મા વઝીર સાદુલ્લાંખાંની બેટી થતી હતી. તે બુદ્ધિમાન્, શૂરો, ચતુર, ઉદાર, મનસ્વી અને દયાળુ હતો. તે નકામી લડાઈ કરતો નહિ ને લોકો સાથે પ્રેમભાવથી વર્તતો.

**ગુજરાતમાં મરાઠી સત્તાની સ્થાપના**—બાલાજી વિશ્વનાથને ચોથાઈ ને સરદેશમુખીની સનદો દિલ્હીપતિએ લખી આપી હતી તે આપણે ઉપર જોઈ ગયા. ત્યારપછી મરાઠાઓએ ગુજરાત ઉપર સવારીઓ કરવા માંડી. તેથી પાદશાહે મરાઠાઓને મહાત કરવા એક મોગલ સરદારને અમદાબાદમાં સુબેદાર નીમ્યો. પણ નિઝામ એક વાર ગુજરાતનો સુબો હતો તેથી તેના દિવાન ને નવા સુબેદારના દિવાન વચ્ચે ગુજરાતના હવાલા સંબંધી તકરાર થઈ અને તેમાં મરાઠાઓ વચ્ચે પડ્યા. પરિણામે મહી નદીની બંને બાજૂના મુલકો ઉપર ચોથાઈ ઉઘરાવવા મરાઠી લશ્કરો દર વર્ષે ગુજરાતમાં આવવા લાગ્યાં. પિલાજી ગાયકવાડ, અને ત્ર્યંબકરાવ દાભાડે, એ મુખ્ય મરાઠી સરદારો હતા. ધીમે ધીમે પિલાજી ગાયકવાડે અને તેના પછી તેના શૂર ને ચતુર પુત્ર દામાજી ગાયકવાડે આખા ગુજરાતમાં ને કાઠિઆવાડમાં પોતાની આણ [illegible]રવી. તે પ્રાંતના કેટલાક મોગલ અમલદારો પાલણપુર, રાધનપુર ને જુનાગઢ મુકામે દિલ્હીથી સ્વતંત્ર થયા અને તેમણે ગાયકવાડની સત્તા નીચે આવવા કબુલ કર્યું. આવી રીતે કાળક્રમે મોગલો ગુજરાત ખોઈ બેઠા.

**માળવામાં મરાઠી સત્તાની સ્થાપના**—મરાઠી લશ્કરો સત્તરમા સૈકાથી વારંવાર માળવા ઉપર ચઢી આવતાં હતાં. ઇ. સ. ૧૭૨૧માં નાગર મુત્સદ્દી સરદાર ગિરધરલાલ માળવાનો સુબેદાર થયો. તેનો કારભાર ઘણો

કડક હતો તેથી મોટા મોટા જાગીરદારો વિરુદ્ધ પડ્યા. જયપુરનો મહારાજા સવાઈ જયસિંહ ગિરધરલાલનો દ્વેષી હતો અને તેને નિઝામ-ઉલ-મુલ્કની વઝીરાત જરા પણ પસંદ નહોતી, કારણ કે તે વઝીર ઔરંગઝેબના ધોરણ મુજબ વર્તવા માંગતો હતો તેથી આ જાગીરદારો ને રાજા જયસિંહ મરાઠાઓ સાથે ભળી ગયા ને ધર્મને નામે* તેમણે માળવામાંથી મોગલ સત્તાનું જડ-મૂળ કાઢી નાંખ્યું. મલ્હારરાવ હોળકર, ઉદાજી પવાર, રાણોજી શિંદે, વગેરે ઈંદોર, ધાર ને ગ્વાલિઅર મુકામે સ્થિર થયા. બીજા પેશવા બાજીરાવના ભાઈએ રાજા ગિરધરલાલને ઇ. સ. ૧૭૨૪માં હરાવ્યો. લડાઈમાં રાજા બહાદુર માર્યો ગયો. તેની પછી જયસિંહ ને તેનો પિત્રાઈ દયારામ માળવાના સુબાઓ થયા. જયસિંહ મરાઠાઓ સાથે મળેલો હતો. દયારામે માળવાના ફૂટેલા જમીનદારોની મદદ માટે કેટલીએ આજીજી કરી પણ માળવાના તમામ હિંદુઓ વિરુદ્ધ થઈ ગયા હતા તેથી જ્યારે બાજીરાવ પેશવા માળવા ઉપર ચઢી આવ્યો ત્યારે તેને મોગલ સૈન્યની તમામ હીલચાલની ખબર ફૂટેલા જાગીરદાર નંદલાલ ચોધરી તરફથી મળી ગઈ ને લડાઈમાં નાગર સુબો દયારામ માર્યો ગયો. તેના પછીના સુબાએ દિલ્હીથી મદદ ન મળતાં મરાઠાઓ સાથે સુલેહ કરી. બાજીરાવ પેશવાના પુત્ર બાળાજી પેશવાએ માળવા ઉપર સવારીઓ કરવી ચાલુ રાખી તેથી પાદશાહે તેને માળવાનો સુબેદાર બનાવ્યો. આવી રીતે મરાઠાઓ માળવામાં હમેશ માટે ઘુસી ગયા ને રજપુત રાજાઓ સાથે કરારો કરી ઉત્તર હિંદમાં મોગલાઈને વધારે નબળી કરવા લાગ્યા. ઉત્તર હિંદમાં જે મરાઠી કુટુંબો આવ્યાં તેમાં, પવાર, શિંદે ને હોળકરનાં કુટુંબોએ સૌથી વિશેષ ખ્યાતિ મેળવી.

**બુંદેલખંડમાં મરાઠી સત્તાની જમાવટ. રાજા છત્રસાલ, ને બાજીરાવ પેશવા**—શાહજહાંના વખતથી મોગલો અને બુંદેલ રાજાઓ વચ્ચે અણબનાવ થયો હતો. ચંપતરાય બુંદેલ મોગલોને હમેશાં સતાવતો. તેની સ્ત્રી પણ તેના જેટલી બહાદુર હતી. તેના મરી ગયા પછી

---

* મરાઠી વિભાગમાં આ દગાના ઉદાહરણ તરીકે એક કાગળ આપ્યો છે.

તેના પુત્ર છત્રસાલે માત્ર અગિઆર વર્ષની ઉમરે બાપની જવાબદારી સ્વીકારી. તે હોશિયાર હતો. તેણે બુંદેલાઓની આગેવાની સ્વીકારી. તેથી અલ્લાહાબાદના સુબાએ છત્રસાલને ખૂબ કનડગત કરી અને છત્રસાલે બાજીરાવ પેશવાની મદદ માંગી. તેણે મોગલોને હરાવ્યા. છત્રસાલ મરતી વેળા બાજીરાવ પેશવાને પુત્રવત્ માની ઝાંસી, વગેરે પ્રદેશો આપતો ગયો. તેમનું વાર્ષિક ઉત્પન્ન રૂા. ૩૩ લાખ હતું અને તે પ્રદેશો અલ્લાહાબાદ ને આગ્રાની પાસે હોવાથી મરાઠા લોકો મોગલાઈને આંગણે આવી ગયા.* ઈ. સ. ૧૭૩૧.

**મરાઠાઓ દિલ્હી આગળ**—બાજીરાવ પેશવાને માળવા ને ગુજરાતની ચોથાઈ માટે સનદ જોઈતી હતી તેથી તે દુવાબમાં મ્હોટા લસ્કર સાથે દાખલ થયો પણ પાદશાહનું લસ્કર નજીકમાં હોવાથી પાછો હઠી ગયો, ઈ. સ. ૧૭૩૭.

**નિઝામની વઝીરાત**—આવી રીતે મરાઠાઓ ગુજરાત, માળવા, રજપુતસ્તાન, બુંદેલખંડ અને ઠેઠ દુવાબ સુધી આવી પહોંચેલા હોવાથી અને દરબારમાં કોઈ હોશિયાર સલાહકાર ન મળવાથી પાદશાહે નિઝામને દખ્ખણથી વઝીરાત ઉપર ફરી બોલાવ્યો ને તેને આસફઝાનો ખિતાબ આપ્યો. પણ બાજીરાવે તુરત હિંદુસ્તાન ઉપર સવારી કરી. તેથી નિઝામને એકદમ નર્મદા તરફ આવવું પડયું.

**ભોપાળનો ઘેરો ને સિરોંજનો કરાર**—જ્યારે મોગલ સૈન્ય ભોપાળમાં આવ્યું ત્યારે બાજીરાવે તેને ઘેરો ઘાલ્યો. પણ હવે નિઝામને વઝીરાતનો જરાપણ મોહ નહોતો. બુઝાતી મોગલાઈને તે બચાવી શકે એમ નહોતું. તેથી સિરોંજ પાસે તેણે બાજીરાવની સાથે કરાર કર્યો કે બાજીરાવ ચંબલ ને નર્મદા નદીની વચ્ચેના પ્રદેશમાં કુલ અધિકાર ભોગવે ને ૫૦ લાખ

---

* બાજીરાવે છત્રસાલને મોગલોથી બચાવ્યો તે કામને તે વખતના હિંદુ લેખકો ગજેંદ્રમોક્ષની સાથે સરખાવી ગયા છે. " જો ગત ગ્રહ ગજેંદ્રકી સો ગત ભઈ હે આજ, બાજી જાત બુંદેલાકી રખો બાજી લાજ, " જુઓ પારસનીસકૃત મરાઠાઓનાં પરાક્રમો, પા. ૬૫.

રૂપીઆ લડાઈના દંડ બદલ પાદશાહ મરાઠાઓને આપે. બાજીરાવની સાથે તો સમાધાની થઈ; પણ દરમ્યાન વાયવ્ય કોણ ઉપર એક પરદેશી શત્રુ ચઢી આવ્યો તે શત્રુનું નામ નાદિરશાહ હતું.

**નાદિરશાહ**—નાદિરનું મૂળ નામ અલીકુલી હતું. તેનો બાપ ઘેટાનાં ચામડાની ટોપીઓ બનાવી ગુજરાન ચલાવતો. અલીકુલીએ ઈરાનના શાહની



નાદિરશાહ

નોકરીમાં ખ્યાતિ મેળવી ને તેને બાપીકી ગાદી મેળવવા મદદ કરી. શાહના મરણ પછી તેનો વારસ સગીર હોવાથી અલીકુલી અથવા નાદિર રાજ્ય-કારભાર ચલાવવા લાગ્યો ને શાહના મરણ પછી પોતે ઈરાનનો શાહ બન્યો.

**નાદિરશાહની સવારી**—મહમ્મદશાહની સરકારે નાદિરના શત્રુઓને પોતાના મુલકમાં આવવા દીધા હતા ને નાદિરે જ્યારે ગાદી લીધી ત્યારે મુબારકબાદીનો સંદેશો તેને મોકલ્યો નહોતો. ઉપરાંત મોગલ પાદશાહના ઈરાણી ને મોગલ અમલદારોએ હિંદુસ્તાનીઓનો ને મરાઠાઓનો પરાજય કરાવવા પરદેશી નાદિરને હિંદ બોલાવ્યો તેથી નાદિર હિંદ ઉપર ચઢી આવ્યો. તેણે કાબુલ, લાહોર ને સરહિંદના પ્રાંતો કબજે કર્યા ને બેસુમાર લુટ ચલાવી. પછી કર્નાલ આગળ તેણે મોગલ સૈન્યને ઈ. સ. ૧૭૩૯માં હરાવ્યું. પછી નાદિરે દિલ્હીનો કબજો લીધો ને પોતાના નામની આણ ફેરવી. દરમ્યાન, દિલ્હીના કેટલાક મહોલ્લામાં એવી ગપ ઉડી કે શાહનું ખુન કરવામાં આવ્યું છે. તુરત શહેરના મવાલીઓએ ઈરાણી સિપાઈઓની બે રોજ સુધી કતલ ચલાવી. નાદિર આ બનાવથી છંછેડાઈ ગયો ને ગુન્હેગાર મહોલ્લાવાળાઓની કતલ કરવા તેણે હુકમ આપ્યો. આ કતલ આમ આખા શહેરમાં સર્વસામાન્ય થઈ પડી ને પાંચ કલાક ચાલી. કેટલાક લેખકો આ કતલની અતિશયોક્તિ કરી ગયા છે, છતાં એકંદર ૨૦,૦૦૦ માણસો ઈરાણીઓના ભોગ થઈ પડયા. બે માસ પછી શાહ દિલ્હી છોડી ગયો. તે કોહિનૂર, મયૂરાસન ને બીજી એટલી અખુટ દોલત ખેંચી ગયો કે ઈરાન જતાં તેણે પોતાની પ્રજા પાસેથી ત્રણ વર્ષ સુધી તો કોઈ કર વસુલ કર્યો નહિ અને અઢાર મહિનાનો પગાર સિપાઈઓને બક્ષીસમાં આપ્યો.

**નાદિરશાહની સવારીનાં પરિણામો**—ઈરાન જતી વખત નાદિરશાહે મહમ્મદશાહને દિલ્હીની ગાદી પાછી આપી. તે બદલ પાદશાહે નાદિરને કાશ્મીર, સિંધ ને અફઘાનીસ્તાનના સુબાઓ સુપ્રત કર્યા ને સરહદની કેટલીક જમીન પણ આપી. ઈ. સ. ૧૭૪૭માં નાદિરનું ખુન થયું. પણ તેના પછી અહમદશાહ અબ્દાલીએ કાબુલ, કંદહાર, સિંધ ને કાશ્મીર હાથ કર્યાં એટલે પશ્ચિમ તરફથી હમેશને માટે મોગલોને ડર રહેવા લાગ્યો. મોગલાઈનું પોગળ હવે ખુલ્લું થઈ ગયું. તેનો બધો ખજાનો લુટાઈ ગયો. ઈરાણીઓ ને તુરાણીઓ મોગલાઈની નોકરીમાં આવતા બંધ થઈ ગયા.

હિંદુસ્તાનના મુસલમાનોમાં પરદેશીઓની મદદ વગર મોગલાઈના શત્રુઓને હંફાવવાની સત્તા રહી નહોતી. એ કારણોથી પાદશાહી તુરત ડુબી ગઈ.

**બંગાળા ઉપર મરાઠી હુમલા ને ઓરિસ્સામાં મરાઠી રાજ્યની સ્થાપના**—બંગાળામાં આ વખતે અલીવર્દીખાં નામનો સુબો પાદશાહથી સ્વતંત્ર રીતે વર્તતો હતો. તેણે ઓરિસ્સામાંથી એક અમલદારને હરાવી કાઢી મૂક્યો, તેથી તેણે બરાડના મરાઠી સેનાપતિ રઘુજી ભોંસલેની મદદ માંગી. મરાઠાઓને તો એટલું જ જોઈતું હતું તેઓ હવે વારંવાર ઓરિસ્સા, બિહાર ને બંગાળા ઉપર ચઢી આવવા લાગ્યા. તેમનાથી ડરી જઈ અંગ્રેજ વેપારીઓએ રક્ષણ અર્થે હુગલી આગળ એક ખાઈ તૈયાર કરાવી. મરાઠાઓના હુમલાઓથી કંટાળી જઈ બંગાળાના સુબાએ ભોંસલેને કટક ને બાલેશ્વરના પ્રાંતો આપ્યા ને બંગાળા ને બિહારની ચોથાઈ માંડી આપી, ઈ. સ. ૧૭૪૧–૫૧.

**અહમદશાહ અબ્દાલી. પહેલી સવારી**—અબ્દાલીનો જન્મ ઈ. સ. ૧૭૨૪ને સુમારે થયો હતો. પહેલેથી શૂર ને ચાલાક હોઈ તેણે નાદિરશાહનું ધ્યાન ખેંચ્યું. તે હિંદની સવારીમાં શાહની સાથે હતો. નાદિરશાહના ખુન પછી તેણે કંદહાર ને ગઝની લઈ લીધાં. પછી તેણે દુર્રાણીની અટક ધારણ કરી ને નાદિરે જીતેલા પ્રાંતો પાછા મેળવવા હિંદ ઉપર સવારી કરી; પણ શાહઝાદા અહમદે તેને સરહિંદ આગળ હરાવ્યો તેથી તે પાછો ચાલ્યો ગયો, ઈ. સ. ૧૭૪૮.

**મહમ્મદશાહનું મૃત્યુ, ૧૭૪૮**—આવી રીતે મોટું સામ્રાજ્ય બોળી મહમ્મદશાહ ઈ. સ. ૧૭૪૮માં મરી ગયો. તેના ગુણદોષ વિષે કાંઈ ખાસ નોંધ લેવાની જરૂર નથી. તેના પછી તેનો પુત્ર અહમદશાહ ગાદીએ આવ્યો.

---

# પ્રકરણ ૧૪મું

## સમાપ્ત થતી મોગલાઈ; મરાઠાઓ દિલ્હીમાં; પાદશાહીનો નાશ, ઇ. સ. ૧૭૪૮–૧૮૫૮.

**અહમદશાહ, ઇ. સ. ૧૭૪૮–૧૭૫૪**—મહમ્મદશાહ પછી તેનો પુત્ર અહમદશાહ પાદશાહ થયો, પણ તે નમાલો ને બીનઅનુભવી હોવાથી રાજ્યકારભારની તમામ લગામ તેની મા ને તેના માનીતાઓના હાથમાં ગઇ.

**અબ્દાલીની બીજી સવારી**—આ વખતે અહમદશાહ દુર્રાણીએ હિંદ ઉપર બીજી સવારી કરી પેશાવર, ગુજરાત, વગેરે પરગણાં હાથ કર્યાં, ઇ. સ. ૧૭૪૯.

**અયોધ્યા ને રોહિલખંડ સ્વતંત્ર**—અહમદશાહના વખતમાં વઝીરનો ભાણેજ સફદરજંગ અયોધ્યા પ્રાંતના સુબા તરીકે, ને દિલ્હી ને અયોધ્યા વચ્ચે રોહિલા લોકો જુદા જુદા સરદારો નીચે, સ્વતંત્ર થઈ ગયા.

**અબ્દાલીની ત્રીજી સવારી**—અબ્દાલી ત્રીજી વાર રોહિલા વગેરે મરાઠાઓના શત્રુઓના નિમંત્રણે પંજાબ ઉપર ચઢી આવ્યો. પંજાબનો સુબો તેની સામો થયો, પણ હારી જતાં તેણે તેને લાહોર પ્રાંત આપી રવાના કર્યો. આ વેળા અબ્દાલીએ સિંધ ને મુલતાનના પ્રાંતો પણ કબજે કર્યા, ઇ. સ. ૧૭૫૧–૫૨.

**મરાઠાઓ રોહિલખંડ ને દુઆબમાં**—રોહિલાઓ ઘણા ફાટી ગએલા હોવાથી વઝીર સફદરજંગે મરાઠી સરદારો જય્યાપા શિંદે ને મલ્હારરાવ હોળકરને મદદે બોલાવ્યા ને રજપુતસ્તાન, સિંધ, પંજાબ ને રોહિલખંડની ચોથાઈની સનદો* તેમને માંડી આપી. તેથી રોહિલાઓએ સુલેહ કરીને

---

* આ સનદની નકલ ત્રીજી આવૃત્તિમાં પરિશિષ્ટમાં આપી છે. પાણીપતનું ભયંકર પ્રકરણ અહીંથી શરૂ થયું.

મોટો દંડ ભરવા કબુલ્યું. પણ વઝીરે તે દંડ મરાઠી સરદારોને ભરવાનું સૂચવ્યું, તેથી દંડ વસુલ કરવાને બ્હાને મરાઠી સૈન્યો વારંવાર રોહિલખંડ ને ને દુઆબ ઉપર તુટી પડવા લાગ્યાં. આ ખટપટથી વઝીર સફ્દરજંગ કંટાળી ગયો ને અયોધ્યા ચાલ્યો ગયો. દિલ્હી મુકામે નિઝામનો પૌત્ર મીર શિહાબુદ્દીન વઝીર થયો, ઇ. સ. ૧૭૫૧–૫૪.

**અહમદશાહ પદભ્રષ્ટ**—પાદશાહ અને તેની મા આ નવા વઝીર વિરુદ્ધ ખટપટ કરતાં હોવાથી તેણે મરાઠાઓને બોલાવ્યા, પાદશાહને કેદ કર્યો ને જહાંદારશાહના પુત્ર બીજા આલમગીરનું નામ આપી ગાદી આપી, ઇ. સ. ૧૭૫૪.

**બીજો આલમગીર. વઝીરાત માટે ખટપટ**—બીજો આલમગીર પાદશાહ વૃદ્ધ ને નમાલો હતો તેથી રાજ્યતંત્ર યુવાન્ વઝીર મીર શિહાબુદ્દીનના હાથમાં આવ્યું. પણ મર્હુમ પાદશાહ મહમ્મદશાહની વિધવા જબરી ખટપટી સ્ત્રી હતી, ને રોહિલા સરદાર નજીબખાં વઝીરાત ઉપર નજર કરતો હતો. તેથી તેમની વચ્ચે અણબનાવ થયો ને પાદશાહે વઝીરને કાઢી મૂકવા રોહિલ્લાઓને મદદે બોલાવ્યા.

**રાઘોબા દુઆબમાં**—વઝીરે મરાઠાઓને બોલાવ્યા એટલે બધી બાજી બદલાઈ ગઈ. ત્રીજા પેશવા બાળાજી બાજીરાવને દુઆબનાં હિંદુ યાત્રાનાં સ્થળો કબજે કરવાં હતાં. તેથી તેણે પોતાના ઓગણીસ વર્ષના નાના ભાઈ રાઘોબાને દુઆબ સર કરવા મોકલ્યો. રાઘોબાએ રોહિલ્લાઓને કાઢી મૂક્યા, પણ પૂરતો બંદોબસ્ત કર્યા સિવાય તે પૂના પાછો ગયો, ઇ. સ. ૧૭૫૪–૫૫.*

---

* આ વખતે રાઘોબાએ ચાનો અનુભવ લીધો હોય એમ જણાય છે. એક ઠેકાણે તે લખે છેઃ—चहा प्यावयाची प्याले, उत्तम, लवकर न तापेत असे, दोन पाठवून द्यावे. એટલે ચાહ પીવાના સારામાં સારા ન તપે એવા બે પ્યાલા મોકલી આપજો.

**અબ્દાલીની ચોથી સવારી, પંજાબનું નુકસાન**—દુઆબમાં મરાઠાઓ આવ્યા; રોહિલ્લાઓ પરાજિત થયા; એટલે યુવાન્ વઝીરે પંજાબનો કારભાર પોતાના હાથમાં લીધો. વળી રોહિલ્લાઓએ મરાઠાઓને ને તેમના મિત્ર વઝીરને મહાત કરવા પરદેશી દુર્રાણીને બોલાવ્યો. તે કાબુલીએ લાહોર, દિલ્હી ને મથુરા ખૂબ લૂટયાં, પંજાબમાં પોતાનાં થાણાં મૂક્યાં, નજીબને વઝીરાત આપી, બે મોગલ શાહઝાદીઓને પોતાના ને પુત્ર તીમૂરના ઝનાનામાં લીધી ને પછી તે સ્વદેશ ગયો. આવી રીતે રોહિલ્લા નજીબખાંએ લાહોર પ્રાંત પરદેશીઓના હાથમાં જવા દીધો, ઇ. સ. ૧૭૫૬-૫૭.

**મરાઠાઓ પંજાબમાં**—પંજાબ પ્રાંત પરદેશી અબ્દાલીના હાથમાં ગયો તેથી વઝીર મીર શિહાબુદ્દીને ફરીથી મરાઠાઓને નિમંત્રણ કર્યું. પછી રાઘોબાએ પંજાબમાંથી બધાં અફઘાન થાણાંને ઉઠાડી મૂક્યાં ને પોતે ઠેઠ અટક સુધી ચાલ્યો ગયો. આ ફત્તેહથી મરાઠી આકાંક્ષા પાર પડી. "મરાઠી ઘોડાં" સિંધુ નદીનાં પાણી પીતાં થયાં, ને સારા હિંદુસ્તાન ઉપર મરાઠી ભગવો ઝંડો ફરકતો થયો, ઇ. સ. ૧૭૫૭-૫૮.

**અબ્દાલીની પાંચમી સવારી**—ઉત્તર હિંદની આવી સ્થિતિથી ને ખાસ પોતાનો પ્રિય પંજાબ હાથથી ગયેલો જોઈ અહમદ અબ્દાલી છંછેડાઈ ગયો. નજીબખાંએ તેને ફરી હિંદ આવવા નિમંત્રણ મોકલ્યું. તેથી ઇ. સ. ૧૭૫૯માં તે પાંચમી વાર હિંદ ઉપર ચઢી આવ્યો. આ વખતે તેણે મરાઠી સૈન્ય સાથે યુદ્ધ કરવાનો પ્રથમથી નિશ્ચય કરી લીધો હતો. તેથી તેણે પંજાબમાંથી બધા મોગલોને ને મરાઠાઓને હાંકી કાઢયા ને પોતે દિલ્હીમાં દાખલ થયો.

**પાદશાહનું ખુન**—દરમ્યાન આલમગીર પાદશાહ વઝીર વિરુદ્ધ ખટપટ કરતાં પકડાઈ ગયો. તેથી વઝીરે તેનું ખુન કરાવ્યું ને એક મોગલ શાહઝાદાને ગાદીએ બેસાડયો પણ તે બહુ વખત પાદશાહ રહ્યો નહિ; કારણ કે તુરત આલમગીરના શાહઝાદાએ શાહઆલમનું નામ ધારણ પાદશાહી જાહેર કરી. એ વખતે અબ્દાલી દિલ્હીમાં દાખલ થઈ ગયો હતો.

**પાણીપતનું ઘનઘોર યુદ્ધ ને મરાઠાઓનો ભયંકર પરાજય.***
પંજાબમાંથી ખસી ગયા પછી મરાઠાઓ દિલ્હી ને દુઆબમાં દાખલ થયા. અબ્દાલી પણ દુઆબમાં આવ્યો. પહેલાં મરાઠાનો સરદાર દત્તાજી શિંદે માર્યો ગયો. સિવાય બીજાં નાનાં મરાઠી લશ્કરો પાછાં હઠી ગયાં તેથી દક્ખણથી પેશવાએ પોતાના પિત્રાઈ સદાશિવરાવ ભાઉને ને મોટા પુત્ર વિશ્વાસરાવને મોટું તોપખાનું ને જબરૂં લશ્કર આપી ઉત્તર તરફ રવાના કર્યા. તેમણે દિલ્હી સર કર્યું ને ગેરહાજર પાદશાહ શાહઆલમના પુત્રને કારભાર સોંપ્યો. પછી તેઓ અબ્દાલી સામે યુદ્ધ કરવા પાણીપત તરફ રવાના થયા. પહેલાં તો અબ્દાલીનો પરાજય થયો, પણ તે કુશળ સરદાર હતો તેથી તેણે પાણીપતના મેદાનમાં મોરચા નાંખીને પડેલા મરાઠી સૈન્યને ત્રણે બાજૂથી ઘેરી લીધું ને તેનાં દાણોપાણી ને ઘાસચારો બંધ કર્યાં. સુલેહને માટે વાટાઘાટ ચાલી; પણ અહમદશાહ મરાઠી સરદારોને માત્ર બનાવતો હતો. મરાઠી સૈન્યમાં દુષ્કાળ વર્તવા લાગ્યો ને " ઘડો ભરાઈ ગયો છે; પાણીનું એક ટીપું વધારે માય તેમ નથી ", એવા ઉદ્‌ગારો ભાઉએ કાઢવા માંડ્યા. મકરસંક્રાંતિનો ઉત્સવ કરી બીજે દિવસે એટલે ઇ. સ. ૧૭૬૧ના જાનેવારિની ૧૪મી તારીખે સદાશિવરાવ ભાઉએ મરાઠી રીત પ્રમાણે લડતાં લડતાં દુર્રાણીના લશ્કરને ભેદી પેલે પાર જવા નિશ્ચય કર્યો ને યુદ્ધ કરવા હુકમ કર્યો. સવારથી તે ઠેઠ બપોર સૂધી મરાઠી સૈનિકોએ ને તોપોએ અફ્ઘાનોનો ને રોહિલાઓનો જબરો સંહાર કર્યો. પણ બપોર પછી તમામ મરાઠી સૈન્ય થાકી ગયું. વિશ્વાસરાવને ગોળી લાગતાં તે હાથીના હોદ્દા ઉપર મરી ગયો તેથી સદાશિવરાવ ભાઉ એકદમ આવેશમાં આવી ગયો. તે શત્રુઓ ઉપર તુટી પડ્યો ને પછી અદૃશ્ય થઈ ગયો. ભાઉએ બધું સૈન્ય લડાઈમાં રોક્યું હતું તેથી અબ્દાલીએ શત્રુને થાકેલા જોઈ, પોતાના ખાસ લશ્કરને ( જે હજુ સૂધી આરામ લેતું હતું ) એકદમ મરાઠાઓ ઉપર તુટી પડવા હુકમ કર્યો. તુરત મરાઠી સૈન્ય છિન્નભિન્ન

* અબ્દાલી વિષે દુ. આ. તિવારીનું પદ અહીં આપ્યું છે–દાઢીકે રખનેવાલે, કાબુલ કંદહારવાલે, ખાંડેસે લઢનેવાલે, જંગસે ન હટનેવાલે ! સૂં સૂં સણણણ બાણોંકી બરસાત બરસનેવાલે.

થઈ ગયું, ઘણાં માર્યા ગયા; ઘણા નાસી છુટયા; ઘણા ખાનદાન સ્ત્રીપુરુષો પરદેશમાં ગુલામ તરીકે વેચાયાં. અહમદશાહ દુર્રાણીના લશ્કરનોયે એટલો જ કચ્ચરઘાણ નીકળી ગયો; મુખ્યત્વે રોહિલાઓ ખૂબ માર્યા ગયા. પાછળથી દિલ્હીના મરાઠી સરદાર પાસે સારો ખજાનો ને મોટું લશ્કર હતાં; છતાં પાણીપતની હાર સાંભળી તે પણ નાહિંમત થઈ નાસી ગયો. દામાજી ગાયકવાડ, મહાદજી શિંદે, મલ્હારરાવ હોળકર ભાગી છૂટયા. મરાઠી તોપખાનાનો સરદાર ઇબ્રાહીમખાં ગાર્દી ને જંકાજી શિંદે વગેરે મોટા મોટા સરદારો નાશ પામ્યા. પેશવા પોતે બીજું મોટું લશ્કર લઈ ચંબલ નદી સૂધી આવ્યો હતો તે પણ એક વેપારીના કાગળ ઉપરથી પરાજય થયો જાણી પાછો ચાલ્યો ગયો. એ કાગળમાં એમ લખ્યું હતું કે–"બે મોતીનો નાશ થયો છે; સત્તાવીસ સોનામહોરો ગુમ થઈ છે ને રૂપા તથા ત્રાંબાના નાણાના નુકસાનનો તો અંદાજ થઈ શકે તેમ નથી." અબ્દાલી દિલ્હીમાં ત્રણ માસ સૂધી રહી સ્વદેશ પહોંચ્યો. તેણે પંજાબ ઉપર કેટલીક સવારીઓ કરી. પણ ઈ. સ. ૧૭૭૩માં તે મરી ગયો. તે પછી પંજાબમાં સિખોના પરાક્રમથી એક સ્વતંત્ર સત્તા ઉપસ્થિત થઈ.*

**શાહઆલમ**—શાહઆલમના વખતમાં મોગલાઈ તદ્દન ડૂબી ગઈ. અંગ્રેજોએ ઈ. સ. ૧૭૫૭ માં પ્લાસ્સિના યુદ્ધમાં બંગાળાના નવાબ સિરાજ–ઉદ્–દૌલાને હરાવ્યો ને બંગાળા હાથ કર્યો. શાહઆલમ પોતે ઈ. સ. ૧૭૬૪માં બકસર પાસે અંગ્રેજો આગળ હારી ગયો એટલે બંગાળા, બિહાર, ને ઓરિસ્સાની દીવાની તેણે કંપનિને માંડી આપી. ત્યાર પછી તે અલ્લાહાબાદ રહેવા લાગ્યો; કારણ કે દિલ્હીમાં તેના દુશ્મનોનું જોર હતું. તે વારંવાર અંગ્રેજોને મદદ માટે વિનવણી કરતો પણ તેઓ ના પાડતા. છેવટે તે ઈ. સ. ૧૭૭૧માં મહાદજી શિંદેની મદદથી દિલ્હી આવી શક્યો. એવી રીતે ફરી દુઆબમાં ને મોગલ રાજધાનીમાં મરાઠી સત્તાની સ્થાપના થઈ. શિંદેની ગેરહાજરીમાં ગુલામ કાદિર નામના ઉમરાવે પાદશાહની આંખો ફોડી નાંખી,

* ઇ. સ. ૧૭૬૧ પછી કોઈ કાબુલી લશ્કર દિલ્હી સૂધી આવ્યું નથી.

પણ મહાદજીએ પાદશાહને બચાવ્યો ને ખુની ઉમરાવને બગાડી મૂક્યો. મહાદજીના મરણ પછી આંધળો પાદશાહ દોલતરાવ શિંદેના રક્ષણ નીચે આવ્યો. વસઇના તહ પછી શિંદે ને કંપનિ વચ્ચે યુદ્ધ થયું. તેથી દિલ્હી ને આગ્રા અંગ્રેજોના કબજામાં ગયાં, એટલે અંધ મોગલ પાદશાહ અંગ્રેજોને શરણ ગયો. તે ઇ. સ. ૧૮૦૬માં મરી ગયો.

**અકબર બીજો**—શાહઆલમ પછી તેના પુત્ર અકબરે પાદશાહનું નામ ધારણ કર્યું; પણ વસ્તુતઃ તે કંપનિના વર્ષાસન ઉપર રહેતો. તે ઇ. સ. ૧૮૩૭માં મરી ગયો.

**મહમ્મદ બહાદુરશાહ**—અકબર પછી તેનો પુત્ર બહાદુરશાહ મોગલ પાદશાહ થયો. ઇ. સ. ૧૮૫૭માં સિપાઈઓના બળવા વખતે બંડખોરોએ દિલ્હી લઈ તેનો અમલ ચાલુ કર્યો એટલે જ્યારે બળવો ખલાસ થયો ત્યારે તે નિર્દોષ પાદશાહને રંગૂન મોકલી દેવામાં આવ્યો. ત્યાં તે ઇ. સ. ૧૮૬૨માં મરી ગયો. તેના બે નિર્દોષ વંશજોને કૅપ્ટન હૉડસને દિલ્હીમાં હુમાયુંની કબર પાસે ગોળીબહાર કર્યા. એવી રીતે મોગલાઈનો નાશ થયો.*

## પ્રકરણ ૧૫મું

## સિંહાવલોકન

**મોગલાઈના વિનાશનાં કારણો**—અહિં આપણે મોગલાઈ વિષે થોડોએક વિચાર કરીએ ને તેમાં તેના વિનાશનાં કારણોને પ્રથમ તપાસીએ. (૧) અકબરે જે વિશાળ અને દીર્ઘદૃષ્ટિવાળી સામ્રાજ્યની યોજના તૈયાર કરી

* "In brothers' blood did Aurangzib mount to the throne and in the blood of his children's children did the royal name pass away from his race". Sarkar, II, 220.

હતી તેનો ઔરંગઝેબે એકદમ ત્યાગ કર્યો તે મોગલાઈના વિનાશનું મુખ્ય કારણ હતું. એ કારણનું સવિસ્તર અવલોકન આપણે ઉપર કરી ગયા છીએ. (૨) દરેક શહેનશાહના મરણ પછી ગાદી માટે ભાઈઓ વચ્ચે યુદ્ધો થતાં. તેમાં ઘણા અમીરોનો ને ઉમરાવોનો નાશ થતો. (૩) શહેનશાહતના જુદા જુદા પ્રાંતોમાં અમીરો ને મનસબદારો સત્તા માટે પરસ્પર લડતા. તેથી પરદેશીઓ ને મરાઠાઓ સાથે લઢવા માટે સારા સરદારો ને ચોક્કસ સલાહકારોની સંખ્યા ઘટી ગઈ. (૪) બુંદેલાઓ, રજપુતો, સિખો, દખ્ખણીઓ, ને પઠાણો એમણે જુદી જુદી સ્વતંત્ર સત્તાઓ સ્થાપી, એટલે દિલ્હીપતિનો ખાસ પક્ષ કરી કોઈ લડવા બહાર પડયું નહિ. (૫) મોગલાઈની અમીરાત ઘણી નબળી હતી. બીજા દેશોમાં અમીરો આમવર્ગની આગેવાની કરી પ્રજાનું ભલું કરવા તત્પર રહે છે તે ગુણ પેઢીધરપેઢી ચાલતો આવે છે. જુની અમીરાત નવી અમીરાતમાં સમાઈ જાય છે ને રાજા ને પ્રજા વચ્ચે સાંકળરૂપે રહી બંનેનું કલ્યાણ સાધે છે. મોગલાઈની અમીરાતમાં આવો સહજ ગુણ નહોતો. એકાદ પેઢી માટે મોગલ મનસબદારો યુદ્ધકળામાં, રાજકારણમાં, કારભારમાં અને સાહિત્ય વગેરે વિષયોમાં આગળ પડતા. પણ પાછળથી તેઓ નબળા પડી જતા. તેમની જગ્યાએ બીજા મનસબદારો થતા નહિ અને તેથી પાદશાહોને હંમેશાં ઈરાન, તુર્કીસ્તાન ને ઈરાકની પ્રજાઓ ઉપર આધાર રાખવો પડતો. મોગલ પાદશાહો હિંદુઓનો ઝાઝો વિશ્વાસ કરતા નહિ. માત્ર અકબર ને જહાંગીર અપવાદ રૂપે હતા. તેથી જ્યારે ઔરંગઝેબના મરણ પછી સિંધુ નદીને પેલે પારથી પરદેશી મુસલમાનો હિંદમાં આવતા અટક્યા અને હિંદુઓને પાદશાહી નોકરીમાં રાખવાની મનાઈ કરવામાં આવી ત્યારે ખરી મોગલ અમીરાત નષ્ટ થઈ ગઈ અને સલ્તનતનો નાશ થયો. (૬) ઔરંગઝેબ પછીના મોગલ પાદશાહો ઘણા નબળા થયા. તેઓ પોતાના શાહઝાદાઓને દરબારમાં રાખતા ને તેમને કદિ નોકરી ઉપર કે રણસંગ્રામમાં મોકલતા નહિ. પરિણામે ટીલાતોમાં રાજ્યની લગામ સાચવવાની શક્તિ આવી નહિ. તેઓ વિષયલંપટ થયા, સારા ઉમરાવો સ્વતંત્ર થયા અને સામ્રાજ્યના પાયા ઢીલા થયા. (૭) મોગલ સૈન્ય પ્રથમથી જ નબળું હતું. મોગલો પાસે

સારૂં તોપખાનું હતું જ નહિ. તે માટે તેમને યૂરોપિઅનોનો ને તુર્કોનો આશરો લેવો પડતો. મોગલો પાસે સારી આરમાર પણ નહોતી. તેથી તેઓ નાદિરશાહ પાસે ને અંગ્રેજો પાસે હારી ગયા. (૮) મોગલ દરબારમાં તુરાણી, ઈરાણી, અફ્ઘાન ને હિંદુસ્તાની, એવા ચાર પક્ષો હતા. પહેલા ત્રણ પક્ષો હંમેશાં ફાવી જતા, કારણ કે મોટી મોટી જગ્યાઓ તેમના હાથમાં હતી. નાદિરશાહને ને અહમદશાહને બોલાવનાર આ લોકો હતા. તેઓ ફાવી જાત પણ મરાઠાઓનું ને સિખોનું જોર વધી ગયું હતું. તેથી છેવટે પરદેશી મુસલમાનો સત્તા માટેની ખટપટમાં પાછા પડ્યા ને પાદશાહી ડૂબી ગઈ. (૯) મોગલ પાદશાહોએ દેશનાં સાહિત્ય ને કળા માટે સારા પ્રયાસો કર્યા. પણ તેમના દરબારીઓ પરદેશી હોવાથી તુર્કી ને ફારસી સાહિત્યનો તેમને વધારે મોહ હતો. પરિણામ એ આવ્યું કે હિંદના મધ્યમ વર્ગના ને ગરીબ મુસલમાનો આ સાહિત્યથી અજાન રહ્યા. હિંદુઓ તો તેમના પુરાતન સંસ્કૃત ને અર્વાચીન પ્રાકૃત, સાહિત્યથી વાકેફ રહી શકતા. મુસલમાનોને તે સાહિત્ય હરામ હતું. તેથી તેમનું જીવન નીરસ થઈ ગયું. સારી ભાવનાવાળા સાહિત્ય વગર રાજ્ય ઝાઝીવાર ટકી શકતું નથી.

**મોગલાઈની સેવાઓ**—મોગલાઈથી આખા હિંદમા પરિવર્તન થઈ ગયું. એક ઉર્દૂ ને ફારસી ભાષા, એક જાતનો પોશાક, એક જ જાતની રાજ્યવ્યવસ્થા, એક જ ઇતિહાસ, એક જ મ્હેસુલી બંદોબસ્ત, એ બધાં મોગલાઈનાં લક્ષણો હજુ આપણે અનુભવીએ છીએ. મરાઠી રાજ્યમાં એ બધાંનો સત્કાર કરવામાં આવ્યો હતો. મોગલાઈના વખતમાં આપણે, અફ્ઘાનો, ઈરાણીઓ ને તુર્કો સાથે નિકટ સંબંધમાં આવ્યા. મોગલ પાદશાહ અકબરના ને જહાંગીરના વખતમાં ધર્મસહિષ્ણુતાનું ધોરણ રાખવામાં આવ્યું, તેથી હિંદુઓ અને મુસલમાનો પરસ્પર ઓછા સંકોચથી મળવા લાગ્યા. સુફીઓ, કબીરપંથીઓ, નાનકપંથીઓ, બધા સાથે રહી ધર્મનો બોધ લોકોને આપવા લાગ્યા. તેથી બંને પ્રજાનો વિરોધ ઓછો થયો. આપણી ભાષાઓમાં તુર્કી અરબી ને ફારસી શબ્દો દાખલ થયા. આપણે મોગલો પાસેથી યુદ્ધકળા,

કોટનો બચાવ કરવાની કળા, મોટાં મોટાં લશ્કરોની સરદારી કરવાની કળા, એ બધું શિખી શક્યા. મોગલ પાદશાહોએ સુંદર મસ્જીદો ને મહેલો બાંધ્યાં. તેથી આપણા સ્થાપત્યની સંપત્તિ ઘણી સમૃદ્ધ થઈ. ચિત્રકળા, બગીચાઓ, નવાં ફળફૂલનું વાવેતર, જાનવરની ઉછેર, પોશાક, વગેરે વિષયોમાં આપણે આગળ આવ્યા. મોગલ પાદશાહોના દરબારની સમૃદ્ધિથી અંજાઈ દેશપરદેશના નામાંકિત પ્રવાસીઓ આ વિષયોમાં પોતાના અનુભવનો લાભ આપણને આપતા. મોગલાઈના વખતમાં આપણો દેશ, ઈરાન, તુર્કીસ્તાન, અરબસ્તાન ને ઈરાકના લોકોના સહવાસમાં રહી શક્યો. અફઘાનીસ્તાન તે વખતે હિંદની પાદશાહીના તાબાનો મુલક હતો. તેથી આપણે મધ્ય ને પશ્ચિમ એશિઆ સાથે તે વખતે સંસ્કૃતિમાં જોડાએલા હતા. સત્તરમાં સૈકામાં મોગલ પાદશાહો દુનિયાના હાકેમોમાં સૌથી વધારે સંપત્તિવાળા અને શોખીન ગણાતા. મોગલાઈનો ઘેરાવો અશોક મહારાજાના સામ્રાજ્યના ઘેરાવા કરતાં વધારે હતો. એનાં જેવું એકચક્રી રાજ્ય આપણા દેશને કદિ પ્રાપ્ત થયું નહોતું. મોગલાઈ ડૂબતી હતી ત્યારે જે સરદારો ને નવજુવાનો સ્વતંત્ર થયા તેમાંના ઘણાખરાનાં રાજ્યો હજુ હયાત છે ને તેના ઈલ્કાબ વગેરે પેઢીધરપેઢી હજુ ચાલ્યા આવે છે. મોગલ પાદશાહો હિંદમાં રાજારજવાડાંઓ સાથેનો સંબંધ ધોરણ ઉપર લાવ્યા. એવી રીતે ઘણી બાબતોમાં આપણે મોગલાઈના ઋણી છીએ.

# વિભાગ ૬ઠ્ઠો

## મહારાષ્ટ્રમાં "સ્વરાજ્ય"ની સ્થાપના ને મરાઠાઓનો દિગ્‌વિજય ને પરાજય.

## પ્રકરણ ૧લું

### મરાઠાઓનો ઉદય

**મરાઠી સત્તાનો ઉદય**—હવે આપણે મરાઠી ઇતિહાસ લઇએ. મરાઠી ઇતિહાસના ત્રણ ભાગ પાડી શકાય. (૧) મરાઠી સત્તાનો ઉદય, ઇ. સ. ૧૬૪૬–૧૭૦૭. (૨) મરાઠી સત્તાનો વિકાસ, ઇ. સ. ૧૭૦૭–૧૭૯૫. (૩) મરાઠી સત્તાનો અસ્ત, ઇ. સ. ૧૭૯૫–૧૮૧૮. બીજા લેખકો મરાઠી અસ્ત ઇ. સ. ૧૭૬૧ની પાણીપતની લડાઇથી શરૂ કરે છે; પણ તે મત અહિં સ્વીકારવામાં આવ્યો નથી. કારણો પછી જણાઈ આવશે.

**મરાઠી સત્તાના ઉદયનાં કારણો**—હિંદુસ્તાનના ઇતિહાસનું ખાસ લક્ષણ એ છે કે ઉત્તરની પ્રજાની સંસ્કૃતિ દક્ષિણની પ્રજાઓએ સ્વીકારી પોતાના જીવનમાં ઓતપ્રોત કરી લીધી છે, પણ ઉત્તરની સત્તા દખ્ખણે હમેશાં સ્વીકારી નથી અને જ્યારે જ્યારે ઉત્તર હિંદ તરફથી દક્ષિણ જીતવા પ્રયત્નો કરવામાં આવ્યા છે ત્યારે દરેક વખતે દક્ષિણની પ્રજાઓએ પોતાના સ્વાતંત્ર્યનો બચાવ કર્યો છે. દખ્ખણના આ પ્રતિરોધક સ્વભાવને મરાઠી સત્તાના ઉદયનું પહેલું ને ગુપ્ત કારણ લેખી શકાય. (૨) મહારાષ્ટ્રના કેટલાક ભાગનાં ને મુખ્યત્વે કોંકણનાં આબોહવા ઘણાં સારાં હોવાથી ત્યાંના લોકો મજબુત બાંધાના, ચતુર ને બુદ્ધિવાળા છે. (૩) મહારાષ્ટ્ર, ડુંગરાળ દેશ છે ને શત્રુ વિરૂદ્ધ તેનો સારો બચાવ થઈ શકે એમ છે. ત્યાં પરદેશીઓ ઝાઝો વખત લશ્કરોને રોકી શકે એમ નથી. ઊંચા, મજબુત ને કુદરતી

રક્ષણવાળા કોટકિલ્લાઓ મહારાષ્ટ્રના દરેક ભાગમાં આવેલા છે. (૪) મહા-રાષ્ટ્રના ખેડુતો જમીનની માલીકી ભોગવનારા હોવાથી તેઓ શિવાજી જેવા સરદારની આગેવાની નીચે પરદેશીઓના જુલમ વિરુદ્ધ પોતાનું રક્ષણ કરવા તુરત તૈયાર થઈ ગયા. દખ્ખણની ગ્રામસંસ્થાઓ સ્વાતંત્ર્યબુદ્ધિની પોષક નીવડી. (૫) દખ્ખણના સુલતાનો હિંદુઓને મોટી પાયરીઓ આપતા. કારણ એ હતું કે દખ્ખણમાં બહારથી મોટી સંખ્યામાં મુસલમાનો આવી શકે તેમ નહોતું. દખ્ખણના રાજ્યવહિવટમાં ઘણા હિંદુઓએ નામાંકિત નોકરીઓ કરેલી. કેટલાક સુલતાનો હિંદુ સ્ત્રીઓ પરણેલા તેથી જ્યારે સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો પ્રસંગ નજીક આવ્યો ત્યારે ઘાડગે, ઘોરપડે, શિર્કે, જાધવ, ભોંસલે, વગેરે ઘણાં અનુભવી ને વિખ્યાત કુટુંબો મહારાષ્ટ્રમાં રહેતાં હતાં. (૬) સત્તરમા સૈકામાં મહારાષ્ટ્રમાં સુધારાની પ્રવૃત્તિ ચાલી રહી હતી. એ સૈકામાં તુકારામ ને રામદાસ જેવા મોટા મોટા સંતો મહારાષ્ટ્રમાં થઈ ગયા. તેઓ હિંદુઓની દયાજનક સ્થિતિથી પૂરતા વાકેફ હતા. તુકારામે શિવાજીને રામદાસ પાસે મંત્ર લેવા મોકલ્યો હતો ને રામદાસે શિવાજીને મરાઠી લોકોને એકત્ર કરી "મહારાષ્ટ્રધર્મ"ની* વૃદ્ધિ કરવાનો ઉપદેશ આપ્યો હતો. આવી રીતે મહા-રાષ્ટ્રના સંતોએ લોકોને પ્રવૃત્તિધર્મમાં પ્રેર્યા. (૭) સત્તરમા સૈકાની પહેલી વીસીમાં ઘણાં મરાઠી કુટુંબો નિઝામશાહી, કુત્બશાહી ને આદિલશાહીમાં પ્રસિદ્ધિમાં આવી શક્યાં હતાં. તે વખતે મોગલોએ દખ્ખણ ઉપર હુમલાઓ કરવા માંડ્યા. નિઝામશાહી અસ્ત થઈ. કુત્બશાહી ને આદિલશાહી પણ ઉડી જવાની તૈયારીમાં હતી. ઉત્તર હિંદમાં ને દક્ષિણ હિંદમાં આ વખતે ઔરંગઝેબનો અમલ હિંદુઓ સામે વળવા લાગ્યો. તેથી બધી અસ્તવ્યસ્ત પરિસ્થિતિઓને એકત્રિત કરી શિવાજી જેવા સમર્થ મુત્સદ્દીએ અને સરદારે મરાઠી પ્રજાઓને ભગવા ઝંડા નીચે લઈ સ્વતંત્ર સત્તા સ્થાપવાની હિંમત કરી ને રામદાસ સ્વામી જેવા સંતે તે સાહસને પુષ્ટિ આપી.

**રામદાસ સ્વામી**—રામદાસ સ્વામી જાતે દેશસ્થ બ્રાહ્મણ હતા.

* "મહારાષ્ટ્રધર્મ" એટલે દેવશાસ્ત્રાચાર, દેશાચાર, કુલાચાર ને જાત્યાચારનું રક્ષણ કરવું તે, (રાજવાડે પ્રમાણે).

તેઓ નાનપણથી રામભક્ત હતા. તેમણે સારા હિંદુસ્તાનમાં ફરી દેશ, કાળ, વગેરેનો પાકો અનુભવ લીધો ને પછી "દાસબોધ"નો સમર્થ ગ્રંથ લખ્યો ને બધા મહારાષ્ટ્રને તેમણે રાષ્ટ્રકર્મમાં યોજ્યો ને "જેટલા મરાઠા તેટલા બધાને એક કરવા ને 'મહારાષ્ટ્રધર્મ'ની વૃદ્ધિ કરવી" એવો રાષ્ટ્રીય ઉદ્યોગ કરવાનો બોધ લોકોને આપ્યો.

## પ્રકરણ ૨ જું

## છત્રપતિ શિવાજી

**શિવાજીનો બાપ શાહજી ભોંસલે**—એમ કહેવાય છે કે ચિતોડના રાણાનો એક વંશજ મુસલમાનોથી ત્રાસી દખ્ખણમાં આવ્યો, ને તેના પુત્રોએ મુસલમાની રાજ્યો નીચે નોકરી કરવા માંડી. તેમાંના એકનું નામ ભોંસાજી રાણા હતું તેથી કુટુંબનું નામ ભોંસલે પડ્યું. શિવાજી આ ભોંસલે કુટુંબમાં જન્મ્યો હતો. તેનો દાદો અહમદનગરનો ને બિજાપુરનાં રાજ્યોનો સરદાર હતો ને તેનો બાપ શાહજી, જાધવ કુટુંબના મોટા જાગીરદારની દીકરી જીજાબાઈની વેરે પરણ્યો હતો. અહમદનગરના રાજ્યની છેલ્લી પળોમાં શાહજીએ સ્વતંત્ર સત્તા સ્થાપવાની જે કોશીશો કરેલી તે આપણે મોગલ વિભાગમાં જોઈ ગયા છીએ. નિઝામશાહે તેને પૂના પાસે જાગીર આપી હતી. નિઝામશાહીના નાશ પછી શાહજીએ બિજાપુર સંસ્થાનની નોકરી કરી અને કર્ણાટક, મ્હૈસુર ને પાસેના પ્રાંતોમાં ને મહારાષ્ટ્રમાં પૂના પાસે વધારે જાગીર મેળવી.

**શિવાજીનું બચપણ**—શિવાજીનો જન્મ ઈ. સ. ૧૬૨૭માં એપ્રિલ, તા. ૧૭ ને શનિવારે જુન્નર કે શિવનેરીના કિલ્લામાં થયો હતો.* શાહજીને જીજાબાઈ ઉપર પ્રીતિ નહોતી, કારણ કે જીજાબાઈનો બાપ મોગલોનો પક્ષકાર

*આ જન્મદિવસ સંબંધી ગરમાગરમ તકરાર ચાલે છે પણ જ્યાં સૂધી તે તકરારનો અંત આવ્યો નથી ત્યાં સૂધી જુની તારીખ આપવી ઉચિત છે.



શિવાજી

હતો. શાહજી કર્ણાટકમાં રહેતો ને શિવાજી અને જીજાબાઈ મહારાષ્ટ્રની જાગીરમાં રહેતાં. શિવાજી પોતાની મા જીજાબાઈને સાક્ષાત્ ભવાનીરૂપ માનતો. જીજાબાઈ માની અને આગ્રહી સ્ત્રી હતી. તેથી તેની પાસે રહેવાથી ને જન્મથી દુઃખના દિવસો ગાળવાનો પ્રસંગ આવેલો હોવાથી શિવાજી સ્વતંત્ર

મિજાજનો, સ્વાશ્રયી, સાહસિક ને ધૈર્યવાન્ થઈ શક્યો. બાળ શિવાજીને "રામાયણ," "મહાભારત," વગેરે સાંભળવાનો ઘણો શોખ હતો. તે નાનપણમાં ઘોડે બેસતાં, તીર ફેંકતાં, ઊંચા ટેકરા ચઢતાં ને તરવાર વગેરેનો ઉપયોગ કરતાં શીખ્યો. તેનો ગુરુ દાદાજી કોંડદેવ નામનો બ્રાહ્મણ શાહજીનો વિશ્વાસુ સુબેદાર હતો. તે પ્રામાણિક, અનુભવી, ધાર્મિક ને વૃદ્ધ બ્રાહ્મણ પાસે શિવાજીએ શિક્ષણ લીધું. શિવાજીને લખતાં વાંચતાં આવડતું નહોતું એમ કેટલાએક લોકો કહે છે, પણ તે મત માટે તેઓ કોઈ પુરાવો રજુ કરી શકતા નથી. શિવાજી મોટો થયો એટલે શાહજીએ એક મોટા જાગીરદાર ને સુલતાન બનાવનાર તરીકે કામ કર્યું હતું તે ખ્યાલમાં રાખી તેણે સ્વતંત્ર સત્તા* સ્થાપવા પ્રયત્ન કરવા શરૂ કર્યા. પોતાની આસપાસ વફાદાર, બહાદુર ને પ્રામાણિક માણસો એકઠાં કર્યાં, ને બિજાપુર સંસ્થાનના મુલકો ઉપર હુમલાઓ કરવાનું શરૂ કર્યું.

શિવાજીએ પ્રથમ માવલ દેશના લોકોને પોતાના પક્ષમાં લીધા ને "છત્રપતિ"ની પદવી ધારણ કરી સ્વતંત્ર મુદ્રાનો† ઉપયોગ કરવા માંડ્યો.

**આદિલશાહી ઉપર સવારી**—પૂના પાસેની શિવાજીની જાગીરો વચ્ચેનો પ્રદેશ આદિલશાહી સરહદમાં આવેલો હતો. તે શિવાજીની સ્વતંત્ર સત્તા આડે આવતો હતો. તેથી તેનાં માણસોએ તોરણાકોટ ઇ. સ. ૧૬૪૬માં લઈ લીધો. શિવાજીએ તેની નજીક રાયગઢનો ગઢ બાંધ્યો. તે પછી સિંહગઢ,

---

* ઇ. સ. ૧૬૪૫માં એટલે અઢાર વર્ષની ઉમ્મરે પોતાના મિત્ર દાદાજી નરસ પ્રભુને લખેલા કાગળમાં શિવાજી કહે છે કે "શ્રી રોહિડેશ્વરે મને યશ આપ્યો છે અને આગળ ઉપર હિંદવી સ્વરાજ્ય સ્થાપી તેઓ મારા બધા મનોરથો પૂરા કરશે."

† પોતાની મુદ્રાનો લેખ પણ તેણે એવો રાખ્યો હતો. प्रतिपच्चंद्ररेखेव वर्धिष्णुर्विश्ववंदिता । शाहसूनोःशिवस्यैषा मुद्रा भद्राय राजते ॥ એટલે કે બીજના ચંદ્રની માફક હમેશાં વૃદ્ધિ પામતી, આખી દુનિયા જેને નમે છે તેવી, કલ્યાણ અર્થે, શાહજીના પુત્ર શિવની આ મુદ્રા છે. એમ કહેવાય છે કે આ મુદ્રા–સીલ–seal–શિવાજીએ મોરે કુટુંબ પાસેથી લીધી હતી.

પુરંદર, ને કલ્યાણના ગઢો શિવાજીના હાથમાં આવ્યા. પરિણામે તેણે બાપની જાગીરોને શત્રુથી સલામત કરી. ઇ. સ. ૧૬૪૬–૪૮.

**શાહજી કેદ ને તેનો છુટકારો**—યુવાન્ શિવાજીનાં તોફાનોથી બિજાપુરની સરકાર ચમકી. તેણે શાહજીને પકડાવી બિજાપુરમાં કેદ કર્યો. શિવાજીએ બાપનો છુટકારો કરવા દખ્ખણના સુબા ને શાહજહાંના શાહઝાદા મુરાદને વિનતિ કરી, પણ એટલામાં શાહજીના મિત્રોએ સુલતાન પર વગ લાવી તેને છોડવ્યો, ઇ. સ. ૧૬૪૬–૪૮.

**જાવલીના સરદાર મોરે ને તેના કુટુંબીઓનો વધ**—બિજાપુરના સુલતાને જે સરદારને શિવાજી ઉપર મોકલ્યો હતો તેને સાતારા જીલ્લામાં આવેલા જાવલીવાળા "ચંદ્રરાવ"નો ખીતાબ ધરાવનાર સરદાર મોરેએ આશ્રય આપ્યો હતો. તે શિવાજીએ યાદ રાખી લીધેલું. તેથી શિવાજીના અમલદારે જાવલી સર કર્યું. પહેલાં તો મોરે શિવાજીને શરણ થયો. પણ તે ખટપટ કરવા લાગ્યો તેથી તેની કન્યાનું માગું કરવાને બ્હાને શિવાજીએ પોતાનાં માણસોને મોકલી તે સરદાર ને તેના કુટુંબનાં ખુન કરાવ્યાં ને જાવલીની જાગીર ને મોરેનું અખૂટ ધન ખાલસા કર્યાં. મોરેના વધનો બચાવ કરવાની કાંઈ જરૂર નથી, ઇ. સ. ૧૬૫૫–૫૬.

**અફઝલખાંનો વધ**—જાવળીના પ્રકરણ ઉપરથી બિજાપુરની સરકારે શિવાજીને મારવા નિશ્ચય કરી સરદાર અફઝલખાંને રવાના કર્યો. આ અફઝલે શિવાજીના મોટા ભાઈનું કર્ણાટકમાં ખુન કરાવ્યું હતું. સવારી વખતે તેણે તુલજાપુર ને પંઢરપુરનાં હિંદુ દેવળોને તોડી નાંખ્યાં. ખાનનો વિચાર શિવાજીને કપટથી મેળાપ વેળા મારી નાંખવાનો કે જીવતો પકડવાનો હતો. તેથી તેણે એક વકીલને શિવાજી પાસે મોકલ્યો. શિવાજીએ વખત વિચારી લડવું પસંદ ન કરતાં સુલેહ કરવા હા પાડી અને પોતાના વકીલને ખાન આગળ મોકલ્યો. મહાબળેશ્વર નજીક પ્રતાપગઢ પાસે બંનેની મુલાકાત થઈ. શિવાજી દગો સમજી ગયો હતો. તેથી તેણે બખ્તર, વાઘનખ, ભવાની તલવાર, બિછવા વગેરે

હથિયારો સાથે લીધાં હતાં. મુલાકાત કરતી વેળા ઊંચા અફઝલે ઠીંગણા શિવાજીને નીચે નમાવી મારવા યત્ન કીધો. તુરત શિવાજી ચેતી ગયો ને વાઘનખથી શત્રુને ઘાયલ કર્યો. અફઝલખાં માર્યો ગયો એટલે આસપાસની ઝાડીમાં ગોઠવાઇ ગયેલું મરાઠી સૈન્ય તેના લશ્કર ઉપર તૂટી પડ્યું. એ વેળા મરાઠાઓના હાથમાં પુષ્કળ લુટ આવી, ઇ. સ. ૧૬૫૯. તે પછી શિવાજીએ કોલ્હાપુર પ્રાંત સર કર્યો ને તે ઠેઠ બિજાપુર સુધી ચાલ્યો ગયો.

**બાજી પ્રભુનું અદ્દભુત પરાક્રમઃ—**એક વાર શિવાજી પન્હાળાના કોટમાં હતો ત્યારે બિજાપુરી લશ્કરે તેને ઘેરો ઘાલ્યો. કોટનો બચાવ થઈ શકે એમ નહોતું તેથી એક મધરાતે શિવાજી છાનોમાનો પાસેના વિશાળગઢના કિલ્લામાં ભાગી ગયો. શત્રુઓ પાછળ પડ્યા પણ રસ્તામાં એક ખીણમાં તેના સરદાર બાજી પ્રભુએ બહાદુર બચાવ કર્યો ને જ્યારે તેને તોપના અવાજથી ખબર પડી કે શિવાજી સલામત વિશાળગઢ પહોંચી ગયો છે ત્યારે એ પરાક્રમી સરદારના પ્રાણ ગયા. જ્યાં આવા નોકરો હોય છે ત્યાં સ્વરાજ્ય તુરત મળી શકે છે.

**બિજાપુર સાથે તહ—**શિવાજી સામા પોતાના બધા પ્રયત્નો વિફળ ગયા એટલે બિજાપુરના સુલતાને તેની સાથે તહ કર્યું ને સર કરેલો પ્રદેશ તેની પાસે રહેવા દીધો. ઇ. સ. ૧૬૬૦–૬૨.

**શિવાજીનો રાજ્યાભિષેક. સ્વરાજ્યની સિદ્ધિ—**ખુદ પાદશાહે શિવાજીને રાજાનો ઇલ્કાબ આપ્યો હતો. બિજાપુર ને મોગલાઈ તેની સામે લડતાં થાકી ગયાં હતાં. મોગલાઇના કેટલાક પ્રાંતો ઉપર તે ચોથાઈ ઉઘરાવતો હતો એટલે સ્વરાજ્યની સ્થાપના તો થઈ ચૂકી હતી. તે જાહેર કરવા માત્ર હિંદુ વિધિ પ્રમાણે રાજા શિવાજીનો રાજ્યાભિષેક થવાની જરૂર હતી. તેથી કાશીના એક વિખ્યાત બ્રાહ્મણે શિવાજી ક્ષત્રિય છે એમ જાહેર કર્યું ને ઇ. સ. ૧૬૭૪ના જુન માસમાં રાયગઢ મુકામે તેના રાજ્યાભિષેકનો મહોત્સવ ઉજવવામાં આવ્યો. આ વખતે શિવાજીએ રામદાસ સ્વામીના સ્મરણમાં ભગવા

ઝંડાને રાષ્ટ્રીય ઝંડા તરીકે રાખ્યો, કારભારમાં સંસ્કૃત શબ્દો વાપરવાનો ચાલ દાખલ કર્યો ને રાજ્યાભિષેકના દિવસથી જુદો શક શરૂ કર્યો. શિવાજી હવેથી છત્રપતિ શિવાજી મહારાજ, "ગોબ્રાહ્મણપ્રતિપાલક," "સ્વધર્મસંરક્ષક," "સ્વરાષ્ટ્રસંવર્ધક," વગેરે નામોથી ઓળખાવા લાગ્યો.

**પશ્ચિમ કિનારા ઉપર હુમલો**—કોંકણમાં આવેલા જંજિરાનો સિદ્દી હાકેમ શિવાજીના કોંકણ પ્રાંતને વેરાન કરતો ને તેને બિજાપુરની ને મોગલોની મદદ હતી. વળી કોંકણના બંદરો ઉપર તે વેળા મોટો વેપાર ચાલતો તેથી શિવાજીએ જંજિરાનો કોટ લેવા ઘણા યત્નો કર્યા પણ મરણ સુધી તે ફાવી શક્યો નહિ.

**બિજાપુરનો કર્ણાટકી પ્રદેશ ખાલસા**—આ વખતે શિવાજીએ બિજાપુર સંસ્થાનની અવ્યવસ્થાનો લાભ લઈ તેનો કૃષ્ણા ને તુંગભદ્રા વચ્ચેનો ઘણો મુલક જીતી લીધો. ઈ. સ. ૧૬૭૩-૭૬.

**કર્ણાટક ખાલસા**—શાહજીએ કર્ણાટકની જાગીર ઉપર વ્યંકોજીને રાખ્યો હતો. શિવાજીએ તેમાં ભાગ માંગ્યો. વ્યંકોજીથી શાહજીના કેટલાક અમલદારો રીસાઈ રાયગઢ આવ્યા હતા ને તેઓ કર્ણાટકને મોગલોના હાથમાં જતો અટકાવવા શિવાજીને આગ્રહ કરતા હતા. શિવાજીને તો એ જોઈતું હતું તેથી તેણે મોગલો સાથે ને ગોવળકોંડા ને બિજાપુરનાં સંસ્થાનો સાથે સુલેહ કરી. પછી તે પૂર્વ કર્ણાટક જઈ ચઢ્યો. તેણે ધારવાડ, જિંજી, તાંજોર, વગેરે સર કર્યાં ને વ્યંકોજીએ શિવાજીના આશ્રિત તરીકે રહેવાનું કબુલ રાખ્યું. આવી રીતે શાહજીએ દક્ષિણમાં મેળવેલી જાગીરો ઉપર શિવાજીએ પોતાનો અમલ ચાલુ કર્યો.

**સંભાજીનું બંડ**—શિવાજીનો મોટો પુત્ર સંભાજી વ્યભિચારી હતો તેથી છત્રપતિએ તેને એક વાર સજા કરી, તેથી અવિચારી સંભાજી રીસાઈ મોગલો સાથે મળી ગયો. એકાદ વર્ષ પછી તે પાછો આવ્યો ત્યારે શિવાજીએ તેને એક મજબુત કોટમાં કેદ રાખ્યો, ઈ. સ. ૧૬૭૮-૭૯.

**શિવાજીનું મૃત્યુ ઇ. સ. ૧૬૮૦**—સંભાજીના બંડ પછી છત્રપતિ બહુ ઉદાસીન રહેતો. પોતાના પુત્રો રાજારામ ને સંભાજી વચ્ચે ગાદી માટે ખટપટ થશે એ બીક તેને લાગવા લાગી. છેવટે ઇ. સ. ૧૬૮૦ના એપ્રિલમાં એ પરાક્રમી પુરુષ ટૂંકી માંદગી ભોગવી મરી ગયો. નીચે તેની યોગ્યતા આપવામાં આવી છે.

**શિવાજીની યોગ્યતા**—આપણા દેશના ઇતિહાસમાં જે પરાક્રમી પુરુષો થઈ ગયા છે તેમાં શિવાજી પ્રથમ પંક્તિમાં આવે છે. શિવાજી વર્ણે ગોરો, કદે ઠીંગણો ને દેખાવે ભરાવ અને રૂવાબદાર હતો. મુસલમાની ઇતિહાસ-લેખકો તેને ડુંગરાઉ ઉંદર કહી ગયા છે. અંગ્રેજ લેખકો તેને લુટારો કહી ગયા છે. પણ એ વર્ણન યથાર્થ નથી. તે લોકોત્તર પુરુષ થઈ ગયો. એક જાગીરદારના પુત્રમાંથી તે મોટો રાષ્ટ્રસ્થાપક થઈ શક્યો. દક્ષિણ ને ઉત્તરના હિંદુઓને તેણે બતાવી આપ્યું કે સ્વરાજ્ય મેળવવાની શક્તિ હિંદુઓમાં હજુ રહી શકી છે. શિવાજી મોટો સરદાર હતો; કોઇક જ પ્રસંગ વખતે તેણે હાર ખાધી હશે. તે જબરો કાવાબાજ હતો. તે દેશકાળને સમજી કામ લેતો. અલબત્ત, તે દગો રમ્યો હશે; પણ તેથી તેની કીર્તિ ઝાંખી થતી નથી, કારણ કે તે સંત નહિ પણ રાજ્યનો સ્થાપક હતો. તે નિરાશ્રિતોને આશ્રય આપતો. "ગોબ્રાહ્મણપ્રતિપાલક"નું નામ તેણે ખોટું ધારણ કર્યું નહોતું. તે પ્રતિભાશાળી હતો. અષ્ટપ્રધાનમંડળ, આરમાર, કિલ્લેબંદી ને કારભાર માટે સંસ્કૃત શબ્દોની રચના, એ ઉપરથી તેની અસીમ પ્રતિભા જણાઈ આવે છે. હિંદુને ને મુસલમાનને તે સરખા ગણતો. તે મહારાષ્ટ્રના રક્ષણ માટે આખું જીવન લડયો પણ તેણે ઇસ્લામી સંસ્થાઓનું ખંડન કર્યું નહોતું. તેણે સ્ત્રીઓને ને નિરાધાર બાળકોને કદિ હેરાન કર્યાં નહોતાં. રાજકારણને તે પૂરું સમજતો. ધર્મ ઉપર તેને અતુલ શ્રદ્ધા હતી. તે હરામખોરોને સજા કરતો તો લાયકને માન આપી તેમની કદર કરતો. તેના પુત્ર સંભાજીના વધ પછી વીસ વર્ષ સુધી મરાઠી પ્રજા શત્રુ સામે ટક્કર ઝીલી શકે તેજ શિવાજીની શક્તિને સાબીત કરી આપે છે. શિવાજીને કુલ સાત સ્ત્રીઓ હતી; પણ તે

લગ્નો તેને રાજકીય કારણોને લઈને કરવાં પડ્યાં હતાં. તેનું ચારિત્ર ઘણું ઉચ્ચ હતું.* તે તદ્દન નિર્વ્યસની હતો. તેનો ખોરાક ઘણો સાદો હતો ને તેનું જીવન બહુ નિયમિત હતું. તે લશ્કરમાં નિયમ સારી રીતે સાચવી શકતો. તે કારભારમાં ઘણો કુશળ હતો. ટૂંકામાં શિવાજી સાહસમાં બાબરથી, પ્રતિભા ને ધર્મસહિષ્ણુતામાં અકબરથી, ડહાપણમાં નૂરજહાંથી, કારભાર કરવાની શક્તિમાં ને યુદ્ધકળામાં શેરશાહથી, ને રાજકારણમાં કૌટિલ્યથી ચઢી જશે.

**અષ્ટપ્રધાનમંડળની વ્યવસ્થા**—નવા રાજ્યનો કારભાર ચલાવવા માટે શિવાજીએ ચાલુ પદ્ધતિનો ત્યાગ કરી આર્ય નીતિશાસ્ત્રના ઉપદેશ પ્રમાણે એક પ્રધાનમંડળ ઉભું કર્યું. આ પ્રધાનમંડળ નીચે પ્રમાણે વર્ણવી શકાય.

| ફારસી નામ. | સંસ્કૃત નામ. | કર્તવ્ય. |
|---|---|---|
| ૧ પેશવા, | પંત પ્રધાન. | મુખ્ય દિવાનગીરી. |
| ૨ મુઝ્મુદાર, | પંત અમાત્ય. | મુલ્કી વસુલ, ને હીસાબ. |
| ૩ સુરનીસ, | પંત સચિવ. | દફતરની સંભાળ. |
| ૪ વાકનીસ, | મંત્રી. | ખાનગી કારભાર. |
| ૫ ડબીર, | સુમંત. | પરરાજ્ય સાથેનો સંબંધ. |
| ૬ સરનૌબત, | સેનાપતિ. | લશ્કરની સંભાળ. |
| ૭ — | ન્યાયાધીશ. | ન્યાય કરવો. |
| ૮ — | પંડિતરાવ. | શાસ્ત્રાર્થ ને દાનધર્મ. |

આ આઠ પ્રધાનોની સંસ્થા ઉભી કરવામાં છત્રપતિનો મુદ્દો એ હતો કે રાજ્યનો કારભાર પોતાની ગેરહાજરીમાં પણ ચલાવી શકાય. પ્રધાનોની નીમણોકો છત્રપતિ પોતે કરતો ને દરેક પ્રધાન માત્ર છત્રપતિને જવાબદાર રહેતો. પંડિતરાવ ને ન્યાયાધીશ સિવાયના પ્રધાનો લઢાઈ કરવા પણ જતા.

**સ્વરાજ્ય ને મોગલાઈ**—છત્રપતિએ મેળવેલો દેશ **સ્વરાજ્ય** કહેવાતો. જે મુલક ઉપર છત્રપતિ ચોથાઈ કે સરદેશમુખી ઉઘરાવતો તે

* કલ્યાણના સુબેદારની પુત્રી તરફ શિવાજીનું વર્તન કેટલું આદર્શરૂપ છે?

ભાગ **મોગલાઈ** કહેવાતો. શિવાજીનું સ્વરાજ્ય ઉત્તરમાં ધરમપુર સુધી, દક્ષિણમાં બેંગલોર સુધી, પશ્ચિમમાં કોંકણ પટ્ટી સુધી ને પૂર્વમાં બારવાડ સુધી હતું. તે બરાડ, ખાનદેશ તથા અહમદનગરના જિલ્લા ઉપર ચોથાઈ ને સરદેશમુખી ઉઘરાવતો. આખા સામ્રાજ્યને સુબાઓમાં વ્હેંચી નાંખવામાં આવ્યું હતું. દરેક સુબા ઉપર એકેક **સુબેદાર** હતો. તેની નીચે **કમાવીસદાર, પાટિલ, કુણકર્ણી** વગેરે જિલ્લાના, તાલુકાના ને ગામના અમલદારો હતા. દરેક ખાતા માટે ખાસ અમલદારો હતા. "સ્વરાજ્ય"ના કિલ્લાઓ માટે શિવાજીએ ગ્યેય બંદોબસ્ત કર્યો હતો. કિલ્લામાં બચાવનું કામ મરાઠા **હવાલદારને, કારખાનીસનું** કામ પ્રભુને, ને ઉત્પન્ન વસુલ કરવાનું કામ બ્રાહ્મણ **સબનીસને** આપવામાં આવતું. નોકરીમાં બ્રાહ્મણ, પ્રભુ, મરાઠાઓ, મુસલમાનો, બધાને રાખવામાં આવતા. શિવાજીએ જુના કિલ્લાઓને દુરસ્ત કર્યા ને ઘણા નવા કોટો બાંધ્યા. એવા કુલ ત્રણસો કિલ્લાઓ અન્ન, જળ, ને દારૂગોળાથી સમૃદ્ધ રાખવામાં આવતા. ખેડુતો પાસેથી શિવાજી ઉત્પન્નનો $\frac{2}{5}$ ભાગ રોકડમાં અથવા ભાગબટાઈના ધોરણ ઉપર વસુલ કરતો. તે નોકરોને રોકડ પગાર આપતો; જાગીરદારોની સંસ્થા શિવાજીને બીલકુલ ગમતી નહિ. શિવાજીના વખતની નોકરી વંશપરંપરાના ધોરણ ઉપર નહોતી. તેણે જમીનનું ઉત્પન્ન વસુલ કરવા ઝમીનદારોને કે તાલુકદારોને કદિ નીમ્યા નહિ. શિવાજીએ મોટો ખજાનો ભેગો કર્યો હતો.

**લશ્કર ને આરમાર**—શિવાજીના લશ્કરના બે વિભાગો પાડી શકાય. (૧) ઘોડેસવાર (૨) પાયદળ. તેની વ્યવસ્થા નીચે આપી છે.

**પાયદળ**—૧૦ સિપાઈ ઉપર ૧ નાયક. ૫૦ સિપાઈ ઉપર ૧ હવાલદાર. ૧૦૦ સિપાઈ ઉપર ૧ જુમલેદાર. ૧૦૦૦ સિપાઈ ઉપર એક હજારી. ૫૦૦૦ સિપાઈ ઉપર સરનૌબત.

**ઘોડેસવાર**—૨૫ સવારો ઉપર ૧ હવાલદાર. ૧૨૫ સવારો ઉપર ૧ જુમલેદાર. ૧૨૫૦ સવારો ઉપર ૧ સુબેદાર. ૧૨૫૦૦ સવારો ઉપર ૧

પંચહજારી અમલદાર. ઘોડેસવારોના બે વિભાગ પાડવામાં આવ્યા હતા. (૧) **બારગીર**, એટલે સરકારના પોતાના નોકરો (૨) પોતાના ઘોડાઓ સાથે **શિલેદારો.** આખા લશ્કરમાં જાસુસો, વણઝારાઓ, વગેરેની પૂરતી વ્યવસ્થા હતી. દશેરા પછી લશ્કર લડવા નીકળતું. ચોમાસામાં બધા પોત પોતાને વતન જઈ રહેતા. આખી ફોજમાં સખ્ત નિયમ પાળવામાં આવતો. લુટ છત્રપતિને જતી ને લુટમાંથી લશ્કરને બક્ષીસ આપવાનો અધિકાર છત્રપતિનો પોતાનો હતો. શિવાજી પાસે મોટી આરમાર હતી ને તેનું બધું બાંધકામ કોંકણનાં બંદરોમાં થતું.

**દક્ષિણાખાતું. વિદ્યાદાન. શુદ્ધિ**—શિવાજીએ વિદ્યાના ઉત્તેજન માટે એક નોખું ખાતું ખોલ્યું હતું. તેનો મુખ્ય ચાલક "પંડિતરાવ" કહેવાતો. આ અમલદાર બ્રાહ્મણોને દાન આપતો, મંદિરોનો ઉદ્ધાર કરતો ને વિદ્વાનોને આશ્રય આપતો. શિવાજીના વખતથી મરાઠાઓ ફારસી કરતાં મરાઠીનો વધારે ઉપયોગ કરતા થયા. શિવાજી શુદ્ધિને પણ અનુમોદન આપતો. એક મરાઠા સરદાર જાગીરના લોભે મુસલમાન થઈ આદિલશાહની બેટી પરણ્યો હતો પણ પાછળથી તેને પસ્તાવો થયો તેથી શિવાજીએ પોતાની દીકરી તે સરદારના મોટા દીકરા વેરે પરણાવી ને આખું કુટુંબ હિંદુ સમાજમાં પાછું આવ્યું.

**શિવાજીની રાષ્ટ્રીય ચળવળ**—શિવાજીએ મહારાષ્ટ્રમાં સ્વરાજ્ય સ્થાપ્યું તેની અસર માત્ર દખ્ખણ ઉપર નહિ પણ ઉત્તર હિંદ ઉપર પણ થઈ. ત્યાંના હિંદુઓને હવે હિંમત આવી ને સિખો, બુંદેલાઓ ને રજપુતો ઔરંગઝેબના એકપક્ષી કારભાર સામે થયા. તે ભાવનાની અસર હજુ પણ ચાલુ છે. મહારાષ્ટ્રનો અત્યારનો રાષ્ટ્રીયપક્ષ શિવાજીના પ્રવૃત્તિમાર્ગનો પક્ષપાતી છે,

## પ્રકરણ ૩ જું

## મરાઠાઓ ને મોગલો, ઇ. સ. ૧૬૮૧-૧૭૦૭.

**સંભાજી, ઇ. સ. ૧૬૮૧-૧૬૮૯**—સંભાજી શિવાજીનો મોટો પુત્ર થાય. તેની મા ગુજરી ગઈ હતી. રાજારામ શિવાજીનો બીજો દીકરો થાય.

તેની મા જીવતી હતી. સંભાજી બાપના મરણ વખતે કેદ ભોગવતો હતો. રાજારામ રાજધાની રાયગઢમાં હાજર હતો. તેથી પહેલાં રાજારામ ગાદીએ પણ આવ્યો. સંભાજીને ખબર પડતાં તેણે તુરત રાયગઢનો કબજો કર્યો, રાજારામના પક્ષકારોને મારી નંખાવ્યા ને ગાદી કબજે કરી, ઇ. સ. ૧૬૮૧.

**બ્રાહ્મણ "કલુષ"**—ગાદીએ આવ્યા પછી સંભાજીએ એક ઉત્તર હિંદના બ્રાહ્મણને પોતાનો પ્રધાન બનાવ્યો. આ બ્રાહ્મણ ભોંસલે કુટુંબનો ગોર હતો. તે ગંજેરી, લંપટ, પણ મીઠા બોલો ને પરદેશી હોવાથી છત્રપતિને ગમી ગયો અને તેના મત મુજબ કારભાર ચલાવવા લાગ્યો. તે "કવિકુલેશ" કહેવાતો. પણ મરાઠાઓ તેને "કલુષ" (પાપ)ના નામથી ઓળખતા.*

**સંભાજી ને મોગલો**—શાહઝાદો અકબર પોતાના બાપ સામે બંડ કરી વીર દુર્ગાદાસની મદદથી રાયગઢમાં સંભાજીને આશ્રયે કેમ આવ્યો અને ઓરંગઝેબે ખુદ દખ્ખણમાં આવી સંભાજીના વધ સુધી મરાઠાઓ સામે કેવી રીતે લડાઈ ચલાવી તે બધું આપણે તે પાદશાહના અમલનો ઇતિહાસ વિચારતી વખતે જોઈ ગયા છીએ. એ મહાભારત સંગ્રામ પાદશાહના મરણ સુધી એટલે ત્રીસ વર્ષ સુધી ચાલ્યો. પણ સંભાજીને માત્ર મોગલો સાથે ઝગડો કરવાનો નહોતો. તે ઈંગ્રેજો, ફિરંગીઓ ને સિદ્દી સામે પણ લડ્યો.

**પશ્ચિમ કિનારા માટે સંભાજીની ચળવળ**—શિવાજીની માફક સંભાજીએ જંજિરાના સીદ્દીઓ સામે યુદ્ધ કર્યું ને ફિરંગીઓને પણ સતાવ્યા. તે લોકો મરાઠી પ્રજાને ને વેપારીઓને ઘણી પીડા આપતા ને મોગલોને મદદ આપતા. પણ સંભાજીથી આ દિશામાં ઝાઝું થઈ શક્યું નહિ.

**સંભાજીના ગુણદોષ**—સંભાજી શિવાજી જેવો શૂરો, પરાક્રમી,

---

* સંસ્કૃત કલુષમાંથી ઇંગ્રેજી Kalusha થયું. તેમાંથી તરજુમીઉ લખાણ "કલુશા" (?) થયું. તેથી અજાણ્યો વાચક તેને વાણીઓ ધારે તો જરા પણ ખોટું નથી! વિદ્યાર્થીઅવસ્થામાં લેખકને હમેશાં નવાઈ લાગતી કે બ્રાહ્મણ "કલુશા" કેમ કહેવાયો હશે!

નિડર અને માની હતો. પણ તેનામાં સમયસૂચકતા નહોતી. બધા શત્રુઓ સામે એકી સાથે લડી તેણે રાજ્યની સંપત્તિ ખરચી નાંખી. તે ઉતાવળીઓ, ક્રૂર, વ્હેમી, લંપટ અને વ્યસની હતો. તેણે રાજ્યના ધુરંધર મુત્સદ્દીઓનો પહેલેથી તિરસ્કાર કર્યો. તેથી તેને અપયશ મળ્યો. તેણે રાજ્યની વ્યવસ્થા કરવામાં ઝાઝું લક્ષ આપ્યું નહિ. પણ સંભાજી તદ્દન નાલાયક નહોતો. તેણે મરણ સમયે ખૂબ ધૈર્ય બતાવ્યું ને આખો અમલ ઔરંગઝેબ જેવા મોટા દુશ્મન સાથે લડવામાં વીતાડયો. તેને ગેરવ્યાજબી ક્રૂરતા માટે પાછળથી પસ્તાવો થતો. ઘણી વાર તે ઉદારતા બતાવી શકતો. જો તેનામાં બાપના જેટલી આવડત હોત તો તે પરાક્રમી થઈ શકત.

**રાજારામ**—સંભાજી પછી તેનો ભાઈ રાજારામ ગાદીએ આવ્યો. રાજારામ ગાદીએ આવ્યો ત્યારે વીસ વર્ષનો હતો. પણ મોગલોએ રાયગઢ લીધું ને સંભાજીનો પુત્ર શાહૂ ને તેની મા વગેરે મોગલોના હાથમાં પડ્યાં તેથી રાજારામ ભિખારી વેષે જિંજી નાસી ગયો. તે મહારાષ્ટ્રનો કારભાર એક વફાદાર ને બાહોશ પ્રધાનને સોંપતો ગયો. તે પ્રધાને ખાનદેશ, ગુજરાત, માળવા, બિજાપુર, વગેરે પ્રાંતો ઉપર સવારીઓ મોકલી, જ્યારે રાજારામે જિંજી મુકામેથી જાગીરો આપી નાના મોટા સરદારોને મોગલો સામે મોકલ્યા ને ઠેઠ ઇ. સ. ૧૬૯૮ સુધી જિંજીનો બચાવ કર્યો. જિંજી પડ્યા પછી રાજારામ મહારાષ્ટ્ર પાછો આવ્યો ને ખાનદેશ, બરાડ, વગેરે પ્રાંતોમાં તેણે લુટ ચલાવી.

**રાજારામનો કારભાર**—આવી રીતે સંભાજીના વધ પછી તે ઠેઠ ઇ. સ. ૧૭૦૦ સુધી રાજારામે છત્રપતિપદ ધારણ કરી, મોટા હોદ્દાઓ ઉત્પન્ન કરી, લાયક સરદારોને મોગલાઈમાં મોટી મોટી જાગીરો આપી, મરાઠી પ્રજાને શત્રુ વિરુદ્ધ લડવા ઉત્તેજન આપ્યું. જો છત્રપતિએ આવું ધોરણ ન રાખ્યું હોત તો પાદશાહ મરાઠી સરદારોને પોતાના પક્ષમાં લઈ પ્રજાના તમામ ઉત્સાહનો ભંગ કરી નાંખત. રાજારામ નિર્બળ, વ્યસની ને રૂવાબ વિનાનો હતો. પણ તે વિશ્વાસુ, કદર કરનારો ને સ્વાર્થત્યાગી હોવાથી લોકોને તેના

ઉપર ભરોસો બેઠો અને અઢાર વર્ષ સુધી મરાઠાઓએ મોગલોને હંફાવ્યા કર્યું. તેણે સાતારા મુકામે રાજ્યધાની કરી. તે ઇ. સ. ૧૭૦૦માં મરી ગયો.

તેના વખતમાં સંતાજી ઘોરપડે ને ધન્ના જાધવ નામના બે શૂરા સરદારો પ્રસિદ્ધિમાં આવ્યા. તેમનાં અદ્‌ભુત પરાક્રમોથી મરાઠી લશ્કરોમાં પારાવાર હિંમત આવી. મોગલ સિપાઇઓ તો તેમનાં નામમાત્રથી બ્હીતા.

**સગીર શિવાજી. તારાબાઇનો કારભાર**—રાજારામનો પહેલો પુત્ર શિવાજી બાપના મરણ વખતે દસ વર્ષનો હતો ને બીજો પુત્ર સંભાજી ત્રણ વર્ષનો હતો. મોટો શિવાજી ગાદીએ આવ્યો પણ તે સગીર વયનો હોવાથી કારભાર તેની પ્રસિદ્ધ મા તારાબાઈ કરવા લાગી. આ બાઈ માની, સ્વાર્થી, ઉદ્યોગી, ખટપટી ને રાજ્યવહિવટ કરવામાં ઘણી કુશળ હતી. તે પોતે સેનાપતિઓ, પ્રધાનો, વગેરેની નિમણોકો કરતી. લડાઈ ક્યાં ક્યાં કરવી, કયા કયા મોગલ પ્રાંતો ઉપર આક્રમણો લઈ જવાં, દેશની આબાદી કેમ વધારવી, એ બધું તે યુક્તિપૂર્વક તપાસતી. તેણે પોતાની બુદ્ધિથી ને અનુભવી સરદારોની ને પ્રધાનોની મદદથી પાદશાહ ઔરંગઝેબને થકવી દીધો. ઇ. સ. ૧૭૦૦–૧૭૦૭. મરાઠી ઇતિહાસનો પહેલો વિભાગ અહીં પૂરો થાય છે.

# પ્રકરણ ૪થું

## "સ્વરાજ્ય"ની સ્થાપના ને બાળાજી વિશ્વનાથ, ઇ. સ. ૧૭૦૭–૧૭૨૦.

**રાજા શાહૂ**—સંભાજીના પુત્ર શિવાજી ઊર્ફે શાહૂને રાયગઢ મુકામે તેની મા સહિત મોગલોએ કેદ કર્યો હતો તે યાદ હશે. તે શાહૂ ઔરંગઝેબ સાથે છાવણીમાં રહેતો ને ઔરંગઝેબની પુત્રી ઝેબુનનિસાએ આ નિરાધાર મરાઠી રાજકુટુંબની સારી માવજત રાખી. તેથી શાહૂ રાજા પાદશાહનો માનીતો બન્યો. ઔરંગઝેબનો એવો વિચાર હતો કે રાજારામ, ને તેના મરણ પછી

તારાબાઈના પુત્ર શિવાજી અને શાહૂ વચ્ચે ખટપટ કરાવી મરાઠી સત્તાને નબળી પાડી નાંખવી. પણ તેમાં તે ફાવ્યો નહિ. ઇ. સ. ૧૭૦૭માં તે મરી ગયો. તેનો પુત્ર અઝીમશાહ ગાદી માટે પોતાના મોટા ભાઈ શાહઆલમ સાથે લઢવા ઉત્તર તરફ જતો હતો ત્યારે તેણે અનુભવી સરદારોની સલાહથી રાજા શાહૂને છોડી મૂક્યો. શાહૂએ મહારાષ્ટ્ર આવી સામ, દામ, દંડ ને ભેદ વાપરી તારાબાઈનો પક્ષ ઢીલો કર્યો ને સાતારા કબજે કરી તે જ સ્થળે પોતાની રાજધાની નક્કી કરી. તારાબાઈ લઢતાં થાકી ગઈ, તેથી તે કોલ્હાપુર ચાલી ગઈ, ને તેનો પુત્ર સંભાજી કોલ્હાપુરના મહારાજા તરીકે ગાદીએ બેઠો. આવી રીતે શાહૂના આવવાથી મરાઠી સત્તાના બે ભાગો પડી ગયા— (૧) સાતારા (૨) કોલ્હાપુર. કોલ્હાપુર સંસ્થાન અત્યારે પણ છે.

**નબળા છત્રપતિઓ**—શાહૂએ બાળાજી વિશ્વનાથ ને પેશવાઈ આપી તે વખતથી પેશવાનું કુટુંબ આગળ આવ્યું. તેના મરણ પછી છત્રપતિઓ તદ્દન નબળા થઈ ગયા. તેથી હવેથી પેશવાઓનો કારભાર આપવામાં આવશે. શાહૂ ઇ. સ. ૧૭૪૯માં મરી ગયો.

**બાળાજી વિશ્વનાથ પેશવા.**—બાળાજી વિશ્વનાથને જ્યારે પેશવાઈ મળી ત્યારે તેની ઉમર ૫૩ વર્ષની હતી. તે મૂળ જંજીરા સંસ્થાનમાં આવેલા શ્રીવર્ધન ગામનો હતો અને તેના વડવાઓ તે ગામની દેશમુખી અથવા દેસાઈગીરી કરતા. બાળાજીના પિતાએ ને દાદાએ શિવાજીની નોકરી કરી હતી. મુસલમાનોના ત્રાસથી તેના કુટુંબીઓ છત્રપતિની સરહદમાં આવ્યા. બાળાજીને વસુલાત, જગાત, લશ્કર, વગેરે ખાતામાં નોકરી મળી. તેણે કમાવીસદારી, સુબેદારી ને બક્ષીગીરી કરી હતી એમ જણાય છે. ઇ. સ. ૧૭૧૩માં તેની લાયકાત જોઈ શાહૂએ તેને પેશવાઈ આપી. બાળાજીએ શાહૂ માટે સેના ઉભી કરી. તેથી તેને સેનાકર્તાનો ખિતાબ મળ્યો. ઉપરાંત શાહૂએ બાળાજીને માળવા, ખાનદેશ ને કર્ણાટકમાં મરાઠી સત્તા સ્થાપવાની રજા આપી.

**"સ્વરાજ્ય"માં શત્રુઓનો નાશ**—શાહૂ પાસે પૂના ને સાતારા વચ્ચેનો મુલક હતો, તેથી પહેલાં તો બાળાજી વિશ્વનાથે તારાબાઇના પક્ષકારોને હરાવી રાજ્યને શત્રુઓથી સલામત કર્યું ને આખા મહારાષ્ટ્રમાં નવા રાજા શાહૂની આણ ફેરવી.

**મોગલો પાસેથી મળેલા હક્કો**—ઔરંગઝેબના મરણ પછી મોગલો દિલ્હી તરફ રવાના થયા ત્યારે દક્ષિણનો સુબેદાર મરાઠાઓનો પક્ષકાર હતો ને છ સુબાઓની ચોથાઈ ને સરદેશમુખી મોગલ અમલદારો વસુલ કરી છત્રપતિને ભરપાઈ કરે તેવો કરાર લખી આપવાની ઇચ્છા રાખતો હતો. પણ જ્યાં સુધી શાહૂ અને તારાબાઈ લડતાં બંધ ન થાય ત્યાં સુધી એવી યોજના કરવી નહિ એમ તેને દિલ્હીથી વઝીરની આજ્ઞા થતાં તે કાંઈ કરી શકયો નહિ. જ્યારે નિઝામ-ઉલ-મુલ્ક સુબેદાર તરીકે આવ્યો ત્યારે તેણે શાહૂ વિરુદ્ધ કોલ્હાપુરના રાજાનો પક્ષ લીધો. તેના પછી તેનો શત્રુ હુસેન અલીખાં સૈય્યદ દખ્ખણનો સુબેદાર થયો. પાદશાહ ફર્રુખસિયર આ વખતે સૈય્યદોનો નાશ કરવા પ્રયત્ન કરતો હતો તેથી નવા સુબેદારે શાહૂ રાજાનો પક્ષ સ્વીકાર્યો ને જ્યારે તે દિલ્હી જવા ઉપડયો ત્યારે પેશવા અને બીજા મરાઠી સરદારો મોટાં લશ્કર લઈ તેની સાથે ગયા. ત્યાં ફર્રુખસિયર પદભ્રષ્ટ થયો ને મરાઠાઓને ત્રણ સનદો મળી, ઇ. સ. ૧૭૧૮-૧૯.

**પાદશાહ તરફથી મળેલી ત્રણ સનદો***—આ ત્રણ સનદોથી (૧) શિવાજીના વખતમાં જેટલા મુલક ઉપર મરાઠી સત્તા હતી તે તમામ મુલક એટલે "સ્વરાજ્ય"નો મુલક ને (૨) ખાનદેશ, બરાડ. હૈદરાબાદ ને કર્ણાટકમાં મરાઠાઓએ મેળવેલો મુલક, શાહૂને મળ્યો. (૩) દખ્ખણના છ સુબાઓ, બિદર, બરાડ, ખાનદેશ, હૈદરાબાદ, બિજાપુર અને કર્ણાટક ઉપર શાહૂ પોતે પોતાના અમલદારો રાખી ચોથાઈ ને સરદેશમુખી પણ ઉઘરાવે એમ નક્કી થયું. (૪) આ હક્કો બદલ શાહૂ રાજાએ ૧૫૦૦૦ માણસો

---

* મરાઠાનો ઇતિહાસ લખનાર ગ્રાંટ ડફે આ અસલ સનદો જોઈ હતી.

રાખી દખ્ખણમાં મોગલ સત્તાનો બચાવ કરવા ને દસ લાખ રૂપીયાની વાર્ષિક ખંડણી ભરવા કબૂલ્યું. ઉપરાંત શાહૂએ કોલ્હાપુરના છત્રપતિને સંતાપવો નહિ ને (૫) પાદશાહે શાહૂની મા વગેરેને દખ્ખણ પાછાં જવા દેવાં, એ બીજી શરતો હતી.

આ હકકોથી શાહૂ પાદશાહનો ખંડિયો રાજા બન્યો. પણ બીજાં રાજ્યોની અપેક્ષાએ તે સ્વતંત્ર થયો. વળી મરાઠાઓને દખ્ખણમાં અગત્યના હકકો મળ્યા. એ હકકો બજાવવા તેમના સરદારો દખ્ખણના સુબાઓમાં જવા માંડ્યા ત્યારે મોગલ અમલદારો તેમની વિરુદ્ધ પડ્યા એટલે તેઓ મોગલ પ્રાંતો ઉપર જવા માંડ્યા.

**ચોથાઈ ને સરદેશમુખીનો અર્થ**—"સ્વરાજ્ય"નો અર્થ ઉપર આવી ગયો છે. ૭ સુબાઓનું ઉત્પન્ન કાગળ ઉપર રૂ. અઢાર કરોડનું મંડાતું. તેમાંથી ચોથાઈ એટલે ૨૫ ટકા ને સરદેશમુખી એટલે ૧૦ ટકા એટલે કુલ ૩૫ ટકા શાહૂને મળે ને બાકીનું ઉત્પન્ન મોગલો રાખે; ચોથાઈ ને સરદેશમુખી મોગલ અમલદારો નહિ પણ મરાઠી અમલદારો ઉઘરાવે; આ હક્ક બદલ છત્રપતિ મોગલાઈનો બચાવ કરે; એ ચોથાઈ ને સરદેશમુખીનું ખરું સ્વરૂપ છે.

**ચોથાઈ ને સરદેશમુખીની વાટણી. સરંજામી પદ્ધતિ**—ચોથાઈ ને સરદેશમુખી મરાઠી અમલદારોએ વસુલ કરવાની હતી તેથી બાળાજી પેશવાએ તે સંબંધી ઘણી અગત્યની ગોઠવણ કરી. એ ગોઠવણથી આખા હિંદમાં મરાઠી સત્તાની જમાવટ થઈ તેથી અહિં તેનું સામાન્ય સ્વરૂપ આપવું જોઈએ. સરદેશમુખી છત્રપતિ પોતે ખાતો ને વસુલ કરવા અધિકારીઓની નીમણોક પણ છત્રપતિ પોતે કરતો. ચોથાઈ ને સ્વરાજ્યનું ઉત્પન્ન રાજ્ય માટે જમા થતું. તેમાંથી થોડોક ભાગ છત્રપતિ પોતે પોતાના ખર્ચ માટે લેતો ને બાકીના ભાગો જુદા જુદા સરદારો વચ્ચે વહેંચી આપતો. આ ગોઠવણ પ્રમાણે પેશવા ખાનદેશમાં, સેનાપતિ દાભાડે બાગલાણ ને

ગુજરાતમાં, ને "સેનાસાહેબ" ભોંસલે બરાડમાં ચોથાઈ ઉઘરાવવા લાગ્યા. બીજા સરદારોને કોંકણ, કર્ણાટક, વગેરે ભાગોમાં ચોક્કસ હિસ્સાઓ આપવામાં આવ્યા. દરેક સરદારને પોતાને આપેલા મુલકમાં મુલ્કી ને લશ્કરી વહિવટ કરવો પડતો, હિસાબ છત્રપતિને નિયમસર મોકલવો પડતો, ને દેવસ્થાન, જાગીર, વગેરે કાયમ રાખવાં પડતાં. તેને પરરાજ્યો સાથે છત્રપતિ કે પેશવાની પરવાનગી સિવાય કોઈ વ્યવહાર કરવાની છુટ નહોતી. જ્યારે છત્રપતિ ને પેશવા નબળા થયા ત્યારે આ સરદારો બળવાન્ થઈ પડ્યા ને સ્વચ્છંદથી વર્તવા લાગ્યા. તેમની સરદારી વંશાનુગત થઈ ગઈ. તેથી મરાઠી સત્તા નબળી થઈ ગઈ. પણ શરૂઆતમાં સરંજામી પદ્ધતિથી મરાઠી સત્તાનો ઘણો વિસ્તાર થયો.

**બાળાજીનું મૃત્યુ. તેની યોગ્યતા**—પેશવા દિલ્હીથી પાછો આવ્યો કે તુરત મરી ગયો, ઇ. સ. ૧૭૨૦. તે મોટો મુત્સદ્દી હતો ને હિસાબી ને મ્હેસુલી ખાતામાં ઘણો કુશળ હતો. પણ તેનામાં બહુ દીર્ઘ દૃષ્ટિ નહોતી. જો તે દીર્ઘદૃષ્ટા હોત તો સરંજામી પદ્ધતિનો વિકાસ કરી મરાઠી સત્તાના વિનાશનાં બીજ વાવી ગયો હોત નહિ. શાહૂ પોતે પાદશાહના ખંડિઆ રાજા તરીકે રહેવા માંગતો હતો, જ્યારે બાળાજીને સ્વતંત્ર સત્તા સ્થાપવી હતી. પણ તે શાહૂ વિરુદ્ધ ગયો નહિ. એ વખતે શાહૂ પોતે રાજ્યકારભાર જોતો. તેથી બધા દોષોને માટે પેશવાને જવાબદાર ગણવો યોગ્ય નથી.

# પ્રકરણ ૫મું

## પહેલો બાજીરાવ, ઇ. સ. ૧૭૨૦–૧૭૪૦.

**પહેલો બાજીરાવ પેશવા, ઇ. સ. ૧૭૨૦–૧૭૪૦**—બાળાજી પછી તેનો મોટો પુત્ર બાજીરાવ બાવીસમે વર્ષે પેશવા થયો. બાજીરાવ મુખ્યત્વે યોદ્ધા હતો. તેના ઉપર બીજા સંસ્કારો પડી શક્યા નહોતા. તે લંપટ હતો. મસ્તાનીના રૂપમાં તે મોહ પામી ગયો ને મરણ સુધી તે મુસલમાન બાઈ

તેની સાથે રહી. તે પોતાની સ્ત્રી ને પોતાનાં છોકરાં પ્રત્યે બેદરકાર રહ્યો, ને તેમની બધી દેખરેખ તેનો નાનો ભાઈ ચિમાજી રાખતો. બાજીરાવ બીન-અનુભવી ને ઉતાવળીઓ હોવાથી શાહૂને તેનો પૂરતો ભરોસો નહોતો, પણ તેના પક્ષકારોએ છત્રપતિ આગળ પેશવાના પક્ષને ઠેઠ સુધી સતેજ રાખ્યો. તેથી બાજીરાવ ઉત્તર હિંદમાં મરાઠી સત્તા સ્થાપી શકયો. એ વખતે શાહૂના દરબારમાં બે પક્ષો હતાઃ—(૧) શ્રીનિવાસરાવ પ્રતિનિધિનો દખ્ખણી પક્ષ. (૨) પેશવાનો હિંદુસ્તાની પક્ષ. પહેલો પક્ષ એમ કહેતો કે પ્રથમ દખ્ખણમાં નિઝામશાહીનો પરાજય કરી શાહૂએ હિંદુસ્તાન લેવો. બીજો પક્ષ એમ કહેતો કે પાદશાહીને તોડવી એટલે આપોઆપ સુબેદારો મરાઠી સત્તા નીચે આવી જશે. "ઝાડનું થડ કાપી નાંખો એટલે ડાળીઓ એની મેળે નીચે પડશે." એક વાર ભર દરબારમાં બંને પક્ષો વચ્ચે વાદ થયો. તેમાં શાહૂ રાજાએ બાજીરાવના પક્ષને અનુમોદન આપ્યું ને બાજીરાવને કહ્યું કે "તું તારા બાપથી પણ સવાયો થઈશ અને ભગવો ઝંડો ઠેઠ હિમાલય સુધી સ્થાપીશ."

*નિઝામ ને મરાઠાઓ—બાજીરાવનો ખરો પ્રતિસ્પર્ધી પ્રતિનિધિ નહિ પણ નિઝામ હતો. નિઝામ–ઉલ–મુલ્કે સૈય્યદોના પક્ષકારોને હરાવી માર્યા હતા. તે આપણે ઉપર જોઈ ગયા. તે પછી બંને સૈયદ ભાઈઓનો નાશ થયો ને દિલ્હી મુકામે નિઝામનો પક્ષ જોરમાં આવ્યો. તેથી દક્ષિણમાં નિઝામે શાહૂ વિરુદ્ધ કપટ રમવાનું શરૂ કર્યું. પહેલાં તો તેણે મરાઠા અમલદારોને ચોથાઈ ઉઘરાવતા બંધ કર્યા. પછી તેણે કોલ્હાપુરના રાજાને પોતાના પક્ષમાં લીધો. પણ મરાઠાઓથી હારી જતાં તે શાંત થયો. નિઝામે કર્ણાટક તાબે કરવા પ્રયત્નો કરવા માંડ્યા. તેથી બાજીરાવે ગુજરાત ને માળવા ઉપર ચઢાઈ કરી. બાજીરાવે નિઝામને હરાવ્યો એટલે નિઝામે તહ લખી આપ્યું. તે તહથી મરાઠાઓને છ સુબાઓની ચોથાઈ ને સરદેશમુખી પોતાના અમલદારો મારફત ઉઘરાવવાની પરવાનગી મળી ને નિઝામે કોલ્હાપુરનો પક્ષ છોડી દીધો.

---

* આ વિષયનું વર્ણન મોગલ વિભાગમાં મહમ્મદશાહના અમલમાં સવિસ્તર કરવામાં આવ્યું છે.

દખ્ખણની ખટપટથી પરવારતાં નિઝામે બાજીરાવને માળવા ને ગુજરાતમાં સતાવવાની ખટપટ શરૂ કરી. પણ ભોપાળ પાસે તે હારી ગયો એટલે મરાઠાઓ ગુજરાતમાં ને માળવામાં નિર્ભય બન્યા, ઈ. સ. ૧૭૨૦–૧૭૩૮.

**ગુજરાતમાં દાભાડેની હાર અને ગાયકવાડના રાજ્યની સ્થાપના**—પૂના પાસે તળેગાંવનો એક પટેલ દાભાડે કુટુંબનો આદિપુરુષ થાય. શિવાજી ને સંભાજીના વખતમાં તેનું કુટુંબ પ્રસિદ્ધિમાં આવ્યું ને રાજારામે તેને તળેગાંવ ઈનામમાં આપ્યું. તેના પુત્ર ખંડેરાવને "સેનાખાસખેલ" બનાવ્યો ને સેનાપતિની જગ્યા આપી. આ ખંડેરાવે ગુજરાત પ્રાંતમાંથી મોગલોને કાઢી મૂકવાનું બીડું ઝડપ્યું. પણ તેનો પુત્ર ત્ર્યંબકરાવ દાભાડે ને પિલાજી ગાયકવાડ મોગલો સાથે રહી પેશવા વિરુદ્ધ ખટપટ કરતા ને તેમણે ગુજરાતના કારભારમાં પેશવાઓની દરમ્યાનગીરી સ્વીકારવાની ના પાડી. તેથી પેશવાના ભાઈ ચિમાજી આપ્પાએ ગુજરાત ઉપર સવારી કરી તેના સુબેદાર પાસેથી ચોથાઈ લખાવી લીધી. આથી દાભાડે ચીડાઈ ગયો. તેથી શાહૂએ તેને શિક્ષા કરવા બાજીરાવને મોકલ્યો. ડભોઈ આગળ ઈ. સ. ૧૭૩૧માં ત્ર્યંબકરાવ દાભાડે ને બાજીરાવ વચ્ચે લડાઈ થઈ. તેમાં ત્ર્યંબકરાવ માર્યો ગયો. શાહૂએ હવે સમાધાન કર્યું કે ગુજરાતનો કારભાર સેનાપતિએ ને ગાયકવાડે પેશવાની દેખરેખ નીચે ચલાવવો. પણ નવો સેનાપતિ દાભાડે નમાલો હોવાથી પિલાજી ગાયકવાડ ગુજરાતમાં બળવાન થયો. મહારાજા શાહૂએ તેને "**સેનાખાસખેલ**" બનાવ્યો. હજુ પણ મહારાજા ગાયકવાડ સરકાર આ ઈલ્કાબ ધારણ કરે છે.

**જંજીરાના સિદ્દીઓ**—જંજીરાનો સિદ્દી પેશવાના ને શાહૂના* ગુરુ બ્રહ્મેંદ્રસ્વામીને હેરાન કરતો હતો. સિદ્દીનો પરાજય કરવા મરાઠાઓ હમેશ આતુર હતા. સ્વામીનું માત્ર બ્હાનું મળ્યું. તેથી જંજીરામાં ગાદી માટે ખટપટ થતાં મરાઠાઓ વચમાં પડ્યા. પણ સિદ્દીને અંગ્રેજ, ફિરંગી ને મોગલોની મદદ હોવાથી, તેનો પૂરો પરાભવ થઈ શક્યો નહિ.

---

* બ્રહ્મેંદ્ર સ્વામી પાસે ઘણું નાણું હતું તે નાણા ઉપર પેશવાની સવારીઓ નભતી.

**ફિરંગીઓ સામે લડાઈ ને વસઇનો કબજો**—મરાઠાઓને પશ્ચિમ કિનારા ઉપર પોતાનો સંપૂર્ણ હક્ક સાબુત કરવો હતો. પણ એ કિનારા ઉપર ફિરંગીઓનું ઘણું જોર હતું. ગોવાના ફિરંગી ગવ્હર્નરે એક મરાઠી સરદારને ધાર્મિક ન્યાયાધીશી–"Inquisition"–આગળ ખડો કર્યો હતો ને જાગીર ખાલસા કરી હતી તેથી એ સરદારે બાજીરાવની મદદ માંગી. તુરત મરાઠાઓએ થાણા ને સાષ્ટી સર કર્યાં ને ૧૭૩૯માં ચિમાજી આપ્પાએ ઘોર સંગ્રામ પછી વસઈ બંદર પડાવી લીધું. આ લડાઇથી મરાઠાઓને ઘણો દારૂગોળો, ઘણો ખજાનો ને વિશાળ મુલક મળ્યાં.×

**નિઝામનો પરાજય**—હૈદરાબાદનો નિઝામ કરાર મુજબ વર્તતો નહોતો તેથી બાજીરાવે તેના મુલક ઉપર સવારી કરી. પરિણામે મરાઠાઓને કેટલોક મુલક મળ્યો.

**ગુજરાત. માળવા. બુંદેલખંડ. દિલ્હી**—બાજીરાવે માળવા ને બુંદેલખંડમાં મરાઠી સત્તા કેવી રીતે સ્થાપી તથા ગુજરાતમાં મરાઠાઓ કેમ આવી શક્યા તે મોગલ વિભાગમાં જણાવી દીધું છે.

**બાજીરાવ ને નાદિરશાહ**—નાદિરશાહની સવારી વખતે બાજીરાવનો વિચાર એવો હતો કે અંદર અંદરની તકરારો એક બાજૂ મૂકી દઈ પરદેશી શત્રુને મહાત કરવો. પણ નિઝામ ને તેના પક્ષની ખટપટથી તે કાંઈ કરી શકયો નહિ.

---

× બ્રહ્મેંદ્રસ્વામીને લખેલા એક કાગળમાં ચિમાજીએ વસઇના વિજયને રામચંદ્રજી અને વાનરોએ કરેલા લંકાના વિજય સાથે સરખાવ્યો છે: "ज्यां प्रकारें वानराकरनी लंका घेवविली, त्या प्रकारें हे गोष्ठ झालि...जे सेवक हे पराक्रम पाहत असतील, त्यांचे जन्म धन्य आहेत. जे कामास आले ( મરી ગયા ) त्यांनी तो हा लोक व परलोक साधिला × × सारांश, हे तर्तूद × + या समयांत हे हिंमत, हे गोष्ठ, मनींही कल्पवत नाहीं. हीं कर्में ईश्वर समान आहे. અર્થ—વાનરોએ લંકા લીધી તેવી વાત અહિં બની. જેઓએ આ પરાક્રમ જોયું તેમનો જન્મ ધન્ય થયો. જેઓ લડાઈમાં મરી ગયા તેઓએ તો આ લોકને પરલોક બંને સાધ્યાં. ટુંકામાં આ સમયમાં આવી હિંમત, આવાં પરાક્રમ, કલ્પનામાં પણ ન આવી શકે. આવાં કર્મો ઈશ્વરસમાન છે.

**નાગપુરના ભોંસલેઓ**—બાજીરાવના વખતમાં કેટલાંક મરાઠી કુટુંબો આગળ આવ્યાં તેમાં નાગપુરનો ભોંસલે રાજા મુખ્ય હતો તેણે શિવાજી, સંભાજી, ને રાજારામના વખતમાં નોકરી કરી હતી ને રાજારામે તેને સેનાસાહેબસુબાનો ખિતાબ આપી બરાડ મોકલ્યો હતો. તેના વંશજે નાગપુર તાબે કરી ત્યાં રાજધાની કરી ને ગોંડવન, ઓરિસ્સા, કટક, બંગાળા ને બિહારના પ્રાંતો ઉપર ચઢાઈઓ કરવા માંડી. ભોંસલેઓ છત્રપતિઓના કુટુંબીઓ હતા. તેથી તેમને પેશવાઓ સાથે બનતું નહિ.

**વડોદરાના ગાયકવાડો**—એમ કહેવાય છે કે કોઈ કિલ્લેદારે એક મુસલમાન કસાઈની પાસેથી ગાયોને બચાવી લીધી. તે વખતે ગાયોએ કોટના કવાડ–કમાડમાં આશરો લીધો. તેથી તે સરદારે ગાયકવાડનું નામ ધારણ કર્યું. તેના વંશજ પિલાજીએ ગુજરાતમાં ગાયકવાડની ગાદી સ્થાપી. ગાયકવાડોની રાજધાની પહેલાં નવસારી પાસે સોનગઢના કોટમાં હતી પણ પાછળથી વડોદરા રાજધાની થયું.

**ઈંદોરના હોળકરો**—હોળકરના વંશજો હોળ નામના ગામમાં રહેતા તેથી "હોળકરો" કહેવાયા. હોળકર મલ્હારરાવનો બાપ તેના ગામનો ચૌધરી હતો. તે મલ્હારને ત્રણ વર્ષનો મૂકી મરી ગયો તેથી તેની વિધવા ખાનદેશમાં પોતાના ભાઈ પાસે રહેવા ગઈ, ને મામા સાથે મલ્હારરાવ સિપાહગીરી કરવા લાગ્યો. તે બીજા પેશવા બાજીરાવની નીચે માળવા ને ઉત્તર હિંદમાં વિખ્યાતિ પામ્યો. ઈંદોરના હોળકર મહારાજાના વંશનો તે મુખ્ય પુરુષ થાય.

**ગ્વાલિયરના શિંદેઓ અથવા સિંધિઆઓ**—શિંદેઓ મૂળ સંદક રજપુતો કહેવાતા ને સતારા પાસે એક ગામની પાટિલગીરી કરતા. રાણોજી શિંદેનો બાપ પેશવા બાળાજી વિશ્વનાથનો પદરી હતો ને બાજીરાવના લશ્કરમાં રાણોજી પોતે પેશવાના જોડા સાચવતો. એ ગ્વાલિયરના સિંધિઆ મહારાજની ગાદીનો સ્થાપક થાય.

**બાજીરાવ પેશવાનું મરણ. તેના કારભાર ઉપર કેટલીક ટીકાઓ**—બાજીરાવ પેશવા ઇ. સ. ૧૭૪૦માં નર્મદાકાંઠે મરી ગયો. બાજીરાવ વિષે કેટલુંક વિવેચન આપણે ઉપર કરી ગયા છીએ. તે તીખા સ્વભાવનો હતો. કારભાર કરવામાં અને હિસાબી કામકાજમાં તે સમજતો નહિ. માળવા, ગુજરાત ને બુંદેલખંડનાં પ્રકરણોમાં તેણે પોતાની શક્તિ ખરચી નાંખી ને કર્ણાટક ઉપર જોઇતું લક્ષ આપ્યું નહિ. શાહૂના દરબારીઓને તે કદિ પ્રસન્ન કરી શકયો નહોતો. કેટલાએક લેખકો તેને માત્ર લુટારૂઓનો સરદાર કહી વગોવે છે. પણ તે વર્ણન બરાબર નથી, કારણ કે તે વખતે મરાઠાઓ એજ રીતે લડતા. બાજીરાવે ઘણી લડાઈઓ કરી. પણ તેણે કોઈ વાર પોતાની પ્રજાપર, ત્રાસ વર્તાવ્યો નહિ. બધા સરદારો બાજીરાવને ધિક્કારતા. માત્ર શિંદે ને હોળકર બાજીરાવને ચહાતા. બાજીરાવે તાબે કરેલા મુલકોના કારભારની પૂરતી વ્યવસ્થા કરી નહિ. તેણે લશ્કરની વ્યવસ્થામાં કાંઈ સુધારો કર્યો નહિ. તેને તો રાજ્યનો વિસ્તાર જેમ બને તેમ વધારવો હતો. પરિણામે નિઝામ આગળ બાજીરાવ તદ્દન ઝાંખો પડી જાય છે. બાજીરાવના કારભારનો એક ગુણ અહિં યાદ રાખવાની જરૂર છે. તેને મન બ્રાહ્મણો ને બ્રાહ્મણેતરો, બધા સરખા હતા ને તેના અમલ દરમ્યાન મરાઠા કુટુંબો સારી પ્રસિદ્ધિમાં આવી શક્યાં. મુસલમાનો પણ બાજીરાવને ચાહતા. મસ્તાની* ઉપરના બાજીરાવના મોહ વિષે આગળ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેણે મસ્તાનીથી થએલા પુત્રને હિંદુ સમાજમાં દાખલ કરાવવા ઘણી મહેનત કરી હતી. બાજીરાવ પૂનામાં શનવારવાડો બંધાવતો ગયો.

---

* બુંદેલ રાજા છત્રસાલે બાજીરાવને મસ્તાની આપી હતી.

# પ્રકરણ ૬ઠ્ઠું

## સામ્રાજ્યની સ્થાપના ને પાણીપતનું યુદ્ધ, ત્રીજો પેશવા બાળાજી બાજીરાવ, ઈ. સ. ૧૭૪૦–૧૭૬૧.

**ત્રીજો પેશવા નાના સાહેબ અથવા બાળાજી બાજીરાવ, ઇ. સ. ૧૭૪૦–૧૭૬૧**—બાજીરાવ પેશવાને બે પુત્રો હતા. (૧) બાળાજી (૨) રઘુનાથરાવ અથવા રાઘોબા. બાળાજીની વિરુદ્ધ એક મોટો પક્ષ હતો. પણ શાહૂને તેના કુટુંબ ઉપર વિશ્વાસ અને પ્રીતિ હોવાથી બાળાજીને પેશવાઈ મળી. એ વખતે તેની ઉમર માત્ર ઓગણીસ વર્ષની હતી.

બાળાજીના કારભારના બે વિભાગો થઈ શકે:-(૧) ૧૭૪૦-૧૭૪૯ એટલે શાહૂના મરણ સુધી (૨) ૧૭૫૦-૧૭૬૧. આ વખતે બાળાજીએ સ્વતંત્રપણે કારભાર કર્યો.

**માળવા ને બુંદેલખંડની કાયમ વ્યવસ્થા**—પાદશાહે બાજીરાવને માળવાની સુબેદારી માટે વચનો તો આપ્યાં હતાં પણ નિઝામ તેની વિરુદ્ધ હતો. તેથી બાળાજીએ માળવા ઉપર સવારીઓ મોકલી. આ વખતે માળવામાં જયપુરનો રાજા જયસિંહ સુબેદાર હતો. તે બાજીરાવનો મિત્ર હતો. તેથી તેની મદદથી મરાઠાઓ માળવામાં ઘુસ્યા. બાળાજીએ માળવા, ગુજરાત ને બુંદેલખંડના કારભાર માટે કાયમ વ્યવસ્થા કરી અને પવાર, શિંદે ને હોળકરના જુદા જુદા ભાગો નક્કી કર્યા.

**બાળાજી અને રઘુજી ભોંસલે**—નાગપુરવાળો રઘૂજી ભોંસલે બાહોશ સરદાર હતો. તે પેશવાનો દુશ્મન હતો ને કર્ણાટક, બંગાળા ને બિહાર ઉપર હુમલાઓ કરી ઘણો પૈસાદાર થયો હતો. તેની સામે બંગાળાના સુબાએ ને મોગલ પાદશાહે પેશવાની મદદ માંગી. તેથી બાળાજી બંગાળામાં ઠેઠ મુર્શીદાબાદ સુધી લશ્કર લઈ ગયો. રઘૂજી યુદ્ધકળામાં પેશવાથી ચઢી

જાય તેવો હતો. પણ પેશવા રાજ્યખટપટમાં તેને હઠાવે એવો હતો. અંતે શાહૂ વચ્ચે પડયો ને બંને વચ્ચે સમાધાન થયું. આ કરારથી રઘૂજી ભોંસલે બંગાળા, બિહાર, બરાડ અને ઓરિસ્સા સંબંધી સ્વતંત્ર થયો. તેણે ઉત્તર હિંદુસ્તાનની ખટપટોમાં દરમ્યાન ન થવાનું પેશવાને વચન આપ્યું.

**કર્ણાટકનું પ્રકરણ**—વાચકને યાદ હશે કે તાંજોરમાં પણ મરાઠી રાજ્ય હતું. બાળાજીના વખતમાં ત્યાંના રાજા ઉપર કર્ણાટકના નવાબે સવારી કરી તેથી તેણે પોતાના ભાયાત શાહૂની મદદ માંગી. તુરત શાહૂએ રઘૂજીને મોકલ્યો. તેણે નવાબના જમાઇ ચંદાસાહેબને કેદ કરી સાતારા મોકલી આપ્યો, ઈ. સ. ૧૭૪૦–૧૭૪૧. ચંદાસાહેબના કુટુંબને પોંદિચેરિના ફ્રેંચ ગવ્હર્નરે આશરો આપ્યો હતો. તેથી રઘૂજીએ તેના ઉપર પણ ચઢાઇ કરી પણ તે ચતુર ને બાહોશ ફ્રેંચે રંગીલા મરાઠી સરદારને ફ્રેંચ દારૂથી સંતોષી પાછો કાઢયો. જ્યારે નિઝામે બીજી વાર કર્ણાટક ઉપર લશ્કર મોકલ્યું ત્યારે શાહૂએ બાજીરાવના પિત્રાઈ સદાશિવરાવ ભાઉને કર્ણાટક મોકલ્યો. તેણે તે તરફના નાનાં મોટાં રાજ્યો પાસેથી ખંડણી ઉઘરાવી.

**પેશવા અને હૈદરાબાદ સંસ્થાન**—ઈ. સ. ૧૭૪૮માં નિઝામ મરી ગયો. તે પછી બીજો કર્ણાટક વિગ્રહ થયો. પરિણામે હૈદરાબાદ મુકામે ફ્રેંચોની વગ ઘણી વધી પડી. બાળાજી પેશવાનો વિચાર એવો હતો કે ફ્રેંચોને પોતાના પક્ષમાં કે નોકરીમાં લઈ નિઝામીને ડૂબાવવી. પણ ફ્રેંચો વફાદાર નોકરો હતા, તેથી પેશવા આ ખટપટમાં ફાવ્યો નહિ. તેની બીજી ખટપટ એ હતી કે હૈદરાબાદની ગાદી નિઝામના મોટા પુત્રને અપાવવી. પણ તેને ઝેર દઈને મારી નાંખવામાં આવ્યો એટલે એ વિષયમાં પણ બાળાજી ફાવી શકયો નહિ. હવે તેણે નિઝામના બીજા પુત્રનો પક્ષ લીધો; પણ ગાદીએ આવ્યા પછી તેણે પોતાના બાપનું ધોરણ પસંદ કર્યું અને તે પણ મરાઠાઓની વિરુદ્ધ વર્તવા લાગ્યો.

**ઉદ્દગીરનું યુદ્ધ**—મરાઠાઓ અને નિઝામ વચ્ચે વારંવાર લડાઈઓ થયાં કરતી. મરાઠાઓએ અહમદનગરના કિલ્લેદારને લાંચ આપી તે શહેર સર

કર્યું ને પછી સદાશિવરાવ ભાઉએ નિઝામના લશ્કરને ઉદ્‌ગીર આગળ ઇ. સ. ૧૭૬૦માં સખ્ત હરાવ્યું. નિઝામે લાચાર થઈ મરાઠાઓને રૂ. ૬૨ લાખના ઉત્પન્ન જેટલો પ્રદેશ આપ્યો ને સુલેહ કરી. આ વિજયથી અસીરગઢ, બર્હાનપુર, દૌલતાબાદ, બિજાપુર ને અહમદનગરના પ્રાંતો મરાઠાઓના કબજામાં આવ્યા.

**બાળાજી અને ગાયકવાડ**—ગુજરાતની ચોથાઈ માટે પેશવા બાજીરાવ અને દાભાડે વચ્ચે ચાલેલી તકરારો વિષે આપણે ઉપર કેટલુંક વિવેચન કરી ગયા છીએ. ડભોઈની લડાઈમાં દાભાડે માર્યો ગયો એટલે તેનો ભાઈ સેનાપતિ થયો. પણ તે નમાલો હતો. તેથી ગુજરાતમાં પિલાજી ગાયકવાડ ને તેનો પુત્ર દમાજી જોર ઉપર આવ્યા. પણ તેમની સાથે જુની તકરારો તો કાયમ રહી. દાભાડેની મા પ્રતાપી સ્ત્રી હતી. તેણે પેશવા વિરુદ્ધ ખટપટ કરી, ને દમાજી પોતે દખ્ખણમાં મોટું ગુજરાતી સૈન્ય લઈ ઉતરી પડ્યો. પણ તેની હાર થવાથી તેણે ગુજરાતની ચોથાઈ સંબંધી પેશવાના મનનું સમાધાન કર્યું ને પેશવાએ ગુજરાતમાંથી મોગલોને નસાડી મૂકવાનું વચન આપ્યું. આ સમાધાન પછી ગુજરાતમાં ને કાઠિયાવાડમાં મરાઠાઓએ કાયમ કાબુ મેળવ્યો.

**આંગ્રેનો પરાજય. પેશવાની ગંભીર ભૂલ**— કોંકણમાં તુળાજી આંગ્રે તારાબાઈનો પક્ષ કરતો હતો. તેથી અંગ્રેજોની મદદ લઈ બાળાજીએ તુળાજીનો પરાજય કર્યો, ઇ. સ. ૧૭૫૫. તે પછી અંગ્રેજ સરદારો વૉટ્સને ને ક્લાઈવે તેની રાજધાની લઈ લીધી ને તુળાજીને કેદ કર્યો. પરિણામે કોંકણના કિનારા ઉપર મુંબઈવાળા અંગ્રેજો ફાવી ગયા, ને વીસ વર્ષ પછી તેઓ મુંબઈ ઇલાકામાં રાઘોબાનો પક્ષ લઈ મરાઠાઓ સામે લડ્યા. બાળાજી પેશવાએ આંગ્રેનો નાશ કરવામાં મોટી ભૂલ કરી.

**પેશવાઈ માટે બાળાજીના વંશમાં કાયમની સનદ**—શાહૂ રાજા અપુત્ર હતો. પેશવાનો એવો વિચાર હતો કે શાહૂ કોલ્હાપુરના રાજા સંભાજીને દત્તક લે ને તેને ગાદીનો વારસ ઠરાવે, જેથી બંને રાજ્યો એકત્ર

થાય ને કોલ્હાપુરની તારાબાઈની ખટપટ સમૂળગી ટળી જાય. પણ શાહૂને સંભાજી ગમતો નહોતો. વળી શાહૂની સ્ત્રીનો વિચાર ભોંસલેને દત્તક લઈ પેશવાની સત્તાનો નાશ કરવાનો હતો. રાજકુટુંબની આ ખટપટમાં એક વાર શાહૂ રાજાએ બાળાજી પેશવાને નોકરીમાંથી રજા આપી હતી. પણ તે જગ્યા કોઈ લઈ શકે તેમ ન હોવાથી ફરીથી તેને પેશવાઈ મળી ને તે હોદ્દો તેના વંશમાં કાયમ રહે એવો બંદોબસ્ત કરવામાં આવ્યો. હવે શાહૂએ તારાબાઈના પુત્ર શિવાજીના પુત્ર રામરાજાને વારસ તરીકે સ્વીકાર્યો. શાહૂ રાજા ઇ. સ. ૧૭૪૯માં મરી ગયો.

**શાહૂનો કારભાર**—શાહૂના વખતમાં મરાઠી સત્તા ઉત્તર હિંદમાં ફેલાઈ. શાહૂ મોગલ છાવણીમાં રહી મોજશોખી થઈ ગયો હતો. પણ તે કાંઈ નમાલો નહોતો. હરામખોરોને સજા કરવામાં અને લાયકની કદર કરવામાં તે કદિ ચૂકતો નહિ. માત્ર એક જ વાર તે લડવા માટે બહાર નીકળેલો. પણ તે બીકણ ને આળસુ નહોતો. તેનાથી બધા અમલદારો ડરતા. તે રાજ્યકારભારમાં પૂરતું લક્ષ આપતો. તેનામાં એક પણ દુર્વ્યસન નહોતું. શાહૂ મોગલાઈથી સ્વતંત્ર થવા ઇચ્છિતો નહિ, કારણ કે ઔરંગઝેબની છાવણીમાં તેનો સારો સત્કાર થએલો—એટલો બધો તે કૃતજ્ઞ હતો. તે જુની પરિસ્થિતિનો નાશ કરવાની વિરુદ્ધ હતો. બ્રાહ્મણો ને બ્રાહ્મણેતરો, બધાને તે એકસરખા ગણતો. તે કુટુંબીઓ ઉપર ઘણી પ્રીતિ રાખતો ને અમલદારો, સરદારો ને પ્રજા, બધાંને પુત્રવત્ રાખતો. શાહૂ ફારસી, સંસ્કૃત ને મરાઠી ભાષાઓ સારી પેઠે જાણતો. પૂના સાતારા તેના વખતમાં મોટાં વિદ્યાધામ થયાં. શાહૂએ સાતારા બહાર શાહૂનગરની સ્થાપના કરી. મરાઠી બખ્ખરકારો* તેને "અજાતશત્રુ મહારાજ" કહી ગયા છે.

---

*जशी काशी तसें सातारा पुणें विद्यापीठ झालें. नीति न्यायें करून प्रजाचें पालनपोषन केलें. गरीब अनाथाचे ठायीं बहुत दया करून त्यांचे दुःख परिहार करावें, रयतेंस उपद्रव काही मात्र नाहीं, पर्जन्यवृष्टि यथाकाल होऊन पृथ्वीनें धान्यपीक बहुत द्यावें असे सुभिक्ष झालें.




એટલે કે, કાશી માફક પૂનાસાતારા વિદ્વાનાં ધામ બન્યાં. (શાહૂએ) નીતિન્યાયથી પ્રજાને પાળી, ગરીબ ને અનાથો ઉપર દયા કરી તેમનું દુઃખ દૂર કર્યું. તેના રાજ્યમાં રૈયતને કશો ઉપદ્રવ નહોતો. મેઘરાજા ઋતુસર આવતા. અનાજ સારૂં નીપજતું. બધે લીલાલ્હેર વર્તી રહ્યાં હતાં.

**ઉત્તર હિંદમાં મરાઠી સત્તાનો વિકાસ, ૧૭૫૦-૧૭૬૧**—દુઆબ, રોહિલખંડ, રજપુતસ્તાન, બંગાળા, બિહાર, ઓરિસ્સા, અને પંજાબમાં મરાઠાઓ કેવી રીતે આગળ આવ્યા ને પછી પાણીપતના સંગ્રામમાં તેઓ કેમ પરાજય પામ્યા તે આપણે મોગલ વિભાગમાં જોયું છે. આ વખતે રાઘોબાએ, શિંદે ને હોળકરે મારવાડ ને જયપુરમાં ખટપટ કરી મરાઠાઓ વિરુદ્ધ એક સબળ પક્ષ ઉભો કર્યો, તેથી રજપુતો મરાઠાઓ વિરુદ્ધ થઈ ગયા.

**રામરાજા છત્રપતિ, તારાબાઇ ને પેશવા**—રામરાજાએ બધો કારભાર પેશવાને આપી દીધો તેથી તારાબાઈ નાખુશ થઈ ગઈ. ૧૭૫૦માં તે વૃદ્ધ પણ ચતુર બાઈએ ચંપાષષ્ઠીને દિવસે રામરાજાને જમવાને બ્હાને પોતાની પાસે બોલાવી સાતારાના કિલ્લામાં કેદ કર્યો. તે પછી પેશવાઓ પૂનામાં રહી સ્વતંત્રપણે કારભાર કરવા લાગ્યા, છત્રપતિઓ ઇતિહાસથી અદૃશ્ય થઈ ગયા, અને પેશવાઓ કુલ સત્તા ઉપર આવી ગયા. તારાબાઈ પોતે પાણીપતના યુદ્ધ પછી તુરત મરી ગઈ. તે જ્યાં સુધી જીવી ત્યાં સુધી તેણે પેશવા તરફ ક્ષમાબુદ્ધિ દર્શાવી નહિ. પાણીપતના પરાજયથી પણ ખિન્ન ન થતાં તે ઉલટી હર્ષઘેલી થઈ ગઈ; એટલી તે સ્વાર્થી હતી. બાળાજી ઇ. સ. ૧૭૬૧માં ક્ષયથી મરી ગયો.

**બાળાજીના ગુણદોષ: તેનો કારભાર**—બાળાજી મુત્સદ્દી હતો. બાજીરાવના જેવી તેનામાં સિપાઇગીરી નહોતી. તે માત્ર રાજકીય હેતુ સાધવા માટે લસ્કર સાથે રહેતો; લડવા માટે નહિ. હિસાબ, મ્હેસુલ, રાજકારણ, અને ખટપટમાં તે એક્કો હતો. તે લંપટ હતો. પણ તેથી તે રાજકારણથી વિમુખ રહેતો નહિ. તમામ મરાઠી સરદારો તેનાથી ડરતા. તે ઝેરીલો હતો ઇ. સ. ૧૭૫૦ પછી તે ઉત્તર તરફ ગયો નહિ. ઉપરાંત આંગ્રેની કોંકણી સત્તાનો નાશ કરવામાં તેણે મોટી ભૂલ કરી. આ બે અપવાદો બાદ કરતાં રાજકીય પરિસ્થિતિ ઉપર તેનું લક્ષ ઉત્તમ રીતે રહી શકતું. બાળાજીનો વિચાર એવો હતો કે મરાઠાઓએ કાશી, પ્રયાગ, અયોધ્યા, બુદ્ધગયા, હરદ્વાર, વગેરે હિંદુ-

ઓનાં પવિત્ર સ્થળોનો કબજો લેવો, અયોધ્યાના નવાબ-વઝીરને બિહારમાં કાંઈક હિસ્સો આપવો, અંગ્રેજોને બંગાળામાંથી ને કોંકણમાંથી કાઢી મૂકવા, ને રોહિલ્લાઓનો નાશ કરી પાદશાહને મરાઠી રક્ષણ નીચે લેવો. પણ આ આકાંક્ષા ફળીભૂત થઈ નહિ. બાળાજી પેશવાએ પૂના પાસે ટેકરી ઉપર રાજમહેલ બંધાવ્યો ને પૂનાને મરાઠી રાજ્યની રાજધાની બનાવ્યું. તેણે યૂરોપિઅન પદ્ધતિ પ્રમાણે દારૂખાનાનો ઉપયોગ કરવાની શરૂઆત કરી ને મરાઠાઓને તે યુદ્ધકળામાં કેળવણી આપવાની પહેલ કરી. બાળાજીએ મ્હેસુલનો સારો બંદોબસ્ત કરાવ્યો હતો.

**સદાશિવરાવ ભાઉ**—આ વીર પુરુષ બાજીરાવના ભાઈ ચિમાજી આપ્પાનો પુત્ર થાય. તેણે ન્હાની ઉમરે કર્ણાટકની સવારી કરી ખ્યાતિ મેળવેલી. ઉદ્‌ગીરના વિજયમાં તે સેનાપતિ હતો. પાણીપતના સંગ્રામમાં તે માર્યો ગયો. ફ્રેંચોના ને અંગ્રેજોના તોપખાનાથી તે મુગ્ધ થઈ ગયો તેથી તેણે ઇબ્રાહીમખાં ગાર્દીને નોકરીમાં રાખી લીધો. ભાઉ હિસાબના કામકાજમાં ઘણો બાહોશ હતો.

**પાણીપતના યુદ્ધ ઉપર કેટલોક ઉપસંહાર**—પાણીપતના મેદાન ઉપર મરાઠી સૈન્યનો નાશ થયો તેની જવાબદારી માત્ર એક સદાશિવરાવ ભાઉને શિર નહોતી. પ્રથમ, રાઘોબાએ રોહિલખંડ ને પ્રયાગ, વગેરે કબજે કરેલા દેશનો કાંઈ બંદોબસ્ત કર્યો નહિ. બીજું શિંદે ને હોળકર જયપુર ને મારવાડની ખટપટમાં જુદા પડી કામ કરવા લાગ્યા. તેમણે રજપુત રાજાઓને વિરુદ્ધ કર્યા, તેથી પાણીપત વખતે મરાઠાઓને જાટ સિવાય બીજા હિંદુસ્તાનીઓએ મદદ કરી નહિ. યુદ્ધક્ષેત્ર ઉપર મરાઠાઓ ઉતાવળીઆ ને મરણીઆ થઈ ગયા. આ કારણોથી પાણીપત ઉપર તેમનો પરાજય થયો. છતાં આપણે એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે મરાઠાઓ ખરા હિંદીઓ તરીકે પરદેશી સાથે લડ્યા, જ્યારે નજીબખાં, શુજા, વગેરે મુસલમાનો શત્રુઓ તરફ રહી લડ્યા. પહેલાં એમ માનવામાં આવતું કે પાણીપતની હારથી મરાઠી સત્તાનો નાશ થયો. પણ આ માન્યતા ભૂલભરેલી છે. અલબત, પાણીપતની હારથી

થોડાંએક વર્ષો સુધી મરાઠી સત્તા દુઆબ આગળથી ખસી ગઈ. તેમ છતાં રજપુતસ્તાન, માળવા, ગુજરાત ને બુંદેલખંડમાં મરાઠાઓ પહેલાં જેટલા જોરદાર રહ્યા ને માધવરાવ પેશવાના વખતમાં તેઓ પાછા દિલ્હી ને આગ્રા આગળ વગ ધરાવતા થયા.

## પ્રકરણ ૭મું

## મરાઠાઓનો દિગ્વિજય ને કુસંપનો આરંભ અથવા પહેલો માધવરાવ પેશવા, ઈ. સ. ૧૭૬૧-૧૭૭૨.

**માધવરાવ પેશવા. કાકાભત્રીજા વચ્ચે અણબનાવ**—બાળાજી બાજીરાવ પછી તેનો પુત્ર માધવરાવ પેશવા થયો. એ વખતે તેની ઉંમર માત્ર સોળ વર્ષની હતી. તેથી તેનો કાકો રઘુનાથરાવ અથવા રાઘોબા દાદા-સાહેબ કારભાર કરવા લાગ્યો. રાઘોબાના મનમાં દગો હતો. તેને પોતાને પેશવાઇ જોઈતી હતી. તેથી કાકા ભત્રીજા વચ્ચે અણબનાવ થયો. રાઘોબાએ પેશવાના શત્રુઓ સાથે મિત્રતા કરી માધવરાવને કેદ કર્યો. પણ પેશવા કાકા કરતાં ઘણો ચાલાક હતો. તેણે શત્રુઓને મહાત કર્યા, શિંદે ને હોળકરને પોતાના પક્ષમાં લીધા. ને રાઘોબાને હરાવી તેને નાસિક પાસે રહેવા ફરજ પાડી. આ ઘરકંકાસથી માધવરાવ ઉત્તર હિંદમાં ને દખ્ખણમાં મનમાનતી બાજી રમી શક્યો નહિ.

**ભોંસલે, પેશવા ને નિઝામ**—પાણીપતના પરાજયનો ને પેશ-વાના ઘરકંકાસનો લાભ લઇ નિઝામે ઉદ્‌ગીરના યુદ્ધનું કલંક કાઢી નાંખવા પ્રયાસ કરવા માંડ્યા. પણ પેશવાએ નિઝામને હરાવ્યો એટલે તેણે સંધિ કરીને ભોંસલેનો ને રાઘોબાનો પક્ષ છોડી દીધો. નિઝામ સાથેનો આ કરાર બત્રીસ વર્ષો સુધી ચાલ્યો. ભોંસલેએ આ પછી પેશવા સાથે સુલેહ કરી.

**માધવરાવ અને હૈદરઅલી**—માધવરાવના વખતમાં હૈદરઅલી જોર ઉપર આવ્યો. તેણે કૃષ્ણા ને તુંગભદ્રાની વચ્ચેના પ્રદેશોને પોતાના

કબજામાં લેવાના પ્રયાસો કર્યા. આ પ્રદેશો શાહજીની જાગીરમાં હતા ને ત્યાં મરાઠી સરદારોની હકુમત ચાલતી. વળી હૈદર રાઘોબાનો પક્ષકાર હતો. તેથી માધવરાવે તેના ઉપર પાંચ સવારીઓ કરી. પહેલી ચાર સવારીઓમાં તે પોતે હાજર હતો પણ પાંચમી સવારીમાં ખરાબ તબીઅતને લઈને તેણે ત્ર્યંબકરાવ મામાને તે કામ સોંપ્યું. આ વખતે પટવર્ધન કુટુંબે પેશવાને ઘણી સારી મદદ કરી. લડાઈનો તમામ બોજો લગભગ તેમના ઉપર હતો. પહેલી સવારીમાં કાંઈ થઈ શક્યું નહિ. બીજી સવારીમાં પેશવાએ હૈદરને હરાવ્યો ને સાવનુર ને ધારવાડ કબજે કર્યાં. તેથી હૈદરે સુલેહ કરી, સાવનુર પેશવાને આપ્યું ને રૂ. ૩૨ લાખનો દંડ ભર્યો. ત્રીજી સવારીમાં હૈદરે પેશવાને રૂ. ૩૩ લાખનો દંડ ને કેટલાક મુલક આપ્યા. પણ હૈદરે કાકાભત્રીજાના કજીઆનો લાભ લઈ ચોથી વાર પેશવાના મુલકો લઈ લીધા. તેથી માધવરાવે ફરી તેના ઉપર ચઢાઈ કરી ને હૈદરનો લગભગ તમામ મુલક લઈ લીધો. છેવટે ઇ. સ. ૧૭૭૨માં શ્રીરંગપટ્ટણ પાસે હૈદરે સુલેહ કરી ને મરાઠાઓને શાહજીની બધી જાગીરો પાછી આપી દીધી.

**મરાઠાઓનો દિલ્હીમાં પુનઃ પ્રવેશ ને પાણીપતનું વેર—** મરાઠાઓના પાણીપતના પરાજય પછી દિલ્હી મુકામે જુદા જુદા પક્ષો વચ્ચે તકરારો ચાલ્યા કરતી હતી. ઘરકંકાસથી માધવરાવ ઉત્તર તરફ ધ્યાન આપી શક્યો નહિ. પણ કાકાથી સ્વતંત્ર થતાં તેણે બાપનું કામ હાથમાં લીધું.

પહેલાં પેશવાએ રાઘોબાને ઉત્તર તરફ મોકલ્યો. પણ તે ખાસ કાંઈ ન કરતાં તુરત પાછો આવ્યો, તેથી પેશવાએ મહાદજી શિંદેને ને તુકોજી હોળકરને ઉત્તર તરફ રવાના કર્યા. તેમણે ભરતપુરની ગાદીની તકરારમાં ભાગ લીધો ને જાટો પાસેથી ખંડણી વસુલ કરી. પછી તેમણે રોહિલ્લાઓ ઉપર ચઢાઈ કરી ને તેમનો મુલક કબજે કર્યો. ત્યાર પછી દિલ્હી સર કરી તેમણે અલ્લાહાબાદથી પાદશાહ શાહઆલમને રાજધાનીમાં પાછો બોલાવી તખ્ત ઉપર બેસાર્યો. આવી રીતે પાણીપત વખતનું બાકી રહેલું કામ માધવરાવે સમાપ્ત કર્યું. ઇ. સ. ૧૭૭૧.

**માધવરાવ પેશવાનું અકાળ મરણ**—માધવરાવ પેશવા ક્ષયના રોગથી ૧૭૭૨માં ભરજુવાનીમાં મરી ગયો. તેના મરણથી× પાણીપતના પરાજય કરતાં પણ મરાઠી સત્તાને વધારે નુકસાન થયું. શિવાજી પછી મહારાષ્ટ્રમાં તેના જેવો બાહોશ રાજ્યકર્તા કોઈ થયો નહોતો. કર્ણાટકમાં ને ઉત્તર હિંદમાં તેના બાપ નાનાસાહેબ પેશવાએ જે કામગીરી નહોતી કરી તે તેણે કરી બતાવી. માધવરાવ સ્પષ્ટવક્તા, શૂરો, પ્રમાણિક, કડક ને કૃતજ્ઞ રાજ્યકર્તા થઈ ગયો. તે છત્રપતિનો યોગ્ય બંદોબસ્ત કરવા માંગતો હતો. પણ રાઘોબાના વિરોધથી તે કામ પાર પાડી શક્યો નહિ. તેણે ગાયકવાડ, શિંદે, હોળકર ને ભોંસલેની સરદારીનો બંદોબસ્ત કર્યો. જો તે વધારે જીવ્યો હોત તો મરાઠી સત્તા વિશેષ બળવાળી થઈ શકત. તેણે અંગ્રેજો પાસેથી બંગાળા ને બિહાર, ને મુંબઈનો ટાપુ લેવાનો નિશ્ચય કરી રાખ્યો હતો ને આરમાર, તોપો ને દારૂખાનું બનાવવા માટે કારખાનાંઓ, વગેરે માટે બંદોબસ્ત કર્યો હતો. પણ તે ઝાઝું જીવ્યો નહિ. તેથી એ બધું અપૂર્ણ રહ્યું. માધવરાવે નવાં કુટુંબોને ને નવાં માણસોને રાજ્યની નોકરીમાં રાખ્યાં. નાના ફડનવીસ, અહલ્યાબાઈ, મહાદજી શિંદે, પટવર્ધનો, રામશાસ્ત્રી પ્રભુણે, વગેરે વિખ્યાત વ્યક્તિઓ તેના અમલમાં પ્રકાશમાં આવી શકી. તે ગુણજ્ઞ પેશવા હતો. માધવરાવ ઘણો કડક હતો ને પોતાની માને પણ કારભારમાં વચ્ચે આવવા દેતો નહિ. તે મરતી વખતે વસીયતનામું કરી રાઘોબાનો બંદોબસ્ત કરતો ગયો. પણ દુર્ભાગ્યે રાઘોબાએ તે પ્રમાણે વર્તવા ના પાડી.†

---

× ગ્રાંટ ડફની ઉક્તિ છે. "The plains of Panipat were not more fatal to the Maratha empire than the early end of this excellent prince."

† એમ કહેવાય છે કે એક વાર રામશાસ્ત્રી માધવરાવ પેશવાને મળવા ગયા. પેશવા સંધ્યાદિકર્મમાં રોકાયો હતો. તેથી શાસ્ત્રીજી ચાલ્યા ગયા. બીજી વાર મળવા આવતાં તેમણે માધવરાવને સ્પષ્ટ કહી દીધું કે પેશવાઓ બ્રાહ્મણો તો માત્ર જન્મથી છે; કર્મથી તો તેઓ ક્ષત્રિય છે; તેથી સ્નાન સંધ્યાદિ અનુષ્ઠાનમાં તેમણે ઝાઝો વખત કાઢવો જોઈએ નહિ. પેશવાએ આ શિક્ષા શિરસાવંદ્ય ગણી ને તે વખતથી તે પ્રમાણે વર્તવા બંધાયો. જ્યાં આવા રાજપુરુષો હોય ત્યાં જ રાજ્ય ટકી શકે છે.

# પ્રકરણ ૮ મું

## કુસંપનો ઉદય. પેશવા નારાયણરાવ, ઇ.સ. ૧૭૭૨-૧૭૭૩

**નારાયણરાવ પેશવા. રાઘોબાનું કારસ્તાન**—માધવરાવ પછી તેનો ભાઈ નારાયણરાવ સત્તર વર્ષની ઉંમરે પેશવા થયો, પણ તે સગીર હોવાથી રાજ્યનો કારભાર કાકો રાઘોબા (દાદા સાહેબ) કરવા લાગ્યો. રાઘોબાને પોતાને પેશવા થવું હતું તેથી શરૂઆતમાં તેણે હૈદર ને નિઝામ સાથે સંધિ કરી તેમના બધા મુલકો પાછા આપ્યા. પણ રાઘોબાનું ફિતુર પકડાઈ ગયું. તેને ફરી કેદ કરવામાં આવ્યો, જેનું પરિણામ ઘણુંજ ભયંકર આવ્યું, ઇ. સ. ૧૭૭૨-૭૩.

****પેશવાનું ખુન**—રાઘોબા ને તેની સ્ત્રી ખટપટી હતાં. તેમને કેદથી છુટા થવું હતું. પૂનામાં શનવારવાડામાં ગાર્દી લોકો (સિપાઈઓ)ના મુખીઓએ તેમને મદદ કરવા બીડું ઝડપ્યું તેમનો સંકેત એવો હતો કે નારાયણરાવને કેદ કરી રાઘોબાને પેશવા ને મુખ્ય કારભારી બનાવવો. નારાયણરાવ પોતે ઉતાવળીઓ, ઉદ્ધત ને દુર્જન હતો ને તેની પેશવાઈ કોઈને ગમતી નહિ. તેથી ઇ. સ. ૧૭૭૩માં ગણપતિઉત્સવને છેલ્લે દિવસે ગાર્દી લોકોએ શનવારવાડામાં દાખલ થઈ પેશવાને પકડયો ને કાકા રાઘોબાની હાજરીમાં મારી નાંખ્યો.

---

* ખુનની બાબતમાં પ્રખ્યાત ન્યાયાધીશ રામશાસ્ત્રીએ તપાસ કરી બધો દોષ કાકા રાઘોબા ઉપર મૂકયો. ગ્રાંટ ડફ, ને પારસનીસ ને કિંકેડના કહેવા પ્રમાણે રાઘોબાના પક્ષકારોએ તો પેશવાને પકડવાનો ગાર્દીઓને હુકમ આપેલો, પણ રાઘોબાની સ્ત્રી આનંદીબાઈએ કાગળના અક્ષરો ફેરવી નાંખ્યા ને તેથી પેશવાનું ખુન કરવામાં આવ્યું. રા. રા. ગોવિંદ સખારામ સરદેશાઇનો અભિપ્રાય એવો થાય છે કે આનંદીબાઈ આ બાબતમાં નિર્દોષ હતી ને ખરો ફેરફાર ગાર્દીના મુખીઓએ કર્યો હોય એમ જણાય છે. સરદેશાઈનો અભિપ્રાય વધારે સપ્રમાણ છે. કાગળમાં પેશવાને પકડવો ધરાવે એમ લખેલું. ગાર્દીના મુખીઓએ ધ નો મ કરી દીધો ને મરાવે "મારવો" એવો અર્થ કરી પેશવાનું ખુન કર્યું.

**રાઘોબા પેશવા**—નારાયણરાવના ખુનથી મરાઠી ઇતિહાસ જુદી દિશામાં પ્રવેશ કરે છે. પહેલાં તો પૂનાના મુત્સદ્દીઓએ રાઘોબાને પેશવાઈ આપી. પણ આ સ્થિતિ માત્ર થોડો વખત ચાલી. જ્યારે તેમને ખબર પડી કે નારાયણરાવની સ્ત્રી ગંગાબાઈ ગર્ભવતી છે ત્યારે મરાઠી મુત્સદ્દીઓએ કારભાર પોતાના હાથમાં લીધો, ને બાઈને પુરંદર મોકલી આપી. આ વખતે રાઘોબા કર્ણાટકમાં હતો. ખબર પડતાં તે તુરત પાછો ફર્યો. પણ રાઘોબા બીકણ હતો. તેથી તે ઉત્તર હિંદ ભાગી ગયો. ત્યાં શિંદેએ ને હોળકરે મદદ આપવા ના પાડી એટલે તે ગુજરાતમાં આવ્યો ને સુરત મુકામે તેણે અંગ્રેજો સાથે કરાર કર્યો, ઇ. સ. ૧૭૭૫.

## પ્રકરણ ૯મું

## મહારાષ્ટ્રની સત્તાનો અવધિ, અથવા પેશવા સવાઈ માધવરાવ, ઇ. સ. ૧૭૭૪-૧૭૯૫.

**પેશવા સવાઈ માધવરાવનો જન્મ**—પુરંદર મુકામે મર્હુમ પેશવાની સ્ત્રી ગંગાબાઈએ ઇ. સ. ૧૭૭૪માં પુત્રને જન્મ આપ્યો. તેનું નામ સવાઈ માધવરાવ રાખવામાં આવ્યું. સાતારાના છત્રપતિ રામરાજાએ તે બાળકને પેશવાઈનાં વસ્ત્રો આપ્યાં, એટલે પૂનાના મંત્રિમંડળમાં ફરી ઉત્સાહ આવ્યો ને તેમણે નવા પેશવાને નામે કારભાર કરવો શરૂ કર્યો. એ કારભારનો મુખ્ય પ્રમુખ નાના ફડનવીસ હતો.

---

**નોંધ**—નારાયણરાવની મા ગોપિકાબાઇ ઘણી બાહોશ ને માની બાઈ હતી. મોટો પુત્ર વિશ્વાસ પાણીપતમાં ગયો; વચલો માધવરાવ ભરજુવાનીમાં ગયો; સૌની નાનો નારાયણ ખુનીને હાથે અકાળ મરાયો; તેથી ગોપિકાબાઈ ખિન્ન થઈ સંસારથી નિવૃત્ત થઈ ને નાસીક પાસે પંચવટીમાં રહી ઘેરઘેર ભિક્ષા માંગી પોતાનું જીવન ગાળવા લાગી. મરાઠી ઈતિહાસમાં આવાં આવાં અનેક નરરત્નો ને નારીરત્નો જોવામાં આવે છે. ગુજરાતમાં તેમને વિષે જરા પણ ખબર નથી. શાળાઓમાં તો ક્યાંથી હોય?

**પહેલો મરાઠી વિગ્રહ**—રઘુનાથરાવે અંગ્રેજોની મદદથી આ કારભારને સંગ્રામમાં ઉતાર્યો તે આપણે અંગ્રેજી વિભાગમાં જોઈશું. તે સંગ્રામની સમાપ્તિ સાલબાઈના તહથી થઈ. એ વખતે નાના ફડનવીસના ને મહાદજી શિંદેના પ્રયાસોથી મરાઠાઓ અંગ્રેજોના રક્ષિત થતા બચ્યા.

**નાનાની મુશ્કેલીઓ**—નાના ફડનવીસના કારભારને માત્ર રાઘોબાનો ને અંગ્રેજોનો પરાભવ કરવાનો નહોતો. એક કનોજી બ્રાહ્મણ સદાશિવરાવ ભાઉને નામે બહાર પડયો હતો. પણ ખાતરી કરી તેને દેહાંતદંડ આપવામાં આવ્યો. ઉપરાંત, નાનાએ રાઘોબાના પક્ષકારોને કેદ કરી શત્રુપક્ષને નબળો પાડી નાંખ્યો ને નિઝામ, હૈદર વગેરેને કબજામાં રાખ્યા.

**નાના ફડનવીસની પૂર્વપીઠિકા**—મરાઠી ઇતિહાસના ઉત્તરાર્દ્ધ ભાગમાં ત્રીસ વર્ષ સુધી નાના ફડનવીસ રાજ્યતંત્રનો મુખ્ય ચાલક હતો એમ કહીએ તો કશી અતિશયોક્તિ નથી. આ પુરુષનું નામ બાળાજી જનાર્દન ભાનુ હતું ને તેનો જન્મ ઇ. સ. ૧૭૪૧માં થયો હતો. ભાનુ કુટુંબનો ને પેશવાના કુટુંબનો સંબંધ વંશાનુગત હોવાથી પહેલેથી નાનાસાહેબને પેશવાના બે પુત્રો સાથે સારી પેઠે પરિચય હતો. નાના કર્ણાટકની સવારીમાં ને પાણીપતની લડાઈમાં હાજર હતો. માધવરાવ પેશવાએ તેને ફડનીસી આપી ને જ્યારે તે પેશવા કર્ણાટક ગયો ત્યારે બધો કારભાર નાનાને સોંપતો ગયો. પણ ઠીક ન પડતાં નાનાએ તે જગ્યા છોડી દીધી. માધવરાવે તેને મરણ વખતે ખાસ વિશ્વાસમાં લીધો હતો.

**ટિપુ સુલતાન ને નાના**—નાનાએ ઇ. સ. ૧૭૮૫માં ટિપુ ઉપર લશ્કર મોકલ્યું, કારણ કે તેણે એક મરાઠી સરદાર ઉપર ચઢાઈ કરી હતી. ટિપુ હારી ગયો એટલે તેણે મરાઠાઓને કેટલોક મુલક આપ્યો ને રૂ. ત્રીસ લાખનો દંડ ભર્યો. ઇ. સ. ૧૭૯૦માં લૉર્ડ કૉર્નવૉલિસે ટિપુ સામે લડાઈ જાહેર કરી ત્યારે નાનાએ અંગ્રેજોની મદદે લશ્કરો મોકલ્યાં ને સુલેહ થઈ ત્યારે ટિપુએ મરાઠાઓને કૃષ્ણા ને તુંગભદ્રા વચ્ચેનો કેટલોક મુલક આપ્યો.

**મહાદજી શિંદેનો ઉદય**—આ વખતે મહાદજી શિંદે ઉદયમાં આવ્યો. રાણોજી શિંદેના ત્રણ પુત્રો ને એક પૌત્ર પાણીપતની સવારીમાં ખપી ગયા હતા અને ચોથો પુત્ર રજપુતો સાથે લડતાં માર્યો ગયો હતો. માત્ર એક જ પુત્ર મહાદજી શિંદે પાણીપતના મેદાનમાંથી ઘાયલ થઈ બચ્યો હતો, નહિતર શિંદેનું કુટુંબ નિર્વંશ જાત. રાઘોબા તેની વિરુદ્ધ હતો ને સરદારીનો હક તેને આપતો નહોતો, એટલે તેણે માધવરાવ પેશવાનો પક્ષ લીધો. તેથી માધવરાવ સ્વતંત્ર થયો ત્યારે તેણે મહાદજીને શિંદેની સરદારીનો વારસ બનાવ્યો. તે ઉત્તર હિંદ ગયો. પહેલા મરાઠી વિગ્રહમાં મહાદજીએ અંગ્રેજોને બાંહેધરી આપી એટલે હેસ્ટિંગ્સને તેના ઉપર પક્ષપાત થયો, ને અંગ્રેજો સાથે કરાર થયો ત્યારે મહાદજી શિંદે મુખ્ય મરાઠી સરદાર ને મુત્સદ્દી તરીકે આગળ આવ્યો. હવે ઉત્તર હિંદની તમામ જવાબદારી તેના ઉપર આવી. આ વેળા અંગ્રેજ તોપખાનું ને કવાયતી લશ્કર જોઈ તેણે દબૉયન ને પેરૉં નામના બે ફ્રેંચ અમલદારોને નોકરીમાં રાખી પશ્ચિમની ઢબ મુજબ મોટું લશ્કર તૈયાર કર્યું.

**ઉત્તર હિંદમાં શિંદેની અજબ કામગીરી**—નાના દક્ષિણમાં બાળ પેશવાનો કારભાર કરતો હતો ત્યારે મહાદજી શિંદે ઉત્તરમાં દિલ્હી ને આગ્રા મુકામે સ્વામિસેવા કરતો હતો. નારાયણરાવ પેશવાના ખુન પછી ગંગાજમનાના પ્રદેશમાંથી તમામ મરાઠી થાણાંને શત્રુઓએ ઉઠાડી મૂક્યાં. પાદશાહ પાસે મરાઠી પક્ષનો તદ્દન નાશ થઈ ગયો હતો, અને અંગ્રેજોના પક્ષપાતીઓનું જોર વધી ગયું હતું. મહાદજીએ ફરીથી પાદશાહ આગળ મરાઠી સત્તા સ્થાપી. તેથી પાદશાહે પેશવાને વકિલ-ઈ-મુતાલિક ને શિંદેને નાઇબ વકીલ બનાવ્યા. તેણે મહાદજીને આગ્રા ને દિલ્હીના પ્રાંતો લશ્કરના ખર્ચ પેટે માંડી આપ્યા ને આખા મહારાજ્યમાં ગોવધ વિરુદ્ધ ફરમાન કાઢી આપ્યું. તે પછી શિંદેએ રજપુતો પાસે ખંડણી ઉઘરાવવા માંડી, તેથી તેઓ સામા થયા. આ લડાઈમાં મહાદજી હારી ગયો. દરમ્યાન રોહિલા સરદાર ગુલામ કાદિરે શાહઆલમને પોતાના કબજામાં લઈ તેની આંખો ફોડી નાંખી;

પણ મહાદજીએ એ ક્રૂર સરદારને નસાડી મૂક્યો ને ગરીબ પાદશાહને મુસલમાન સરદારોના જુલમોથી બચાવ્યો. ત્યાર પછી શિંદેએ ફ્રેંચ દબૉયનની મદદથી જયપુર ને જોધપુરનાં સંસ્થાનોને હરાવ્યાં ને ત્રીજી વાર મરાઠાઓ દિલ્હીમાં દાખલ થઈ પાદશાહને નામે અમલ કરતા થયા. આવી રીતે પાછું પાણીપતનું વેર વસુલ થયું, ઇ. સ. ૧૭૮૪–૮૯.

**મહાદજી અને નાના**—મહાદજી સાલબાઈના કરાર પછી સ્વતંત્રપણે વર્તતો હતો. મહાદજીની સત્તા ઘણી વધી ગઈ હતી. તેથી શંકાશીલ નાના ઘણો ડરવા લાગ્યો. નિયમ મુજબ નાના મહાદજી પાસે ઉત્તરના કારભારનો હિસાબ માંગતો. શિંદે તેને ગણકારતો નહિ. તેથી નાનાને એમ લાગ્યું કે શિંદે પેશવાને કાઢી મૂકી છત્રપતિના અમલની પુનઃસ્થાપના કરી તેને નામે કારભાર કરવા ઇચ્છે છે. આ વખતે શિંદે ને હોળકરનાં લશ્કરોની વચ્ચે યુદ્ધ થતાં હોળકર હારી ગયો. તે વેળા મહાદજી દક્ષ્ખણમાં હતો, તેથી નાના ગભરાયો. પણ યુવાન્ પેશવા સવાઈ માધવરાવે વચમાં પડી સમાધાન કર્યું. પેશવાએ કહ્યું કે–"તમો બંને તો મારા રાજ્યના સરખા સ્તંભરૂપ છો."

**પૂનાનો ભવ્ય સમારંભ**—ઉપર કહ્યું તેમ પાદશાહે પેશવાને ને શિંદેને ખાસ ઇલકાબો આપ્યા હતા. એ ઇલકાબોના પોશાકો લઈ શિંદે પૂના આવ્યો. ભર દરબારમાં પેશવાએ પાદશાહના પોશાકનો ને તેણે આપેલા ખીતાબનો સ્વીકાર કર્યો. આવો ભવ્ય સમારંભ પૂનામાં કદિ પણ ઉજવાયો નહોતો. તેનાથી યુવાન્ પેશવા દિઙ્મૂઢ થઈ ગયો.

**મહાદજીનું મૃત્યુ**—આ બધી હકીકતથી નાનાનો ગભરાટ વધી પડયો. પણ ઇ. સ. ૧૭૯૪માં શિંદે મરી ગયો. એટલે તેના ભત્રીજાનો પુત્ર દૌલતરાવ સરદારી ઉપર આવ્યો. પૂનાના તંત્રમાં વળી મોટા ફેરફારો થયા.

**મહાદજીની યોગ્યતા**—મહાદજી મોટો પુરુષ થઈ ગયો. તે નાના સાહેબ પેશવા અને માધવરાવ પેશવાને પગલે ચાલનારો હતો. તેણે હિંદમાં એ બંને પેશવાઓનું કાર્ય પાર ઉતાર્યું. પશ્ચિમની વિદ્યા મુજબ હિંદીઓને

યુદ્ધની તાલીમ આપવામાં પણ તેણે તેમનું અનુકરણ કર્યું હતું. નાના સિપાઈગીરી કરી શકે એવો નહોતો; પેશવા સગીર વયનો હતો; તેથી મહાદજીએ ઉત્તરમાં મરાઠી સત્તાનો વિકાસ કર્યો. અંગ્રેજોના દરેક ધોરણથી તે વાકેફગાર હતો ને તેમના વિરુદ્ધ તેણે પાદશાહનો પક્ષ લીધો હતો. અંગ્રેજોએ તેના માર્ગમાં ઝાઝાં વિઘ્નો નાંખ્યાં નહિ. તે બહાદુર સિપાઈ ને સરદાર હતો. મહાદજીનું મન સમજી શકવા કોઈ પણ સમર્થ નહોતું. રાજકારણમાં તે નાનાથી પણ ચઢી જતો. તે કદિ પોતાનો મિજાજ ખોતો નહિ. સ્વભાવે તે ઘણો આનંદી હતો. તે દેશકાળ પ્રમાણે વર્તતો. બધા લોકો તેને ચાહતા. મહાદજી હિસાબી કામકાજમાં કુશળ નહોતો. પણ તે કારભાર કરી શકતો નહિ. તેના લશ્કરમાં કે રાજ્યમાં કોઈ વ્યવસ્થા નહોતી ને તે હંમેશાં નાણાંભીડમાં રહેતો. મહાદજી શિંદે દેવાદાર સ્થિતિમાં મરી ગયો.

**ખર્ડાની લડાઈ**—ત્રીસ વર્ષો થયાં નિઝામ ને મરાઠાઓ વચ્ચે સુલેહ રહી હતી પણ બંનેના હિસાબ બાબતની તકરાર તો ચાલુ હતી. એક વાર નિઝામના દિવાને ભર દરબારમાં નાનાના નામને ઉદ્દેશીને અક્ષમ્ય અપમાન કર્યું તેથી બંને વચ્ચે લડાઈ થઈ. આ વખતે નાનાએ બધા મરાઠી સરદારોને મદદે બોલાવ્યા. ઇ. સ. ૧૭૯૫માં નિઝામ ખર્ડા આગળ સખ્ત હાર ખાઈ બેઠો. તેથી તેણે રૂ. ત્રણ કરોડનો દંડ ભર્યો ને ભોંસલેને તથા પેશવાને મોટો મુલક કાઢી આપ્યો. આ લડાઈથી ને શિંદેના ઉત્તરના દિગ્વિજયથી મરાઠી સત્તા અવધિએ આવી ગઈ. પણ એ અવધિ તેના અંતનો સમારંભ ગણી શકાય.

**પેશવાનું મૃત્યુ**—યુવાન્ પેશવાની કેળવણી માટે નાનાએ ઘણો પરિશ્રમ કરી વ્યવસ્થા રાખી હતી પણ તે તેના બાપના જેવો ઉદ્ધત ને અવિચારી હતો.* તેને રાઘોબાના પુત્ર બાજીરાવ સાથે મિત્રતા હતી. નાનાને

---

* બીજા પુસ્તકોમાં સવાઈ માધવરાવ પેશવાના ચારિત્રની સ્તુતિ કરવામાં આવી છે. રા. સરદેશાઈના પુસ્તકમાં આ બાબતનો વીગતવાર પુરાવા સહિત ઇનકાર કરવામાં આવ્યો છે ને તે જ વિચાર અહીં દાખલ કરવામાં આવ્યો છે. વિશેષ (મરાઠી) રત્નાકરનો ૧૯૨૫ના ઑક્ટોબર માસના અંકનો લેખ વાંચવો અને રા. સરદેશાઈકૃત "મરાઠી રીયાસત"નો પ્રસ્તુત ભાગ વાંચવો.

આ વાત પસંદ નહોતી. સવાઇ માધવરાવને ક્ષયનો રોગ લાગુ પડ્યો હતો. એકવાર મહેલની અગાશીમાંથી મૂર્ચ્છા આવતાં તે પડી ગયો ને મરી ગયો. સવાઈ માધવરાવના મૃત્યુથી પેશવાઈ માટે ખટપટ શરૂ થઈ, ને અંગ્રેજો વચમાં આવ્યા. મરાઠી સત્તા નબળી હતી તેથી આ વાર તેઓ ફાવી ગયા. ઈ. સ. ૧૭૯૫.

**અહલ્યાબાઈ**—મલ્હારરાવ હોળકર મોટી ઉંમરે મરી ગયો હતો. તેનો પુત્ર ખંડેરાવ કુંભેરના ઘેરામાં માર્યો ગયો હતો. પણ વિધવા અહલ્યાબાઇ, એક પુત્ર ને પુત્રી મૂકતો ગયો હતો. તેથી અહલ્યાબાઈ, પુત્રને નામે અમલ કરવા લાગી, પણ પુત્ર મરી જતાં તેણે તુકોજીરાવને દત્તક લીધો ને તેને સરદારી આપી. અહલ્યાબાઈને મહાદજી શિંદે લગભગ સરખી ઉંમરનાં હતાં. તે બાઈ વિધવા ને મરાઠા છતાં ખુલ્લે મોઢે સફેદ વસ્ત્રમાં સજ્જ થઈ દરબાર ભરતી. તે સતી સાધ્વી તરીકે આખા હિંદુસ્તાનમાં હજી પણ પૂજાય છે. મહાદજી, પેશવા, નાના, ભોંસલે, હૈદર ને ટિપુ સુલતાન, બધા તેના તરફ પૂજ્યભાવ રાખતા. આ સાધ્વી સ્ત્રીએ ઘણી બાહોશીથી કારભાર કર્યો. તેણે રાજ્યમાં રહેતા ભીલોને સુધાર્યા ને ઇંદોર શહેરને સમૃદ્ધ કર્યું. કોઈ પણ દેશના ઇતિહાસમાં આવી સતી સાધ્વી સ્ત્રી હજુ સુધી રાજ્યકારભાર ઉપર જોવામાં આવી નથી. તે ઈ. સ. ૧૭૯૫માં મરી ગઈ.

**તુકોજી હોળકર**—અહલ્યાબાઈનો દત્તક તુકોજી હોળકર સરદારી કરતો. તે બાહોશ સિપાઈ હતો. પણ હિંદુસ્તાનના રાજકારણમાં તેણે મલ્હારરાવનું ધોરણ સ્વીકારી રોહિલ્લાઓનો પક્ષ કર્યો. તેથી શિંદે ને પેશવા મુશ્કેલીમાં આવ્યા. તે ઇ. સ. ૧૭૯૭માં મરી ગયો.

**મરાઠી સત્તાનું દુર્ભાગ્ય**—આવી રીતે ચાર પાંચ વર્ષોમાં રાજ્યના સ્તંભરૂપ મોટી મોટી વ્યક્તિઓ રંગભૂમિ ઉપરથી અદ્રશ્ય થઈ ગઈ. નાના પણ ઇ. સ. ૧૮૦૦માં મરી ગયો ને ખ્રિસ્તી સૈકો ખલાસ થયો તે સાથે મરાઠી રાજ્યના નાટકનો પણ પડદો પડ્યો.

# પ્રકરણ ૧૦મું

## મરાઠાઓનો પરાજય ને અસ્ત

**બીજો બાજીરાવ પેશવા**—બીજો બાજીરાવ પેશવા રાઘોબાનો ને આનંદીબાઈનો પુત્ર થાય. તે ન્હાનપણથી કેદી તરીકે રહ્યો હતો. સંસ્કૃતમાં, ધનુર્વિદ્યામાં, અશ્વવિદ્યામાં ને તરવાની બાજી રમવામાં તે એક્કો હતો. તેના જેવા મીઠાબોલા બહુ ઓછા હશે. પણ તે ખટપટી, ટૂંક નજરનો, લંપટ, તુચ્છ ને બીકણુ હતો. આ અવગુણોથી તેણે પોતાની પ્રજાની સ્વતંત્રતાનો નાશ કર્યો ને દખ્ખણમાં કંપનિના રાજ્યને પેસવા દીધું.



બીજો બાજીરાવ પેશવા

**બાજીરાવ અને નાના**—નાના પ્રથમ તો બાજીરાવ વિરુદ્ધ હતો. પણ જ્યારે દોલતરાવે બાજી-રાવને કેદ કર્યો તે તેના નાનાભાઈને પેશવા બનાવ્યો ત્યારે નાનાએ ખટપટ કરી આ યોજનાને ભાંગી નાંખી ને બાજીરાવ નાનાની મદદથી પેશવા થયો. પણ તુરત બંને વચ્ચે અણબનાવ થયો. તેથી બાજીરાવે શિંદેની મદદથી નાનાને કેદ કરાવ્યો. હવે તેણે શિંદે વિરુદ્ધ ખટપટ કરવા માંડી, તેથી દોલત-રાવે નાનાને મુક્ત કર્યો. પણ નાનાએ માત્ર થોડો કાળ સત્તા ભોગવી. ઈ. સ. ૧૮૦૦માં તે મરી ગયો.

**નાનાની યોગ્યતા**—આવી રીતે આ મહાન્ પુરુષનો અંત આવ્યો. નાનાનો સ્વભાવ એકદમ તપી જતો. તે ભાગ્યે પોતાનાથી હલકા દરજ્જાના

માણસો સાથે છુટથી મળતો. તે ઘણું થોડું બોલતો. લોકો તેની પાસે એકદમ જઈ શકતા નહિ ને વિશ્વાસુ માણસો પણ તેનાથી છેટે રહેતા. તે પાપભીરુ હતો ને બીજાની નબળાઈનો લાભ લેતાં અચકાતો. તે પોતાનું વચન હમેશાં પાળતો. વીસ વીસ વાર તેની જિંદગી લેવાના પ્રપંચો કરવામાં આવ્યા હતા. તેથી તે ઘણા જાસુસો રાખતો. નાના એમ ધારતો કે પોતાના વિના રાજ્ય કદિ ચાલશે નહિ. હિંદનું રાજ્યતંત્ર પૂનાથી જ ચાલવું જોઈએ એમ એ માનતો. તેથી તેણે ઉત્તર હિંદ તરફ દુર્લક્ષ આપ્યું. નાના મહાદજીની રાજ્યનીતિને કદિ સમજી શકયો નહિ. તે પેશવાનો ફડનીસ હતો છતાં તેણે આખા રાજ્યની સત્તા પોતાના હાથમાં લઈ લીધી. તેથી બીજા લોકો નાખુશ



નાના ફડનવીસ

થયા. તે બીજાનો અપરાધ કદિ ભૂલી જતો નહિ. તેણે પેશવાના લશ્કર માટે કાંઈ કર્યું નહિ. અંગ્રેજો જેવા સમર્થ લોકો સાથે પેશવાને હવે હરીફાઈ કરવી પડશે તે નાના સારી પેઠે સમજતો હતો. છતાં તે માટે તેણે ખાસ ઉપાયો લીધા નહિ. ટૂંકામાં તે નવા જમાનાને ઓળખી શકયો નહિ. નાનાનું જીવન ઘણું નિયમિત હતું. નાનો યુદ્ધ કરી જાણતો નહિ, નહિતર બાજીરાવને તે માંકડની માફક ચોળી નાખત. તે બીકણુ, પણ ઉદાર, ધર્મનિષ્ઠ, વિદ્વાન્, કરકસરીઓ, દીર્ઘદષ્ટિવાળો, રાજકારણમાં ચતુર, ને મુશ્કેલીઓને દૂર કરવા યોગ્ય ઉપાયો લેવામાં ઘણો ચાલાક હતો. નાના હિસાબી કામકાજમાં ઘણો બાહોશ હતો. તેની પાસે અઢળક ધન હતું. તેથી લોકો તેને "નવકોટ નારાયણ" કહેતા. અંગ્રેજો પૂનામાં સત્તાવાન્ થાય તેથી તે વિરુદ્ધ હતો. તે જીવ્યો

ત્યાંસુધી કોઈ પણ એક લશ્કરી પક્ષ પૂનામાં સત્તા ઉપર આવી શક્યો નહિ. નાનાને સ્ત્રીજાતિ ઉપર બહુ મોહ હતો. તે એકંદર નવ સ્ત્રીઓ પરણ્યો હતો. તે સત્તાનો બહુ લોભી હતો ને ઉત્સાહી યુવકોને આગળ કરતાં ડરતો. તેથી છેવટે તે સત્તા ખોઈ બેઠો. વસ્તુતઃ તે નસીબ સામે લડતો હતો, કારણ કે મહાદજી શિંદે, અહલ્યાબાઈ ને તુકોજી હોળકર જેવી વૃદ્ધ ને બાહોશ વ્યક્તિઓ મરણના પાસમાં સપડાઈ ગઈ હતી ને બાજીરાવ જેવા યુવકો નાનાના ડહાપણને હસતા.

**બાજીરાવ, જશવંતરાવ હોળકર ને વસઈનો કરાર**—નાનાના મૃત્યુ પછી બાજીરાવ પોતાના સરદારો હોળકર ને શિંદેનું જોર ઓછું કરવા પ્રયત્ન કરવા લાગ્યો. તે દોલતરાવ ને જશવંતરાવ હોળકરની તકરારોમાં દરમ્યાન થયો. તેણે હોળકરના ભાઈને મારી નંખાવ્યો, તેની જાગીરો ખાલસા કરી, ને તેના ભત્રીજાને નજરકેદ રાખ્યો. તેથી જશવંતરાવ દખ્ખણ ઉપર ચઢી આવ્યો. તેણે પૂના આગળ દોલતના સૈન્યને હરાવ્યું, રાઘોબાના દત્તક અમૃતરાવને કારભારી બનાવ્યો ને તેના પુત્રને પેશવાઈ આપી. બાજીરાવે નાસી જઈ વસઈ મુકામે ૧૮૦૨ના છેલ્લા દિવસે અંગ્રેજો સાથે કરાર કર્યો.

**ઈતિશ્રી**—વસઈના તહ પછી મરાઠાઓની સત્તાનો સ્વતંત્ર ઇતિહાસ સમાપ્ત થાય છે. બાજીરાવ ઇ. સ. ૧૮૧૮માં ગાદી ખોઈ બેઠો. બિથુર મુકામે કેદી તરીકે તેણે જિંદગી પૂરી કરી.

**સિંહાવલોકન**—આવી રીતે શિવાજીએ ને પેશવાઓએ ઉભું કરેલું સામ્રાજ્ય ખલાસ થયું. મરાઠી સત્તાના ઉદય વખતે પ્રાચીન આર્યસંસ્કૃતિ પ્રમાણે રાજ્યની વ્યવસ્થા કરવામાં આવી હતી. પણ પછી જેમ જેમ મરાઠાઓ મુસલમાનોના સંબંધમાં વધારે ને વધારે આવતા ગયા તેમ તેમ તેમણે તે વ્યવસ્થામાં મુસલમાની પરિભાષા વગેરે દાખલ કર્યાં. હિંદના ઇતિહાસમાં દખ્ખણના લોકોએ ઉત્તરમાં સામ્રાજ્ય ભોગવ્યાનો પહેલો દાખલો મરાઠાઓનો છે. ખુદ મહારાષ્ટ્રમાં મરાઠાઓનું તંત્ર સારૂં ચાલતું. લોકો સુખી હતા. દેશનું નાણું મહારાષ્ટ્રમાં તણાઈ આવતું. મરાઠી પ્રજામાં સિપાઈગીરી, મુત્સદ્દીગીરી ને વહીવટ કરવાની શક્તિ આ વખતે સારી રીતે વિકાસ પામી.

પણ મરાઠાઓ મહારાષ્ટ્ર બહાર બીજા લોકો સાથે સંકોચથી રહેતા. તેમનાં પ્રાંતિકપણાથી તેમની સત્તાને વાંધો આવ્યો ને રજપુતો, મુસલમાનો, વગેરે બધા સાથે તેઓ ઘણા અપ્રિય થઈ પડ્યા. યુદ્ધકળામાં તેઓ અંગ્રેજોથી ઉતરતા હતા. તેથી તેમની સામે લડતાં તેઓ હારી ગયા. મરાઠાઓને મહારાષ્ટ્ર બહાર રાજ્યતંત્ર ચલાવતાં આવડયું નહિ. તેઓએ પોતાના સામ્રાજ્યમાં રસ્તાઓ, ભૂગોળ, કેળવણી, વિજ્ઞાન, નહેરકામો, કાળવિધાનો, વેપાર વગેરે તરફ જરા પણ લક્ષ આપ્યું નહિ. આ બાબતમાં તેઓ મોગલો ને અંગ્રેજોથી ઉતરે છે. મુંબઈમાં ને કલકત્તામાં અંગ્રેજ સરકાર આ વિષયો પર ખાસ લક્ષ આપતી હતી, તે મરાઠાઓએ કદિ વિચાર્યું નહિ. તેઓ મોગલો સામે ફાવ્યા, પણ અંગ્રેજો સામે હારી ગયા. નાણાંનો વહીવટ કરવામાં મરાઠાઓ નિષ્ફળ ગયા. મરાઠી સત્તા વિષે એક સારી બાબત ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે. મરાઠી રાજાઓ જુલ્મી કે ક્રૂર નહોતા. રાઘોબાએ એટલી એટલી ખટપટ કરી, છતાં તેનો કે તેના કોઈ કુટુંબીનો એક વાળ પણ વાંકો થવા પામ્યો નહિ, જ્યારે મોગલ પાદશાહો પોતાના કુટુંબીઓનાં ખુન કરતા. મરાઠી રાજ્યકર્તાઓમાં આ દોષ જરાય જોવામાં આવતો નથી. મહારાષ્ટ્રમાં બ્રાહ્મણ, બ્રાહ્મણેતર, ચિત્પાવન, કર્હાડા, દેશસ્થ, એ પક્ષો વચ્ચે હમેશાં ખટપટો ચાલતી. મરાઠી સત્તા પ્રજાકીય સત્તા કહી શકાય નહિ. મહારાષ્ટ્રનાં ઘણાં વગવાળાં કુટુંબો શત્રુઓ સાથે ભળી જતાં. છત્રપતિઓ ને પેશવાઓ સંસ્કૃત ને મરાઠી સાહિત્યને ખાસ ઉત્તેજન આપતા. વેદ વગેરેનો અભ્યાસ મહારાષ્ટ્રમાં આ વેળા સારી રીતે થતો હતો. અંગ્રેજો પહેલાં આખા હિંદની લગામ પોતાના હાથમાં હતી તે વાત સ્વાભાવિક રીતે મહારાષ્ટ્રના લોકો કદિ ભૂલી જશે નહિ. મહારાષ્ટ્રનો સાંપ્રત રાષ્ટ્રીય પક્ષ આ લાગણીમાંથી ઉદ્ભવ પામ્યો છે. મરાઠી સામ્રાજ્યને લઈને હજુ પણ ગુજરાત, માળવા ને મધ્ય હિંદુસ્તાનમાં મરાઠી રાજ્યો છે અને અત્યારના મદ્રાસ ઈલાકાના બાહોશ આગેવાનો ત્યાં એક વાર વસેલાં મરાઠી કુટુંબોના વંશજો છે.*

---

* મરાઠાઓના પરાજયનાં સવિસ્તર કારણો માટે રા. રા. ગો. સ. સરદેશાઇના Main Currents of Maratha Historyનું છઠ્ઠું ભાષણ જુઓ.

બીજી અગત્યની નોંધો માટે જુઓ ત્રીજી આવૃત્તિનાં પાનાં ૩૦૩–૩૦૫.

# વિભાગ ૭મો

# યૂરોપિઅન વેપારીઓ

## પ્રકરણ ૧લું

### યૂરોપ અને હિંદ વચ્ચેનો વેપાર

આપણા પ્રાચીન ને અર્વાચીન ઇતિહાસનું નિરીક્ષણ કરતી વખતે આપણે જોયું હતું કે તે વખતે હિંદ અને યૂરોપ વચ્ચે સારો વેપાર ચાલતો હતો. એ વેપારના માર્ગો નીચે પ્રમાણે કહી શકાય. (૧) સમુદ્રવાટે, અરબી ને રાતા સમુદ્રોથી ઍલેકઝૅંડ્રિઆ અને ત્યાંથી વ્હેનીસ, જિનોઆ, વગેરે ઇટલિનાં બંદરો વાટે. (૨) કંદહાર, ઇરાન, ને ઇરાક થઈ એશિઆ માઈનોર અને પૅલેસ્ટાઇનના બંદરોથી ઇટલિ વાટે. (૩) કંદહાર, કાબુલ, બલ્ખ, સમરકંદ અને કૅસ્પિઅન સમુદ્ર વાટે સ્તંબુલ થઈને અથવા વૉલ્ગા નદી વાટે જર્મનિનાં ઉત્તર કાંઠાનાં બંદરોએ થઈને. આ વેપાર પ્રથમ અરબો ને મૂરોના હાથમાં હતો. ઇ. સ. ૧૪૫૩માં તુર્કોએ સ્તંબુલ–કૉંસ્ટૅન્ટિનોપલ સર કર્યું એટલે ઇટલિનાં બંદરોનો વેપાર નાશ પામ્યો અને યૂરોપની પ્રજાઓને હિંદ તરફનો બીજો જળમાર્ગ શોધવાની જરૂર પડી. પોર્ચુગલના લોકો એ વખતે ઘણા સાહસિક હતા. તેથી ઇ. સ. ૧૪૮૬–૮૭માં બાર્થો લોમ્યુ દીઆસ કેઇપ ઑવ ગુડ હોપની આ પાર સુધી આવી પહોંચ્યો, ઇ. સ. ૧૪૯૨માં કોલંબસ હિંદ માટે જળમાર્ગ ખોળવા જતાં અમેરિકા પહોંચ્યો ને ઇ. સ. ૧૪૯૮માં વાસ્કોદગામા કાલિકટ આવ્યો. ત્યારથી હિંદ અને યૂરોપ વચ્ચેનો વેપાર યૂરોપિઅનો માટે ખુલ્લો થયો.

**વેપારીઓ, વેપારની ચીજો બંદરો**—ગુજરાત વગેરે પ્રદેશોથી કાપડ, મલબાર વગેરે પ્રદેશોથી તજ, લવીંગ, એલચી, સુંઠ અને હીરા,

એટલાં વાનાં એ વખતે આપણા દેશથી દેશાવર ખાતે મોકલવામાં આવતાં. તે બદલ અરબો ને યૂરોપના વેપારીઓ આપણે ત્યાં સોનું, રૂપું, ઘોડા, રેશમ, તાંબું, કલાઈ, સીસું, પારો, હાથીદાંત ને ચિત્રવિચિત્ર વસ્તુઓ લાવતા. બંદરોમાં સિંધનું દેવલબંદર, સુરત, ભરૂચ, ખંભાત, દમણ, દીવ, ઘોઘા, વસઈ, ડાભોલ, ચૅાલ, ગોવા, ભાતકુલ, કોચીન, કાલીકટ, સાતગાંવ, વિઝાગાપટ્ટમ્, એ મુખ્ય હતાં. મદ્રાસના ચેટ્ટીઓ, ગુજરાતના વણિકો, અરબો, ઈરાણીઓ, આર્મિનઅનો, ખત્રીઓ અને યાહુદીઓ મુખ્ય વેપારીઓ હતા. યૂરોપિઅન વેપારીઓ આપણે ત્યાંથી કાપડ, ગળી, લાખ, ચોખા, ખાંડ, નવસાર, ઘઉં, વગેરે દેશાવર ચઢાવતા.

# પ્રકરણ ૨જું

## ફિરંગી સત્તાનો વિકાસ ને નાશ

**પોર્ચુગલ ને હિન્દ**—વાસ્કોદગામા કાલિકટ આવ્યો ત્યારે પહેલાં તો ત્યાંનો ઝામોરિન* તેને અનુકૂળ થયો. પણ અરબો વિરુદ્ધ થયા એટલે વાસ્કોદગામા પાછો ગયો. જ્યારે વાસ્કોદગામા ફરી હિંદ આવ્યો ત્યારે તે કાલિકટના ઝામોરિન સામે લડયો અને કોચીનના રાજ્યકર્તા સાથે મિત્રતા કરી. આ વેળા તેને જણાયું કે પશ્ચિમ હિંદનો વેપાર હાથ કરવા માટે લડાયક શક્તિની જરૂર છે. તેથી ફિરંગીઓએ અગત્યનાં મથકો કબજે કરવા માંડ્યાં. એ જ વખતે રોમના પોપે નવા શોધાએલા પ્રદેશોની પોર્ચુગલના અને સ્પેઈનના રાજાઓ વચ્ચે વ્હેંચણી કરી આપી. તે સમયની બીજી યૂરોપીય પ્રજાઓ નબળી હતી. તેથી ફિરંગીઓએ એ વ્હેંચણીનો સારો લાભ લીધો.

હવે પોર્ચુગલના રાજાએ ફ્રાંસિસ્ક દ આલ્મેદા નામના બાહોશ સરદારને હિંદ મોકલ્યો. તેણે પોતાના દેશના હિતનો બચાવ કરવા ખલાસીઓને કેળવ્યા, આફ્રિકાના કિનારા ઉપર ફિરંગી સત્તા સ્થાપી, કોચીનમાં રાજધાની કરી,

* ઝામોરિન=સમુદ્રરાય=દરિયાનો રાજા.

લંકા સર કર્યું, દીવ પાસે વ્હેનીસ, ઇજિપ્ત ને ગુજરાતના કાફલાઓને હરાવ્યા, અને ઝામોરિનને નિયમમાં રાખ્યો, ઇ. સ. ૧૫૦૫–૧૫૦૯.

આલ્મેદા પછી આલ્બુકેર્ક ગવ્હર્નર તરીકે હિંદ આવ્યો. તેણે ફિરંગી સત્તાનું સૂત્ર ફેરવી નાંખ્યું. તેના મુખ્ય મુદ્દાઓ નીચે મુજબ હતા. (૧) વેપાર માટે આખા એશિઆમાં મથકો સ્થાપવાં ને ત્યાં ફિરંગીઓ અને દેશીઓ વચ્ચે લગ્નો કરાવી વસતિ કરાવવી. (૨) બચાવ માટે કોટ કિલ્લાઓ બાંધવા. (૩) પાડોશી રાજાઓને ફિરંગીઓના મિત્રો કે માંડલિક રાજાઓ બનાવવા. (૪) હાથ કરેલા મુલકમાં વહિવટ માટે સંસ્થાઓ ઉભી કરવી. (૫) દેશીઓને કવાયત શિખવી સિપાઈઓ તરીકે તૈયાર કરવા. (૬) મૂર લોકોને હિંદી મહાસાગરમાંથી કાઢી મૂકવા અને હિંદનો તમામ વેપાર ફિરંગીઓના હાથમાં લેવો. (૭) ફિરંગી સંસ્થાનોમાં વસતી પ્રજાઓને ગમે તે પ્રકારે ખ્રિસ્તી બનાવવી. આલ્બુકેર્ક કડક ગવ્હર્નર હતો ને તે જરા પણ પાપભીરુ નહોતો. તેણે શત્રુઓને ઝેર સુદ્ધાં આપેલું. આવા અવગુણોથી સત્તાનો નાશ થાય છે.

આલ્બુકેર્કે ગોવા ને મલાક્કા સર કર્યાં અને તે તરફનો વેપાર એકહથ્થુ કર્યો. પરિણામે તુર્કો, બિજાપુર તથા ઇજિપ્તનાં લશ્કરોએ ગોવાને ઘેરો ઘાલ્યો. પણ અલ્બુકેર્કે તેમને પાછાં હાંકી કાઢયાં. પછી તેણે ઇરાનના અખાતમાં ઑર્મઝનો ટાપુ લીધો. મલાયા, જાવા ને સુમાત્રાના ટાપુઓ, ને દીવ અને એડન ઉપર પણ તેની નજર હતી. તેણે વિજયનગર, કોચીન અને બીજાં પાડોશી રાજ્યો સાથે સંધિ કરી ફિરંગીની સ્થિતિને મજબુત કરી, આલ્બુકેર્ક ઇ. સ. ૧૫૧૫માં મરી ગયો.

આલ્બુકેર્ક પછી ફિરંગીઓએ દીવ, ખંભાત. વગેરે સ્થળો લીધાં અને બંગાળામાં કોઠીઓ નાંખી. તેઓ જાવા, સુમાત્રા, જાપાન, ચીન અને તિબેટ સુધી જઈ ચઢયા ને ત્યાં તેઓએ વેપાર તથા ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કર્યો. પણ ઇ. સ. ૧૫૬૪ પછી તેમની સત્તાનો નાશ થયો તે નાશનાં કારણો નીચે આપ્યાં છે.

# પ્રકરણ ૩જું

## ફિરંગી સત્તા ઉપર વિચારો

**ફિરંગીઓની સત્તાના નાશનાં કારણો**—(૧) ઈ. સ. ૧૫૮૦માં સ્પેઈને પોર્ચુગલ લીધું એટલે પોર્ચુગલના તમામ એશિઆઈ મુલકો સ્પેઈનના હાથમાં ગયા. સ્પેઈન અને ડચ લોકોને ત્રીસ વર્ષો સુધી સંગ્રામ ચાલ્યો તેથી ડચ લોકોએ પોતાના શત્રુઓના બધા એશિઆઈ મુલકો લઈ લીધા. તેમાં પોર્ચુગલનો મુલક પણ આવી ગયો. (૨) અંગ્રેજો અને ડચ લોકો સાથે હરીફાઈમાં ફિરંગીઓ ટકી શક્યા નહિ. (૩) ફિરંગીઓ બુદ્ધિબળમાં અને શારીરિક શક્તિમાં ખવાઈ ગયા હતા. (૪) તેઓ વેપાર અને ધર્મના ફેલાવામાં ઘણી ચિંતા બતાવતા ને રાજકીય વિષયોને ગૌણ લેખતા. આ તેમની ભૂલ હતી. (૫) તેઓ હિંદના લોકોને પરાણે ખ્રિસ્તી બનાવતા તે કારણોથી બહમની ને ગુજરાતી સુલતાનો, મોગલ પાદશાહો અને તેમના પોતાના પ્રજાજનો સામા થયા. (૬) તેઓ ઘણા ક્રૂર હતા. ફિરંગી સરકારે ધાર્મિક વિવાદો સાંભળવા Inquisition નામની એક અદાલત સ્થાપી હતી. આ અદાલતનો ન્યાય ઘણો ક્રૂર અને એકપક્ષી હતો. (૭) ફિરંગી સંસ્થાનિકો ચારિત્રમાં ઘણા હલકા હતા. (૮) વિજયનગરના ઇતિહાસ* લખનાર સેવેલના મત મુજબ ઇ. સ. ૧૫૬૫માં તાલીકોટા આગળ વિજયનગરના હિંદુ મહારાજ્યનો બહમની સુલતાનોએ વિનાશ કર્યો તે પણ ફિરંગીઓના નાશનું એક કારણ ગણી શકાય, કારણ કે તેથી તેમનો વેપાર ભાંગી પડયો. (૯) મોગલાઈનો આર્થિક ઇતિહાસ લખનાર મોરલેંડ× એક બીજું કારણ આપે છે. તેના મત મુજબ ફિરંગી સંસ્થાનિકો પાસે બચાવનાં સાધનો ઘણાં ઓછાં હતાં.

**ફિરંગી સત્તાની અસરો**—ફિરંગીઓએ હિંદમાં અને એશિઆમાં ઘણાં વર્ષો સુધી રાજ્ય ભોગવ્યું તેથી તેની અસરોનો આપણે અહિં અંદાજ

---

* *The History of a Forgotton Empire.*

× *India from Akbar to Aurangzeb.*

કરવો જોઇએ. ફિરંગી ભાષાના ઘણા શબ્દો આપણી ગુજરાતી ભાષામાં જોવામાં આવે છે. એ વખતે અત્યારે અંગ્રેજી છે તેમ, ફિરંગી ભાષા આખા એશિઆમાં યૂરોપ સાથેના વ્યવહાર માટે વપરાતી. ફિરંગી પાદરીઓ મોગલ દરબારમાં રહેતા અને શાહઝાદાઓના શિક્ષકો તરીકે કામ કરતા. બંગાળા, બિજાપુર, ગોવળકોંડા, વગેરેના રાજ્યકર્તાઓ અને મોગલ પાદશાહો ફિરંગી તોપખાનું ખાસ વાપરતા. ફિરંગીઓ આપણા દેશમાં પ્રવાસી તરીકે આવી કેટલાંક ઉપયોગી અવલોકનો લખી ગયા છે. વૈદકના વિષયમાં પણ આપણે તેમના ઋણી છીએ. તેમણે પારકા ને પોતાના દેશોનાં ફળફૂલો હિંદમાં દાખલ કર્યાં. દીવ, દમણ ને ગોવામાં અત્યારે તેમનું રાજ્ય છે.

## પ્રકરણ ૪થું

## વલંદાઓ, ડેઈનો, ફ્રેંચો ને અંગ્રેજો

**વલંદાઓ**—હવે આપણે યૂરોપની બીજી પ્રજાઓનો આપણી સાથેનો સંબંધ લઇએ. ઇ. સ. ૧૬૦૨માં "સંયુક્ત ડચ કંપનિ–United Dutch Company"ની સ્થાપના થઈ. ડચ લોકોએ પોતાના શત્રુ સ્પેનના રાજાના મુલકો એક પછી એક પડાવવા માંડયા ને બટેવિઆ તેમની સત્તાનું કેંદ્રસ્થાન થયું. તેઓએ મલાક્કા ને લંકા લીધાં ને પુલિકટ, નેગાપટ્ટમ્, ચિનસુરા, સુરત, કોચીન, ભરૂચ, વગેરે સ્થળોએ કોઠીઓ નાંખી, પણ વલંદા લોકો હિંદમાં બહુ બળવાન્ થઈ શક્યા નહિ.

**ડેઈનો**—સત્તરમા સૈકાની શરૂઆતમાં ડેઈનોએ હિંદ સાથે વેપાર કરવા વેપારીઓનું એક મંડળ સ્થાપ્યું હતું અને પૂર્વ કિનારા ઉપર કોઠીઓ કરી હતી. પણ તેઓ જરાય ફાવ્યા નહિ.

**ફ્રેંચો**—સત્તરમા સૈકાની શરૂઆતમાં ફ્રેંચોએ હિંદ સાથે વેપાર કરવા વેપારીઓનું મંડળ ઉભું કર્યું. તેમણે પોંદેચેરિમાં, ચંદ્રનગરમાં, સુરતમાં, ભરૂચમાં, માહેમાં ને કારિકલમાં કોઠીઓ કરી હતી.

ફ્રેંચોના દૂમા નામના ગવર્નરે કર્ણાટકના નવાબ સાથે મિત્રતા કરી હતી. નવાબના જમાઈ ચંદા સાહેબના કુટુંબને મરાઠાઓના હુમલા વખતે પોંડિચેરિમાં આશ્રય આપ્યો હતો ને ભોંસલેને બહાદુરી ભરેલો જવાબ આપી ફ્રેંચોની કીર્તિ આખા હિંદમાં વધારી હતી. મોગલ પાદશાહે ખુશ થઈ તેને નવાબ બનાવ્યો હતો. દૂમા પછી દૂપ્લે ગવર્નર થયો. તેના વખતમાં ફ્રેંચોની સત્તા એકદમ વધી ગઈ.

**અંગ્રેજો ને ઈસ્ટ ઇન્ડિઆ કંપનિ**—જ્યાં સુધી પોર્ચુગલ જોરમાં હતું ત્યાં સુધી યૂરોપની બીજી પ્રજાઓ હિંદના વેપારનો લાભ લઈ શકી નહિ. તેથી પહેલાં તો અંગ્રેજોનું લક્ષ **ઉત્તર** દિશા વાટે હિંદ તરફનો માર્ગ શોધવા ભણી વળ્યું. ઇલિઝબેથ રાણીના અમલ વખતે ડ્રેક, જેવા પ્રસિદ્ધ દરિયાઈ પ્રવાસીઓએ એશિઆના પ્રદેશો જોયા. પણ અંગ્રેજોએ સ્પેઇનના આર્માદાનો પરાજય કર્યો ત્યારે તેમને હિંદમાં પોતાનું નસીબ અજમાવવાની ખરી તક આવી. ઈ. સ. ૧૬૦૦ના ડિસેંબરની છેલ્લી તારીખે રાણી ઇલિઝબેથે લંડનના વેપારીઓના મંડળ અને તેમના ગવર્નરને હિંદી મહાસાગરમાં વેપાર કરવાનો તમામ અધિકાર આપ્યો ને બીજા અંગ્રેજોને એ પ્રદેશમાં વેપાર કરવાની બંધી કરવામાં આવી. હવે ફિરંગીઓ ને વલંદા લોકો હિંદી મહાસાગરમાં ઘણું બળ ધરાવતા હતા એટલે અંગ્રેજોથી તે તરફ વેપાર થઈ શકે તેમ નહોતું. તેથી તેમણે ઈ. સ. ૧૬૧૧માં મસુલિપટ્ટમમાં ને ઈ. સ. ૧૬૧૨માં સુરતમાં કોઠીઓ નાંખી. પછી તેઓએ ફિરંગીઓને હરાવ્યા એટલે દરિયા ઉપર તેઓ નિર્ભય બન્યા. ઈ. સ. ૧૬૧૫માં સર ટૉમસ રો જહાંગીર પાસે જેઇમ્સના એલચી તરીકે આવ્યો. અત્યાર સુધી અંગ્રેજો હિંદના વેપાર તરફ ખાસ લક્ષ આપતા નહોતા. પણ ઈ. સ. ૧૬૨૩માં અમ્બોયનાના ટાપુમાં ડચ લોકોએ કેટલાએક અંગ્રેજ વેપારીઓ ઉપર રાજદ્રોહનો આરોપ મૂકી તેમને દેહાંતદંડ આપ્યો, ત્યારે અંગ્રેજોએ હિંદ તરફ લક્ષ પહોંચાડયું. પહેલાં તેઓએ બંગાળામાં કોઠી કરી ને ઈ. સ. ૧૬૩૯માં ચંદ્રગિરિના રાજા પાસેથી મદ્રાસ અથવા ફૉર્ટ સેઇન્ટ જ્યોર્જ પટ્ટા

ઉપર લીધું. ઈ. સ. ૧૬૬૯માં બીજા ચાર્લ્સે પોતાની રાણીને કરીઆવરમાં મળેલો મુંબઈનો ટાપુ કંપનિને દસ પૌંડનું વાર્ષિક ભાડું લેવાની શરતે આપી દીધો પછી અંગ્રેજોએ ફોર્ટ વિલિયમ કે કલકત્તા વસાવ્યું. આ અરસામાં કંપનિની પશ્ચિમ હિંદની કોઠીઓનું કેંદ્રસ્થાન સુરતને બદલે મુંબઈ થયું. કંપનિના હરિફોએ ઈંગ્લંડમાં નવી કંપનિ કાઢી હતી પણ ઈ. સ. ૧૭૦૨માં બંને સંસ્થાઓ એકત્રિત થઈને હિન્દ સાથેનો વેપાર એકદમ એકહથ્થુ થઈ ગયો.

**કંપનિની સત્તાઓ**—અંગ્રેજો આપણા દેશમાં સાર્વભૌમ થયા તેથી તેમની કંપનિની વહીવટી સત્તાના ઇતિહાસનું નિરીક્ષણ કરવાની ખાસ જરૂર છે. કંપનિને પહેલો પટ્ટો માત્ર પંદર વર્ષ માટે આપવામાં આવ્યો હતો. તેમાં કંપનિને દસ્તૂરો કાઢવાના, સજા કરવાના ને એકહથ્થુ વેપાર કરવાના અધિકારો આપવામાં આવ્યા હતા. રાજા જેઈમ્સે આ પટ્ટાને કાયમ કરી આપ્યો. રાજા બીજા ચાર્લ્સે કંપનિને ન્યાય કરવાની, અમલદારો નીમવાની સુલેહ અને લડાઈ કરવાની ને કોટ બાંધવાની સત્તાઓ આપી. પછીના પટ્ટામાં કંપનિને એક રાજ્યસત્તાધારી સંસ્થાના જેવા કેટલાક હક્કો આપવામાં આવ્યા હતા. ત્યારપછી કંપનિ ગમે તે એશિઆઈ રાજ્ય સામે લડાઈ જાહેર કરી શકે ને તે માટે લશ્કર તૈયાર કરી શકે એમ ફરમાવવામાં આવ્યું. આવી રીતે કંપનિની સત્તાનો ધીમે ધીમે વિકાસ થતો હતો. તે વખતે હિંદમાં મોગલ પાદશાહો, તેમના સુબેદારો ને બીજા રાજ્યકર્તાઓ તરફથી કંપનિને વેપાર કરવાના પરવાના, ફરમાનો, વગેરે પણ મળતાં હતાં. તેમાં ઇ. સ. ૧૭૧૭માં ફર્રુખસિયરે આપેલી સત્તાઓ ખાસ અગત્ય ધરાવે છે. આપણે એ વિષે મોગલ વિભાગમાં ઉલ્લેખ કરી ગયા છીએ.

**કંપનિનો વહિવટ**—ઈંગ્લંડમાં કંપનિનો વહિવટ બે સંસ્થાઓ કરતીઃ (૧) પ્રોપ્રાએટરોની કોર્ટ (૨) ડાયરેક્ટરોની કોર્ટ. પ્રોપ્રાએટરો Proprietors—દર વર્ષે ડાયરેક્ટરોને ચુંટતા. ડાયરેક્ટરો Directors કુલ ચોવીસ હતા ને વીગતવાર કારભાર કરતા. પ્રોપ્રાએટરો તે કારભારને માત્ર તપાસતા. હિંદમાં

કારભાર કરવા મુંબઇ, મદ્રાસ ને કલકત્તા ખાતે કંપનિ ત્રણ ગવર્નરો ને બારથી સોળ સભ્યોની કાઉંસિલો નીમતી. જુદા જુદા ઈલાકાઓ વચ્ચે કશું સંગ્રથન નહોતું. કંપનિના નોકરોના ચાર વર્ગો હતા. (૧) વેપારીઓ (૨) સિનિઅર ફૅક્ટરો Factors (૩) Junior–જુનિઅર ફૅક્ટરો (૪) કારકુનો. ખાસ ઉભી કરવામાં આવેલી અદાલતો દિવાની અને ફોજદારી ન્યાય કરતી. સુધરાઈઓ શહેરોનો વહિવટ કરતી.

## પ્રકરણ ૫મું

## કર્ણાટકમાં ફ્રેંચો અને અંગ્રેજો, ઇ. સ. ૧૭૪૪–૧૭૬૧.*

**કર્ણાટક**—આપણે ઉપર જોયું કે કર્ણાટકમાં ફ્રેંચ ગવર્નર દૂમાએ તેના નવાબ ને નવાબના જમાઈ ચંદાસાહેબ[*] સાથે મિત્રતા કરી હતી અને મરાઠી સરદાર રઘૂજી ભોંસલે સામે તેણે ચંદાસાહેબના ઝનાનાને આશરો આપ્યો હતો. તેની ગાદી માટે ખટપટ ચાલી તેથી મોગલ શહેનશાહના દખ્ખણના સુબેદાર નિઝામ–ઉલ–મુલ્કે પોતાના અમીર અન્વર–ઉદ્–દીનને મર્હુમ નવાબના સગીર પુત્રના વાલી તરીકે કર્ણાટક મોકલ્યો. પણ સગીર નવાબ મરણ પામ્યો. એટલે અન્વર પોતે નવાબ થયો. ચંદાસાહેબ આ વખતે સાતારા મુકામે મરાઠાઓનો કેદી હતો.

**ફ્રેંચો અને અંગ્રેજો વચ્ચે પહેલો કર્ણાટક વિગ્રહ**—આ અરસામાં યૂરોપમાં ઈંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે લડાઈ શરૂ થઈ હતી. ઇતિહાસમાં

---

* આપણા દેશના ઇતિહાસમાં ૧૭૫૦–૧૭૬૫નો સમય ઘણી અગત્ય ધરાવે છે; તે વખત દરમ્યાન, મરાઠાઓ ચઢયા ને પડયા; ફ્રેંચો ને અંગ્રેજો વચ્ચે હરીફાઈ ચાલી ને તેમાં અંગ્રેજો ફાવ્યા; બંગાળામાં અંગ્રેજો ધણી થયા; નિઝામ નબળો થયો; મોગલાઈ ડૂબી; કાબુલીઓ હિંદ આવી પાછા ચાલ્યા ગયા; પ્લાસિસ, ઉદ્ગીર, વાંદિવાશ, પાણીપત, ને બકસરની શકપ્રવર્તક લડાઈઓ થઈ. છતાં આ કાળનો ઇતિહાસ આપણી નિશાળોમાં ને કૉલેજોમાં કેટલા ધ્યાનપૂર્વક વંચાય છે ને શીખવાય છે! વિશેષ માટે આ લેખકનું પુસ્તક A History of the Mogul rule in India, 1526–1761, જુઓ.

તેને War of the Austrian Succession કહે છે. તે લડાઈના છાંટા કર્ણાટકમાં ઉડ્યા. લાબુર્દોને નામના ફ્રેંચ દરિયાઈ અમલદારે મદ્રાસ લીધું ને રૂ. ૪૪ લાખ પેટે તે શહેર તેણે અંગ્રેજોને સોંપવા વચન આપ્યું. પણ પોંડિચેરિના ગવ્હર્નર ડૂપ્લેનો વિચાર અંગ્રેજોને કર્ણાટકમાંથી કાઢી મૂકવાનો હતો. તેથી મદ્રાસ અંગ્રેજોને ન સોંપતાં તે શહેર તેણે ફ્રેંચોના કબ્જામાં રાખ્યું, ઇ. સ. ૧૭૪૬.

**અર્કાટના નવાબની હાર**—હવે અંગ્રેજો ને ફ્રેંચો બંને કર્ણાટકના નવાબના રક્ષિતો હતા, ને ફ્રેંચોએ મદ્રાસ નવાબને પાછું સોંપવાની શરત કરી હતી. પણ હવે તેમણે તે વચન પાળવામાં વિલંબ કર્યો. તેથી નવાબે પોતાના પુત્રને ફ્રેંચો સામો મોકલ્યો તેના મોટા લશ્કરને ફ્રેંચ સરદારે એક નાના લશ્કર વડે માઇલાપોર અથવા સાન થોમે પાસે સખ્ત હાર ખવરાવી. આ લડાઇથી હિંદીઓ યૂરોપીય ઢબ મુજબ સારી રીતે લડી શકે છે અને એવી કવાયત પામેલું નાનું લશ્કર મોટા લશ્કરને તુરત હાર ખવરાવી શકે છે એ પૂરવાર થયું, ઇ. સ. ૧૭૪૬.

**એલાશાપેલનું તહ**—ઇ. સ. ૧૭૪૮માં યૂરોપમાં એલાશાપેલ (Aix-la-chapelle)નું તહ થયું એટલે કર્ણાટકમાં બંને પક્ષકારો લડતા બંધ થયા. એ તહથી અંગ્રેજોને મદ્રાસ પાછું મળ્યું. આવી રીતે પહેલા કર્ણાટકી વિગ્રહનો અંત આવ્યો.

**ડૂપ્લે**—ડૂપ્લે હિંદમાં ઇ. સ. ૧૭૨૬માં આવ્યો હતો ને પ્રથમ ચંદ્રનગરમાં (Intendant) (ઇતંદાં) કે નાયબસુબા તરીકે કામ કરતો હતો. તેણે એ ફ્રેંચ સંસ્થાનને ઘણું સુધાર્યું. પછી ડૂપ્લે પોંડિચેરિનો ગવ્હર્નર થયો. અત્યાર સુધી ડૂપ્લેએ વેપાર તરફ જ લક્ષ આપ્યું હતું પણ જ્યારે તેણે સાન થોમેના યુદ્ધમાં જોયું કે ક્વાયત શિખેલા હિંદીઓ યૂરોપિઅન અમલદારો નીચે બહાદુરીથી અને ધૈર્યથી લડી શકે છે અને એવી તાલીમ પામેલું નાનું લશ્કર મોટા પણ બીન કેળવાએલા લશ્કરને માંકડની માફક ચોળી નાંખે

છે ત્યારે તેણે કવાયત શીખેલી હિંદીઓની લશ્કરી ટૂકડીઓ ઉભી કરવા માંડી.

ડૂપ્લેએ પોતાના દેશની સારી સેવા કરી. તેણે ફ્રેંચ કંપનિ માટે પોતાનું ઘણું નાણું ખર્ચી નાંખ્યું. તે મોટો મુત્સદ્દી હતો, પણ તેનામાં લડાયક શક્તિ નહોતી. એ કારણથી તેના બધા મનોરથો મનમાં રહી ગયા. જ્યારે તેને સ્વદેશ જવાનો હુકમ સંભળાવવામાં આવ્યો ત્યારે તે ભર સભામાં બોલી ઉઠ્યો કે "ઘણું જીવો આપણો રાજા"—આવો તો ડૂપ્લે ધૈર્યશીલ અને સ્વદેશપ્રેમી હતો.



ડૂપ્લે

પહેલા કર્ણાટકી વિગ્રહમાં ડૂપ્લેએ ફ્રેંચોને રાજ્યસત્તાનો ખરો સ્વાદ ચખાડ્યો ને કર્ણાટકમાં ફ્રેંચો ચાહે તે કરી શકે એમ એને પ્રતીતિ થઈ. તે આકાંક્ષા પાર પાડવામાં અંગ્રેજો આડખીલીરૂપે આવી રહ્યા હતા તેથી તેમને ગમે તે પ્રકારે કર્ણાટકમાંથી કાઢવા એ ડૂપ્લેની નીતિનું મુખ્ય સૂત્ર થઈ પડયું. ખરી રીતે તો અંગ્રેજોએ પોતે ડૂપ્લેને આ માર્ગ બતાવ્યો હતો. થોડાં વર્ષો અગાઉ તાંજોરના રાજ્યની આંતરિક ખટપટમાં અંગ્રેજો વચ્ચે આવ્યા હતા. ડૂપ્લેએ તે શિક્ષામંત્ર પ્રમાણે મોટા પાયા ઉપર કર્ણાટકની રાજ્ય-ખટપટમાં માથું મારવાનો નિશ્ચય કર્યો.

**કર્ણાટકની નવાબી ને નિઝામની ગાદી માટે ખટપટ—ઈ. સ.** ૧૭૪૮માં નિઝામ-ઉલ-મુલ્ક મરી ગયો. મરતી વખતે તે પોતાની પુત્રીના પુત્ર મુઝફ્ફરજંગને દખ્ખણની સુબેદારી આપતો ગયો મુઝફ્ફરે ચંદાસાહેબને ડૂપ્લેની મદદથી કેદમાંથી છોડાવ્યો, અને કર્ણાટકની નવાબી

આપવા તેને વચન આપ્યું. પછી બંને જણાઓએ ફ્રેંચોની મદદથી કર્ણાટકના નવાબ અન્વર-ઉદ્-દીનને અંબુર આગળ ઈ. સ. ૧૭૪૯માં માર્યો. પરિણામે ચંદાસાહેબ કર્ણાટકનો નવાબ થયો. મર્હુમ નવાબ અન્વર-ઉદ્-દીનનો વારસ મહમ્મદઅલી ત્રિચિનાપલ્લી નાસી ગયો. ત્યાંથી તેણે અંગ્રેજોની મદદ માંગી. આ વખતે નિઝામ-ઉલ-મુલ્કનો બીજો પુત્ર નાસિરજંગ મુઝફ્ફરજંગ સામો થયો. પણ લડાઈમાં તે મરાયો એટલે મુઝફ્ફરજંગ દખ્ખણનો પાકો સુબેદાર થયો. મુઝફ્ફરના મરણ પછી નિઝામનો બીજો પુત્ર સલાબતજંગ ગાદીનશીન થયો. તે ફ્રેંચોનો દોસ્ત હતો તેથી ડૂપ્લેની અભિલાષા સિદ્ધ થઈ. દખ્ખણની સુબેદારી ને કર્ણાટકની નવાબી ફ્રેંચોને ઘેર વસી. માત્ર ત્રિચિનાપલ્લીમાં મહમ્મદઅલીને દાબી દેવાનું બાકી રહ્યું. પણ તેમ કરતાં તેમને અંગ્રેજો સામે લડાઈ કરવાની જરૂર પડી. અંગ્રેજોને માટે તો ત્રિચિનાપલ્લીને ફ્રેંચોના હાથમાં જતું કેમ અટકાવવું એ આ વખતે મુખ્ય પ્રશ્ન થઈ પડયો. તે માર્ગ ક્લાઇવે બતાવ્યો ને તે સાથે બીજો કર્ણાટકી વિગ્રહ શરૂ થયો.



ક્લાઇવ

**ક્લાઇવ ને અર્કાટનો અજબ બચાવ. ફ્રેંચોની હાર**—ક્લાઇવનો જન્મ ઈ. સ. ૧૭૨૫માં થયો હતો. નાનપણમાં તે ઘણો તોફાની હતો અને નિશાળમાં કદિ અભ્યાસ ઉપર લક્ષ આપતો નહિ. તેથી તેના બાપે કંટાળી જઈ તેને મદ્રાસ

મોકલી આપ્યો. પહેલાં તો તે કારકુની કરતો પણ તે નોકરી તેને ગમી નહિ ને એક વાર તો આવેશમાં તે આપઘાત કરી મરવાની તૈયારીમાં હતો. પણ પહેલા કર્ણાટકી વિગ્રહમાં તેણે બહાદુરી બતાવી હતી તેથી તેને લશ્કરમાં નોકરી આપવામાં આવી. ત્રિચિનાપલ્લીના ઘેરા વખતે ક્લાઇવ મદ્રાસમાં હતો. ત્યાં તેણે ગવર્નરને એવી સલાહ આપી કે ત્રિચિનાપલ્લીના બચાવ માટે અંગ્રેજોએ અર્કાટને ઘેરો ઘાલવો, એટલે ચંદા સાહેબનું લશ્કર અર્કાટ બચાવવા ત્રિચિનાપલ્લીને છોડી દેશે અને મહમ્મદઅલી છુટો થશે. ગવર્નરે ક્લાઇવની સલાહને માની અને ૨૦૦ અંગ્રેજો અને ૩૦૦ સિપાઈઓનું લશ્કર લઈ ક્લાઇવ અર્કાટમાં દાખલ થયો. આ નાના લશ્કરે ૫૩ દિવસ સુધી બચાવ કર્યો. ચંદાસાહેબે તુરત ત્રિચિનાપલ્લીના લશ્કરને ઓછું કરી અર્કાટ પાછું લેવા પોતાના પુત્રને મોકલ્યો. ક્લાઇવે તેને આરણી પાસે હરાવ્યો. ચંદાસાહેબના દોસ્તો ફ્રેંચો પણ કાવેરીપાક પાસે હારી ગયા. એ જ વખતે ચંદાસાહેબ હારી તાંજોર ભાગી ગયો. ત્યાં તેનું ખુન થયું. અંગ્રેજો ત્રિચિનાપલ્લીમાં દાખલ થયા. ઈ. સ. ૧૭૫૩માં ક્લાઇવ સ્વદેશ ગયો. પણ ટૂંક મુદતમાં મદ્રાસના ગવર્નર તરીકે હિંદ પાછો આવ્યો ને કોકણમાં આવેલા ઘેરિઆ અથવા વિજયદુર્ગનો કબજો કરી મદ્રાસ પહોંચી ગયો.

**નિઝામ અને બુસિસ**—સલાબતજંગ અને તેના ભાઈ નિઝામઅલી વચ્ચે હંમેશાં સુબેદારી માટે ખટપટ ચાલ્યાં કરતી હતી તેથી બુસ્સિની લશ્કરી મદદની સલાબતને પૂરી જરૂર હતી. એ કારણથી લશ્કરના ખર્ચના નિભાવ માટે સલાબતે એ ફ્રેંચ સરદારને ઉત્તર સરકારનું મ્હેસુલ માંડી આપ્યું. આવી રીતે બુસ્સિએ હૈદરાબાદ મુકામે પ્રબંધ સત્તા જમાવી.

**સુલેહ**—પણ પોતાના જ લોકો હિંદમાં લડે ને યૂરોપમાં બંને પ્રજાઓ વચ્ચે મિત્રતા હોય તે ઝાઝા વખત સુધી કેવી રીતે નભી શકે? તેથી ફ્રેંચ સરકારે ડૂપ્લે ઉપર સ્વદેશ આવવા હુકમ મોકલ્યો ને તેને બદલે બીજા માણુસોની નીમણોક કરી. તેણે અંગ્રેજો સાથે સુલેહ કરી. સુલેહથી

બંને પક્ષકારોએ હિંદી ખિતાબો તજી દીધા અને હિંદનાં રાજ્યોની ખટપટોમાં વચ્ચે ન પડવા કબુલ કર્યું. આ સુલેહનો ભંગ થયો તે આપણે હમણાં જોઈશું.

**ફ્રેંચોનો પરાજય. છેલ્લો કર્ણાટકી વિગ્રહ**—થોડા વખત માટે તો ફ્રેંચો ને અંગ્રેજો વચ્ચે કર્ણાટકમાં કોઈ બખેડો જાગ્યો નહિ. પણ ઈ. સ. ૧૭૫૬માં યૂરોપમાં ફ્રાંસ અને ઈંગ્લંડ વચ્ચે સાત વર્ષનો વિગ્રહ શરૂ થયો. તેથી આપણે ત્યાં પણ તે વિગ્રહના છાંટા ઉડયા. તુરત અંગ્રેજોએ બંગાળામાં ચંદ્રનગર મુકામે આવેલું ફ્રેંચ થાણું હાથ કર્યું ફ્રાંસથી ઝનરલ લૅલિ હિંદુસ્તાનમાં આવ્યો. તેણે સેન્ટડેવિડનો કિલ્લો સર કર્યો. પણ લૅલિ પાસે નાણું કે માણસો નહોતાં. હિંદના ફ્રેંચ અમલદારોએ તેને યોગ્ય મદદ આપી નહિ. વળી અંગ્રેજોનો નૌકાધિપતિ ફ્રેંચ નૌકાધિપતિ કરતાં વધારે બળવાન્ હતો. છતાં લૅલિએ મદ્રાસ સર કર્યું. પણ દરમ્યાન અંગ્રેજોને મદદ મળી ચૂકી હતી. તેથી લૅલિ મદ્રાસ છોડી અર્કાટ ચાલ્યો ગયો તેણે બુસ્સિને હૈદરાબાદથી પાછો બોલાવી લીધો. આ એક દૃષ્ટિએ જોતાં મોટી ભૂલ થઈ, કારણ કે તુરત ઉત્તર સરકારમાં કર્નલ ફોર્ડે ફ્રેંચોને હરાવ્યા. પરિણામે હૈદરાબાદના સુબેદાર સલાબતજંગે ઉત્તર સરકાર અંગ્રેજોને માંડી દીધો ને રાજમહેંદ્રના રાજાએ અંગ્રેજોને વિઝાગાપટ્ટમ્ જેવાં બંદરો આપ્યાં. કર્ણાટકમાં અંગ્રેજ સરદાર સર આયર કૂટે વાંદિવાસ મુકામે લૅલિને ને બુસ્સિને હરાવ્યા, ને પોંદિચેરિ ને બીજાં ફ્રેંચ થાણાંઓ અંગ્રેજોએ વશ કર્યાં, ઇ. સ. ૧૭૬૦. લૅલિ ફ્રાંસ ગયો અને ત્યાં તેને ફાંસી દેવામાં આવી. તે બહાદુર સિપાઈ હતો. પણ તેનામાં દીર્ઘદૃષ્ટિ કે મુત્સદ્દીગીરી નહોતી. ઈ. સ. ૧૭૬૩માં પૅરિસ મુકામે તહ થવાથી સાત વર્ષના વિગ્રહનો અંત આવ્યો. તેમાં ફ્રેંચોનાં પાંચ મુખ્ય થાણાંઓ તેમને પાછાં મળ્યાં. પણ તેમની બીજી સત્તા નાશ પામી. ઇ. સ. ૧૭૮૧–૮૩માં એક વાર ફ્રાંસે પોતાની ગુમાવેલી વગ પાછી મેળવવા યત્નો કર્યા પણ તેમાં કાંઈ વળ્યું નહિ.

**ફ્રેંચોની હારનાં કારણો**—ફ્રેંચો અંગ્રેજોથી કેમ હાર ખાઈ બેઠા? ફ્રેંચ સરદારો લૅલિ ને બુસ્સિ અંગ્રેજ સરદારો ક્લાઇવ, કૂટ, ફૉર્ડ, વગેરેથી

કાંઈ ઉતરે તેમ નહોતા. દૂપ્લે જબરો મુત્સદ્દી હતો અને અંગ્રેજોમાં તેનો બરોબરીઓ કોઈ નહોતો. હિંદના રાજાઓના દરબારોમાં ફ્રાંસની શાખ ઈંગ્લંડનાં કરતાં વધારે સારી હતી. ફ્રેંચોએ અત્યારે આફ્રિકામાં અને એશિઆમાં મોટું સામ્રાજ્ય સ્થપાયું છે એટલે સંસ્થાનો વસાવવામાં કે જીતવામાં તેઓ કાંઈ નબળા નહોતા. તેઓ કારસ્તાનમાં અંગ્રેજોથી કોઈ રીતે ઉતરતા નહોતા અને નથી. છતાં હિંદમાં તેઓ હારી બેઠા. તેનાં કારણો ઘણાં ઊંડાં છે. ફ્રાંસનો મુખ્ય પુરુષ દૂપ્લે મુત્સદ્દી હતો. પણ તેનામાં લડાયક શક્તિ નહોતી; અંગ્રેજ સરદાર ક્લાઇવ સાહસિક ને લડાયક હતો. ફ્રેંચ અધિકારીઓ હિંદમાં કોઇ કામ એક સંપથી કરી શકતા નહિ. દરિયાઈ અમલદારો ને લશ્કરી સરદારો હમેશાં લડતા. મુલકી અમલદારો પણ પરસ્પર લડી મરતા. જ્યારે ફ્રેંચ અમલદારો હિંદથી સ્વદેશ જતા ત્યારે તેમના તરફ રાજ્યસત્તા કટાક્ષથી જોતી એટલું જ નહિ પણ ઘણી વાર તે તેમને ખુબ દંડતી. હિંદુસ્તાનના ફ્રેંચોને તેમની માતૃભૂમિથી ઘણી ઓછી મદદ મળતી. હિંદના અંગ્રેજોને ઈંગ્લંડના લોકોનો પૂરેપૂરો ટેકો હતો. બંગાળા અંગ્રેજ મુલક હોઇ ત્યાંથી દક્ષિણમાં માણસો ને નાણું મોકલી શકાતાં; ફ્રેંચોને આવો કોઈ જાતનો આશ્રય નહોતો. પૅરિસ મુકામે ફ્રેંચ સરકાર દેવાદાર થઇ ગઇ હતી, જ્યારે ઈંગ્લંડનો નાણાંનો વહિવટ સદ્ધર હતો. નૌકાબળમાં ઈંગ્લંડ ફ્રાંસથી હમેશાં ચઢતું આવ્યું છે, ફ્રાંસની નબળાઇ આ ક્ષેત્રમાં અક્ષમ્ય હતી. ફ્રેંચ સરકાર યૂરોપમાં ર્‌હાઇન નદી ઉપર લડાઈઓ કરતી તેથી તેને ફ્રાંસની પૂર્વ સરહદ ઉપરના શત્રુઓને વશ કરવા હિંદના લાભોને ઘણી વાર જતા કરવા પડતા. ફ્રેંચ ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ સ્વતંત્ર નહોતી; તેનો બધો વહીવટ પૅરિસનું મંત્રિમંડળ કરતું; પણ અંગ્રેજોની કંપનિ મંત્રિમંડળથી સ્વતંત્ર હતી અને તેને નાણાં, વહિવટ, વગેરે બાબતોમાં સ્વતંત્રતાથી કામ કરવાના પ્રસંગો પ્રાપ્ત થતા. ઈ. સ. ૧૬૮૯ના પ્રચંડ વિપ્લવ–French Revolution –પછી ફ્રાંસે અમેરિકામાં ને ઈ. સ. ૧૮૧૫ પછી આફ્રિકામાં સત્તા વધારવાનો આરંભ કર્યો. ફ્રેંચ સત્તાના નાશનું સમર્થન કરવાને આ કારણો પૂરતાં છે. એ ઉપરથી અંગ્રેજોની ફત્તેહનાં કારણો પણ એકદમ સ્પષ્ટ થઈ શકે છે.

# પ્રકરણ ૬ઠ્ઠું

## બંગાળામાં અંગ્રેજ સત્તાની સ્થાપના, પ્લાસિની લડાઈ સુધી.

**અંગ્રેજો ને સિરાજ-ઉદ્-દૌલા**—ઇ. સ. ૧૭૫૬માં સિરાજ ઉદ્-દૌલા બંગાળાનો નવાબ થયો. અંગ્રેજોએ આ વખતે બંગાળામાં કોઠીઓ કરી હતી. નવાબ સિરાજ-ઉદ્-દૌલા અવિચારી હતો. તેણે પોતાનાં સગાંઓ પાસેથી પૈસા કઢાવવા માંડયા. તેથી તેની સગી એક બાઈનો માણસ કલકત્તામાં અંગ્રેજોને શરણ ગયો. તેઓએ શરણ આવેલા આ માણસને સોંપવા ના પાડી, તેથી નવાબે મુર્શીદાબાદ પાસે આવેલી કાસિમબઝારની અંગ્રેજ કોઠીને લુટી અને મિ. વૉટસ નામના કોઠીના મુખીને કેદ કર્યો. પછી તેણે કલકત્તા સર કર્યું. કલકત્તાના ઘણા અંગ્રેજો નાશી ગયા, પણ જે બાકી રહ્યા તેમને નવાબે કેદ કરવા હુકમ કર્યો એટલે તેના નોકરોએ કેદી અંગ્રેજોને કલકત્તાના કારાગૃહમાં પૂર્યા.

**કલકત્તાનું કારાગૃહ—The Black Hole of Calcutta** આ બનાવ વિષે દરેક ઈતિહાસકાર લખી ગયો છે. કલકત્તામાં અંગ્રેજો પોતાના જાતભાઈઓને ને હિંદીઓને આજ કારાગૃહમાં પૂરી રાખતા. ખુદ ઈંગ્લંડમાં કારાગૃહોની વ્યવસ્થા એ વખતે ઘણી ખરાબ હતી ને કલકત્તાના કારાગૃહ જેવાં હજારો કારાગૃહો એ વખતે યૂરોપમાં હતાં. નવાબે કેટલા અંગ્રેજોને આ "અંધારી" કોટડીમાં મોકલ્યા ને બીજે દિવસે સવારે જીવતા કેટલા નીકળ્યા તે સંબંધી ચોક્કસ વિગત હજુ સુધી પ્રમાણસર મળી શકની નથી, પણ કુલ ૧૪૬ અંગ્રેજોને કેદ કરવામાં આવ્યા હતા ને તેમાંથી બીજે દિવસે ૨૩ જણા અધમુઆ બહાર આવ્યા હતા ને બાકીના મરી ગયા હતા એમ કહેવામાં આવે છે. આમાં એક સ્ત્રી હતી. કારાગૃહના બનાવ માટે નવાબની જવાબદારી વિશેષ સંભવતી નથી. કેદ

પકડાએલા અંગ્રેજોની બાબતમાં તેણે બેદરકારી બતાવી એટલું જ. તેમને કેદખાનામાં ગુંગળાવી મારી નાખવાનો તેનો ઇરાદો નહોતો, તેમ કેદી અંગ્રેજોની ભયાનક સ્થિતિથી તે માહીતગાર પણ નહોતો, કારાગૃહની બધી જવાબદારી નવાબનાં માણસોને શિર રહેશે. કારાગૃહ તદ્દન અંધારી કોટડી જેવું નહોતું. કારાગૃહની બીના ખોટી છે એ હજુ સિદ્ધ થયું નથી. બધા દેશોના ઇતિહાસમાં આવા અનેક પ્રસંગો બને છે. માત્ર અંગ્રેજ ઇતિહાસકારો કલકત્તાના કારાગૃહને વિશેષ મહત્ત્વ આપી અમુક પ્રસંગ માટે પોતાનો પક્ષપાત બતાવે છે.

**કલાઇવની હીલચાલો**—કલકત્તા પડયું તે ખબર મદ્રાસ પહોંચી એટલે કલકત્તા તરફ એક લશ્કર રવાના કરવામાં આવ્યું. દરમ્યાન ક્લાઇવ ને વૉટસન મદ્રાસ આવી ગયા હતા. તેથી તેઓ પણ કલકત્તા તરફ ઉપડી ગયા. ઇ. સ. ૧૭૫૭માં કલકત્તા પાછું સર કરવામાં આવ્યું. આ વખતે ફ્રેંચો ને અંગ્રેજો વચ્ચે યૂરોપમાં લડાઇ શરૂ થઇ ચૂકી હતી. તેથી ક્લાઇવે ફ્રેંચ સંસ્થાન ચંદ્રનગર કબજે કર્યું. હવે ચંદ્રનગરના ફ્રેંચો નવાબના આશ્રિત હતા; તેથી નવાબે ક્લાઇવના આ કૃત્ય સામે વાંધો ઉઠાવ્યો. દરમ્યાન તેને પદભ્રષ્ટ કરવાને મોટું કાવતરૂં ઉભું કરવામાં આવ્યું.

**નવાબ સામે કારસ્તાન**—સિરાજ પોતાના અમલદારોને ખાસ ખુંચતો હતો. હવે અંગ્રેજો તેની વિરુદ્ધ થયા હતા. ઉપરાંત બંગાળામાં ક્લાઇવને મદ્રાસના અંગ્રેજોના જેવો વેશ ભજવવા હતો. મહુમ નવાબ અલીવર્દીખાંનો બનેવી ને સિરાજના લશ્કરનો બક્ષી મીરજાફરખાં આ કારસ્તાનમાં ભળ્યો, ને ક્લાઇવ વગેરે અંગ્રેજોએ સિરાજને પદભ્રષ્ટ કરી તેની નવાબી આપવા કબુલ કર્યું. મીરજાફરે સામું ફ્રેંચોને કાઢી મૂકવાનું વચન આપ્યું. આ કારસ્તાનમાં જગતૂશેઠ જેવો મોટો વેપારી સામેલ થયો. પણ અમીચંદ નામનો એક સિખ સરાફ, જે આ ભેદમાં પહેલેથી હતો તેણે એમ જાહેર કર્યું કે જો રૂ. વીસ લાખ તેને આપવામાં આવે તો તે પક્ષકારોનો કરાર ગુપ્ત રાખશે; નહિતર સર્વ વાત નવાબને કાને નાંખશે. તેથી ક્લાઇવે અમીચંદને

વિશ્વાસમાં લીધો. તેણે બે જાતના કાગળો ઉપર કરાર લખ્યો–ખરો કરાર સફેદ કાગળ ઉપર, જેમાં અમીચંદની દલાલી વિષે કોઈ ઉલ્લેખ નહોતો, ને બીજો લાલ કાગળ ઉપર, જેમાં અમીચંદને દલાલી મળે એમ સ્પષ્ટપણે લખવામાં આવ્યું હતું. આ લાલ કાગળ ઉપર સત્યવાદી ઍડ્મિરલ વૉટ્સને સહી આપવા ના પાડી, એટલે ક્લાઇવની સૂચનાથી એક બીજા અંગ્રેજે વૉટ્સનની સહી કરી. ક્લાઇવના વર્તનનો બચાવ કરવાથી સત્યને અન્યાય થશે.

**પ્લાસ્સિનું યુદ્ધ**—ક્લાઇવે નવાબ સામે કોઈ જાતનું સમાધાન ન કરતાં તુરત તેના ઉપર લશ્કર લઈ જવાનો નિશ્ચય કર્યો. બંનેનાં લશ્કરો પ્લાસ્સિના ક્ષેત્ર ઉપર પડાવ નાંખી પડ્યાં. જુનની ૨૩મીએ નામનું યુદ્ધ થયું. નવાબનું લગભગ ૫૦,૦૦૦ પાયદળનું ને ૧૮,૦૦૦ ઘોડેસવારનું લશ્કર વીખરાઈ ગયું. માત્ર કેટલાએક ફ્રેંચો આખર સુધી લડયા. નવાબનો સેનાપતિ માર્યો ગયો ને નવાબ પોતે ભાગી ગયો. અંગ્રેજોએ મીરજાફરને ખાલી પડેલી બંગાળાની નવાબી આપી. પ્લાસ્સિના યુદ્ધ પછી આપણા ઇતિહાસનું સ્વરૂપ બદલાઈ ગયું ને અંગ્રેજો વેપારી મટી મુત્સદ્દી ને રાજ્યકર્તા થયા. તેથી આ ભાગ અહિં સમાપ્ત થવો જોઈએ.

---

# વિભાગ ૮મો

# અંગ્રેજી સામ્રાજ્ય. સ્થાપના ને વિકાસ.

# ઈસ્ટ ઈંડિઆ કંપનિ

## પ્રકરણ ૧લું

### પ્લાસિસના યુદ્ધ વખતનું હિંદુસ્તાન

**પ્લાસિના યુદ્ધ વખતનું હિંદુસ્તાન**—ઇ. સ. ૧૭૫૭ના જુન માસમાં કલાઇવે બંગાળાના નવાબ સિરાજ–ઉદ્–દૌલાનો પરાજય કર્યો ત્યારથી તે ઇ. સ. ૧૮૫૮ના સિપાઇઓનો બળવા સુધીના સમયને આપણા દેશના ઇતિહાસમાં સંક્રાતિનો સમય કહી શકાય. એ વખતે અલ્લાહાબાદ, આગ્રા, દિલ્હી ને સરહિંદના પ્રાંતો સિવાય મોગલાઇની ખરી હકુમત કયાંય પણ ચાલતી નહોતી. બંગાળા, બિહાર, અને ઓરિસ્સાના પ્રાંતો ઇસ્ટ ઇંડિઆ કંપનિને આશ્રિત નવાબના હાથમાં હતા. અયોધ્યાનો નવાબ મોગલ પાદશાહથી સ્વતંત્રપણે વર્તતો હતો. રોહિલ્લાઓ રોહિલખંડમાં સત્તા ભોગવતા હતા. લાહોર, મુલતાન, કાસ્મીર અને સિંધના પ્રાંતો અફઘાનીસ્તાનના અહમદશાહ અબ્દાલીના કબજામાં હતા. રજપુતસ્તાનનાં નાનાં મોટાં રાજ્યો કમજોર થઇ ગયાં હતાં. ભરતપુર મુકામે જાટ લોકોએ રાજ્ય સ્થાપ્યું હતું. રજપુત ને જાટ રાજાઓ પાસેથી ને બુંદેલખંડ, રેવા, વગેરે સંસ્થાનોમાં મરાઠાઓ ઉઘરાણું કરતા હતા. શિંદે તથા હોળકર પેશવાના પ્રતિનિધિઓ તરીકે મધ્ય હિંદુસ્તાનનાં રાજારજવાડાં પાસેથી ખંડણી વસુલ કરતા હતા. ગુજરાત ને કાઠિઆવાડ ઉપર મરાઠી સત્તા ફેલાવવા વડોદરેથી ગાયકવાડ સરકાર પ્રયત્નો કરતી હતી. નાગપુરના ભોંસલે રાજાની આણ નાગપુર, બરાડ, કટક ને બાલેશ્વર ઉપર ફરતી હતી. ભોપાલનું નાનું મુસલમાની રાજ્ય નાગપુર ને ઈંદોર મુકામે

આવેલાં બે મરાઠી રાજ્યો વચ્ચે ખીલારૂપે આવી રહ્યું હતું. નાગપુરના રાજ્યની દક્ષિણે હૈદરાબાદ ને તેની દક્ષિણે કર્ણાટક આવેલાં હતાં. કર્ણાટકનો નવાબ મહમ્મદઅલી અંગ્રેજોનો રક્ષિત હતો. પણ કર્ણાટકમાં ફ્રેંચો ને અંગ્રેજો વચ્ચે જબરી ખટપટ ચાલી રહી હતી. મ્હૈસુર એક મોટા રાજ્યની સ્થિતિમાં આવવા તૈયાર થતું હતું. આખા મહારાષ્ટ્ર ઉપર મરાઠાઓની આણ ફરતી હતી. મરાઠી સત્તાનો નામધારી પ્રમુખ ને શિવાજીનો વંશજ છત્રપતિ સાતારામાં નજરકેદ હતો. કોલ્હાપુરમાં શિવાજીના વંશજો રાજ્ય કરતા હતા. કિનારાપર, અંગ્રેજો, આંગ્રે તથા સિદ્દીના અમલથી મરાઠી સત્તા નબળી ગણાય ખરી. મરાઠી રાજ્ય તાંજોરને કર્ણાટકનો નવાબ ગળી જવા ઇચ્છતો હતો. મરાઠાઓ મોગલાઈનો કબજો કરી હિંદમાં સાર્વભૌમ થવા ઇચ્છતા હતા. પણ ઉત્તરનાં ને દક્ષિણનાં રાજ્યો તેમની વિરુદ્ધ પ્રચંડ ખટપટ કરી રહ્યાં હતાં. તે વેળા અંગ્રેજોને તાબે મુંબઈ, મદ્રાસ ને કલકત્તા હતાં. ને સુરત, ભરૂચ, તેલિચેરી મસુલિપટ્ટમ્, મુર્શીદાબાદ, વગેરે સ્થળોએ તેમની કોઠીઓ હતી. ફ્રેંચોના કબજામાં પોંદિચેરી, કારિકલ, ચંદ્રનગર, યાનામ્ ને માહે હતાં. હૈદરાબાદ મુકામે ને ઉત્તર સરકારમાં તેમનું ઘણું જોર હતું. ડચ લોકોને તાબે ચિનસુરા વગેરે બંદરો હતાં. ગોવા, દમણ ને દીવામાં ફિરંગીઓ હતા. આપણી પડોશમાં કાબુલના અહમદશાહ અબ્દાલી સિવાય બીજો કોઈ પ્રતાપી ને સત્તાવાળો રાજ્યકર્તા નહોતો. ઔરંગઝેબ પછી હિંદુસ્તાનમાં કલા, સાહિત્ય, વગેરેમાં ખાસ પ્રગતિ થઈ નહોતી. પણ મુસલમાનોનું ધર્મનું ઝનુન આગળ કરતાં ઘણું ઓછું થઈ ગયું હતું.

**સૈકાનાં આવશ્યક લક્ષણો**—પ્લાસિનું યુદ્ધ હિંદના ઇતિહાસમાં અગત્યનું સ્થાન ધરાવે છે. તે પછી અંગ્રેજો આખા દેશના ધણી થયા. લશ્કરી યોજના તે વખતથી એકહથ્થુ થતી ગઈ. રાજ્યવ્યવસ્થામાં મોટા ફેરફારો કરવામાં આવ્યા, મોટા મોટા હોદ્દાઓ અંગ્રેજોના હાથમાં જતા રહ્યા. આપણા ઉદ્યોગોને ને કળાને રાજ્ય તરફથી જોઇતું ઉત્તેજન મળી શક્યું નહિ. આપણાં નાણાંનો તમામ વહિવટ અંગ્રેજોના હાથમાં ગયો.

આપણાં પાડોશી રાજ્યો સાથેના સંબંધમાં પણ આપણે ઈંગ્લંડના તાબેદાર થઈ ગયા. સંક્રાંતિકાળના આ બધા ગેરફાયદાઓ હતા. લાભોમાં રેલ્વે, નેહરો, તાર, ટપાલ, શાંતિ, કેળવણી, વગેરેનો વિકાસ, ગણાવી શકાય. તે સિવાય આપણે આપણો ભૂતકાળનો ઇતિહાસ ભૂલી ગયા હતા તેને આપણે શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે તાજો કર્યો. હવે આપણે પશ્ચિમની વિદ્યાથી રંગાયા ને આપણી ભાવનાઓનું સ્વરૂપ ફરી ગયું. તેથી આપણામાં રાષ્ટ્રીય ભાવનાના નવા અંકૂરો ફૂટયા. આ વિચારો, આ ભાવનાઓ, આ પરિસ્થિતિઓ, ઈ. સ. ૧૮૫૮ પછીના કાળમાં વિશેષ સ્પષ્ટ થવા લાગ્યાં.

# પ્રકરણ ૨જું

## બંગાળામાં અંગ્રેજોનો કારભાર, ઈ. સ. ૧૭૫૭–૧૭૭૨.

**મીરજાફરની નવાબી**—સિરાજ–ઉદ્–દૌલાને પદભ્રષ્ટ કરી કલાઇવે મીરજાફરને નવાબી આપી તે આપણે આગળ જોઈ ગયા. પણ મીરજાફર ઘરડો ને ગંજેરી હતો ને તેણે કંપનીના અમલદારોને ખુબ રૂશવત આપી તિજુરી ખાલી કરી દીધી* હતી.. તેણે કંપનીને કલકત્તાની દક્ષિણે આવેલાં ચોવીસ પરગણાંની ઝમીનદારી આપી, ને હુગલી નદી ઉપર માલ લઇ જવા માટે કંપનીનું દાણ માફ કર્યું. તેથી તેને નાણાની અછત પડવા લાગી.

**નવાબ, પાદશાહ ને વઝીર**—પણ આ નવીન નવાબીના શત્રુઓ ઘણા હતા. મોગલ પાદશાહનો શાહઝાદો ને અયોધ્યાનો નવાબ–વઝીર શુજા–ઉદ્–દૌલા બિહાર પ્રાંત ઉપર ચડી આવ્યા. બંને વચ્ચે કુસંપ હોવાથી પહેલી વાર તો તેનું પરિણામ કાંઇ ન આવ્યું પણ એ શાહઝાદો પોતે શહેનશાહ શાહઆલમ થયો ત્યારે તે ઠેઠ મુર્શીદાબાદ લગી આવી પહોંચ્યો.

* અમીચંદને એક ફૂટી બદામ પણ ન મળી. તેણે આપઘાત કર્યો તે વાત હવે ખોટી ઠરી છે. લંડનમાં અનાથાશ્રમને માટે ને ગુરુ ગોવિંદના મંદિરને માટે તેણે પાછળથી નાણાંની સારી મદદ આપી હતી. અંગ્રેજો સાથે તેણે વેપાર પણ કર્યો હોય એમ જણાય છે.

પણ અંગ્રેજોએ તેને નસાડી મૂક્યો. આ વખતે અંગ્રેજોએ કલકત્તાની ઉત્તરે વીસ માઇલ દૂર ડચ થાણું ચીનસુરા હાથ કરીને ડચની સત્તાનો નાશ કર્યો. ઈ. સ. ૧૭૬૦.

**મીરજાફર પદભ્રષ્ટ**—આવી રીતે કંપનિએ પોતે ઉભી કરેલી નવાબીનું રક્ષણ કર્યું. પણ ક્લાઇવ ઇંગ્લંડ ગયો કે તુરત મીરજાફરની નવાબીનો અંત આવ્યો. ક્લાઇવિ પછીનો બંગાળાનો ગવ્હર્નર ઘણો નબળો હતો ને તેના સલાહકારો લાંચીઆ અને કૃતઘ્ની હતા. તેથી કલકત્તાની કાઉન્સિલના અંગ્રેજોએ મીરજાફરને વર્ષાસન આપી પદભ્રષ્ટ કર્યો અને તેના જમાઈ મીરકાસિમને બંગાળાનો નવાબ બનાવ્યો, ઈ. સ. ૧૭૬૦.

**મીરકાસિમનો કારભાર**—મીરકાસિમે કંપનીને બરદ્વાન, ચિત્તાગાંવ અને મિદનાપોરનાં પરગણાં લખી આપ્યાં ને કલકત્તાની કાઉન્સિલના અમલદારોને મોટી બક્ષીસો આપી. તેણે મીરજાફરનું દેવું ચુકવી દીધું પણ મીરકાસિમનો કારભાર કંપનિના નોકરોને જરા પણ ગમે તેવો નહોતો. નવાબે નાણાંનો તમામ વહિવટ પોતાને હસ્તક લીધો અને ઘણું નકામું ખર્ચ ઓછું કરી નાંખ્યું. લશ્કરને ઓછું કરવામાં આવ્યું ને તે સાથે તેની વ્યવસ્થામાં સુધારો કરવામાં આવ્યો. તમામ ઝમીનદારો પાસેથી મ્હેસુલ નિયમસર ઉઘરાવવાનું શરૂ થયું. નવાબે લશ્કરનાં માણસોને યૂરોપીય ઢબ મુજબ કવાયત શિખવવા બે આર્મિનિઅનોને નોકરીમાં રાખ્યા, જેમાંથી એક જણ પાછળથી "**સુમરૂ**" નામે પ્રખ્યાત થયો. બંગાળાના નવાબોની રાજધાની અત્યાર સુધી મુર્શીદાબાદમાં હતી. મીરકાસીમે મુંઘીરમાં રાજધાની કરી, કેમકે મુર્શીદાબાદ કંપનિની સરહદની નજીકમાં હતું. મીરકાસિમ કંપનિના શત્રુઓ સાથે બીલકુલ ખટપટ કરતો નહોતો. તે માત્ર પોતાના કારભાર ઉપર ધ્યાન આપતો હતો. પણ નીચે જણાવેલાં કારણોથી તેના જેવા બાહોશ નવાબને પણ પદભ્રષ્ટ કરવામાં આવ્યો.

**મીરકાસિમ પદભ્રષ્ટ**—કંપનિ ને મોગલ પાદશાહ વચ્ચે બંગાળા પ્રાંતની દિવાની માટે વાટાઘાટ ચાલતી હતી, તે નવાબને સ્વાભાવિક રીતે

ગમતું નહોતું. કંપનિના લશ્કરી અમલદારો તેને તુચ્છકારતા હતા. ગવર્નરની કાઉન્સિલના અમલદારો મીરજાફર સાથે ખટપટ કરતા હતા. પણ આ બધાં નાનાં કારણો હતાં. ખાસ કારણ બંગાળાના વેપાર સંબંધી હતું. મોગલ પાદશાહ ફર્રુખસિયરે લખી આપેલા ઇ. સ. ૧૭૧૭ના પટ્ટા મુજબ કંપનિની બંગાળાના પરદેશ સાથેના વેપાર ઉપરની જગાત માફ હતી. જ્યારે કંપનિની સત્તા આખી નવાબી ઉપર થઈ ત્યારે તેના અમલદારો બંગાળાનો અંદરનો વેપાર પણ જગાત આપ્યા વગર કરવા લાગ્યા. હવે નવાબની પ્રજાને તો જગાત આપવી પડતી. તેથી સ્વદેશી વેપારીઓ કંપનિની પાસેથી વેચાતા પરવાના કે દસ્તકો લઈ વગર જગાતે વેપાર કરવા લાગ્યા. બીચારા નવાબને બેવડો માર પડયો. તિજોરીમાં નાણું ઓછું આવવા માંડયું. મીઠું, તંબાકુ, ને સોપારી, એ ત્રણ ચીજોનો તમામ વેપાર કંપનિના ગુમાસ્તાઓ મારફત વગર જગાતે ચાલવા લાગ્યો. જો નવાબના અમલદારો જગાત વસુલ કરે તો કંપનિના નોકરો ને ભાડુતી માણસો તેમને સતાવે. પરિણામે નવાબનો તમામ વહીવટ ઢીલો થઈ ગયો. નવાબે ઘણું કહ્યું. પણ કંપનિના માણસોએ તેને જરા પણ દાદ આપી નહિ. તેથી મીરકાસિમે તમામ જગાત માફ કરી. આ હુકમથી કંપનિના નોકરોને મોટી ખોટ જાય તે સ્પષ્ટ છે. એટલે લડાઈ શરૂ થઈ.

**મીરકાસિમની હાર**—નવાબના લશ્કરે પટના સર કર્યું ને ત્યાંના અંગ્રેજ વેપારીઓને કેદ કરી મુંગેર મોકલી દીધા. પણ મેજર ઍડમ્સે નવાબને ઘેરીઆ પાસે હરાવ્યો. તેથી તે પટના નાસી ગયો ને ત્યાંના લગભગ બધા અંગ્રેજોને કતલ કરાવી અયોધ્યા પ્રાંત તરફ ભાગી ગયો, ઇ. સ. ૧૭૬૩.

**બકસરનું યુદ્ધ**—હવે મોગલ પાદશાહ શાહ આલમ, મીરકાસિમ, ને અયોધ્યાનો નવાબ શુજાઉદ્દૌલા, એ ત્રણ જણા બિહાર પ્રાંત ઉપર ચઢી આવ્યા. પણ તેમને હેકટર મનરોએ ઈ. સ. ૧૭૬૪માં બકસર પાસે હરાવ્યા. તેથી મીરકાસિમ બુંદેલખંડ તરફ નાસી ગયો, ને પાદશાહે ને અયોધ્યાના નવાબે સુલેહ કરી.

**પાછા બે નવા નવાબો**—મીરકાસિમ પછી મીરજાફર બીજી વાર નવાબ થયો. પણ તે મરી ગયો તેથી તેનો પુત્ર નવાબ થયો.

**ક્લાઈવનો છેલ્લો કારભાર**—જ્યારે હિંદના અંગ્રેજોના બેશરમ કારભારનો વૃત્તાંત ઈંગ્લંડ પહોંચ્યો ત્યારે ત્યાં પ્રોપ્રાએટરોએ બંગાળના ગવ્હર્નર તરીકે ક્લાઇવિની નીમણોક કરી અને તેને કુલ અધિકાર સુપ્રત કર્યો. ક્લાઇવિ ઈ. સ. ૧૭૬૫માં કલકત્તા આવ્યો. આવ્યા પછી તુરત તેણે કંપનીના બંગાળાના કારભાર ને મોગલ પાદશાહ તથા શુજા–ઉદ્–દોલા સંબંધી ઘટતી વ્યવસ્થા કરી. આપણા દેશના ઇતિહાસમાં આ કારભાર ઘણો અગત્યનો છે તેથી તેનું રીતસર અવલોકન થવું જોઈએ

**ક્લાઇવે કરેલી બંગાળાના કારભારની નવી વ્યવસ્થા**—(૧) પ્રથમ તો ક્લાઈવે બધા અંગ્રેજ નોકરો પાસે કરારો લખાવ્યા કે કોઈએ ખાનગી વેપાર કરવો નહિ અને બક્ષીસો સ્વીકારવી નહિ. (૨) ખાનગી વેપારની બંધી થઈ એટલે કંપનીના નોકરોને ખોટ જાય તે સ્પષ્ટ છે. એ ખોટના બદલા માટે ક્લાઇવે એક નવીન ગોઠવણ કરી. બંગાળામાં કંપની તંબાકુ, સોપારી ને મીઠાનો વેપાર કરતી. હવે આ વેપાર કંપનિના નોકરોએ એકહથ્થુ કર્યો ને વેપારના નફામાં તમામ અમલદારોનો સૌ સૌના દરજ્જા મુજબ ભાગ નક્કી કરવામાં આવ્યો. માલની કીંમત ઉપર સેંકડે ૩૫ ટકાની જગાત કંપનીના નોકરો કંપનીને આપતા. આ યોજનાથી બંગાળાના દેશી વેપારીઓને ખોટ ગઇ અને તે ત્રણેય ચીજોના ભાવ વધી જવાથી બંગાળાની તમામ પ્રજાને ઘણું વેઠવું પડયું. (૩) ક્લાઇવે લશ્કરી અમલદારોને મળતું બમણું ભથ્થું બંધ કર્યું તેથી અંગ્રેજ અમલદારો ઘણા નાખુશ થઈ ગયા ને કેટલાકોએ બળવાની તૈયારીઓ કરી. પણ ક્લાઇવને ખબર પડતાં તેણે લશ્કરમાં બીજાઓની ભરતી કરવા માંડી તેથી બળવાની તૈયારી બંધ રહી. (૪) ક્લાઇવે કારોબારી સભાના સભ્યોમાં ઘટાડો કરી માત્ર ત્યાં ચાર જણાઓ રાખ્યા. અત્યાર સુધી તેમાં બારથી સોળ સભ્યો કામ કરતા; તેથી કામ તાબડતોબ થઈ શકતું નહિ.

**અલ્લાહાબાદનું તહ**—ક્લાઇવે મોગલ પાદશાહ શાહઆલમ પાસેથી કંપનિ માટે બંગાળા, બિહાર ને ઓરિસ્સાની દીવાની લખાવી લીધી. **દિવાની એટલે જમીનનું મ્હેસુલ ઉઘરાવવાનો અને દીવાની વિવાદો ચુકવવાનો અધિકાર.** કંપનિએ તે બદલ મોગલ પાદશાહને દર વર્ષે રૂા. ૨૬ લાખ આપવા એમ ઠર્યું. ક્લાઇવે અલ્લાહાબાદ ને કોરાના બે પ્રાંતો અયોધ્યાના નવાબ પાસેથી લઈ પાદશાહને આપ્યા. ને પાદશાહે ઉત્તર સરકારના પ્રાંતની દીવાની કંપનિને લખી આપી.

**અયોધ્યાનો નવાબ**—કંપનિએ નવાબ વઝીરને તેનો બધો મુલક પાછો આપ્યો, ને તેની પાસેથી લડાઇના દંડ તરીકે રૂા. ૫૦ લાખ લીધા; વળતરમાં નવાબે પોતાની હકુમતમાં કંપનિને નિરાબાધ વેપારના હક્કો આપ્યા. આ તહથી કાશીના રાજાને કંપનિએ પોતાના આશરા નીચે લીધો.

**નવાબીની યોજના**—નવી યોજનાથી બંગાળાના નવાબ પાસેથી તમામ રાજ્યસત્તા લઈ લેવામાં આવી ને વાર્ષિક રૂ. ૫૩ લાખની રકમ સિવાય તેના બીજા બધા અધિકારો નાશ પામ્યા. કંપનિએ બંગાળા, બિહાર ને ઓરિસ્સા માટે ત્રણ નાયબ દિવાનો નીમ્યા ને તેઓએ કંપનિની દેખરેખ નીચે તે પ્રાંતનો વહિવટ કરવા માંડયો.

**અવલોકન**—આ યોજનાથી કંપનિ ને તેના નોકરોને ઘણો લાભ થયો તે આપણે ઉપર કહી ગયા. અત્યાર સુધી કંપનિની બંગાળાની સત્તા બંડખોર ગણાતી, પણ હવે દીવાનીનો અધિકાર મળવાથી એ સત્તા ધોરણસર બની. બંગાળાની પ્રજાને બિહારના હુમલાઓથી હવે મુક્તિ મળી. ક્લાઇવે દીર્ઘદૃષ્ટિ વાપરી બંગાળા ને બિહાર પૂરતુ લક્ષ આપ્યું. જો કંપનિએ વિશેષ મહત્ત્વાકાંક્ષા દર્શાવી હોત તો ચોક્કસ મરાઠાઓ ને બીજા રાજાઓ વિરુદ્ધ પડત. બંગાળાની નવાબી તો માત્ર નામની હતી. ખરી સત્તા અંગ્રેજો હસ્તક હતી. પણ અંગ્રેજોની દૃષ્ટિ હજુ વેપાર તરફ હતી. કારભાર પર કંપનિની પૂરતી દેખરેખ ન રહેતી. તેથી લોકોને કોઈ લાભ ન મળ્યો.

ઉલટું, કંપનિના નોકરો પોતાની નવી સત્તાનો દુરુપયોગ કરવા લાગ્યા. કંપનિ અને નવાબ, એ બે સત્તાઓના અમલદારો બંગાળામાં વહિવટ કરતા હતા તેથી આ રાજ્યવ્યવસ્થા "Double Government" અથવા "દ્વિરાજ્યક પદ્ધતિ" ના નામથી ઓળખાય છે. આગળના ઇતિહાસકારો કલાઇવિની યોજનાની ઘણી પ્રશંસા કરી ગયા છે, પણ હવે તે વલણ બદલાઇ ગયું છે. કંપનિ ને તેના નોકરોનાં ખીસ્સાં તર કરવા સિવાય એનો બીજો હેતુ નહોતો. આગળ ચાલતી નવાબી કરતાં આ કારભારની વ્યવસ્થા વધારે ખરાબ હતી. કલાઇવિ ઈ. સ. ૧૭૬૭માં ઇંગ્લંડ ગયો.

**બંગાળા, ઈ. સ. ૧૭૬૭–૧૭૭૨**—કલાઇવિ પછી જે બે ગવર્નરો આવ્યા, તેમણે બંગાળાનો વહિવટ સુધારવા કેટલાક પ્રયત્નો કર્યા, પણ તે બધા નિષ્ફળ ગયા. ઈ. સ. ૧૭૭૦માં બંગાળામાં ભયંકર દુષ્કાળ પડયો તેથી વસતીનો ત્રીજો ભાગ મરણ પામ્યો.

**કલાઇવનું છેવટ: પાર્લમેન્ટનો ઠરાવ**—કલાઇવિ ઈ. સ. ૧૭૭૪ સુધી જીવ્યો. તેની વિરુદ્ધ પાર્લમેંટમાં ભારે ચર્ચા ચાલી. છેવટે જિંદગીથી કંટાળી તેણે આપઘાત કર્યો. બ્રિટિશ પાર્લમેંટે તેના વર્તન ઉપર દ્વિ–અર્થી ઠરાવ કર્યો. પહેલાં તો તેણે એમ જણાવ્યું કે કલાઇવે સત્તાનો દુરુપયોગ કર્યો છે અને પછી એમ જાહેર કર્યું કે કલાઇવે પોતાના દેશની સારી સેવા પણ બજાવી છે. આ ઠરાવમાં વિરોધ લાગે છે અને ઘણા ઇતિહાસ-લેખકોએ તેની ભાષાને વખોડી કાઢી છે. પણ વસ્તુતઃ એ ખરો ઠરાવ છે અને તેમાં કલાઇવના જીવનની બંને પ્રવૃત્તિઓને બ્રિટિશ પાર્લમેંટે બરોબર દર્શાવી દીધી છે.

**કલાઇવના ગુણદોષ**—કલાઇવિના જીવનચરિત્રમાં જે ચિત્રવિચિત્ર રંગો પૂરવામાં આવ્યા છે તેમાં અતિશયોક્તિ થઇ છે. તેની બંગાળાની રાજ્યઘટના નિષ્ફળ* થઈ; તેણે અમીચંદને છેતર્યો, મીરજાફર પાસેથી લાંચ

---

* જુઓ નોંધ, ૩૪૧–૩૪૨, ત્રીજી આવૃત્તિ

લીધી ને જાગીર કઢાવી, પોતાની સ્થિતિનો લાભ લઇ કંપનિના શેરોનો વેપાર કર્યો, ઈંગ્લંડ જઇ ત્યાં નવાબી ઠાઠ ધારણ કરી પાર્લમેંટમાં અને ઈંડિઆ હાઉસમાં ખટપટ કરી; તેથી તેનો ખટપટી અને સ્વાર્થી સ્વભાવ સિદ્ધ થાય છે. તેનામાં દીર્ઘ દૃષ્ટિ હતી, સરદારી કરવાની શક્તિ હતી, કારભાર કરવાનું પાણી હતું. તેનો મુખ્ય હેતુ પોતાની અને પોતાના દેશની આર્થિક સ્થિતિ સારી કરવાનો હતો. મોટા પિટ્ટે કલાઇવને એક "ઇશ્વરી સરદાર–*Heaven–born General*" કહી તેનાં વખાણ કર્યાં હતાં. પણ આપણે એટલું યાદ રાખવું જોઈએ કે કર્ણાટકમાં રાજાસાહેબની સરદારી સામે ને બંગાળામાં સિરાજ–ઉદ્–દૌલાની સામે ખાસ લશ્કરી કુશળતા દર્શાવવાનો પ્રસંગ કલાઇવને આવ્યો નહોતો. અલબત, સંકટને વખતે તે પણ પૂરતું ધૈર્ય રાખી શકતો. તેને આપણે ફ્રેડરિક, નેપોલિઅન, વેલિંગ્ટન, હૈદરઅલી, રણજિતસિંગ, શિવાજી, એમાંથી એકેની સાથે પણ સરખાવી શકીએ નહિ.

## પ્રકરણ ૩જું

## દક્ષિણ હિંદના અંગ્રેજો, ઈ. સ. ૧૭૫૭-૧૭૭૨.

**દક્ષિણ હિંદ, ઇ. સ. ૧૭૫૭**—હવે આપણે દક્ષિણ હિંદ લઈએ. આ વખતે કર્ણાટકમાં બે નવાબો હતા, એક અંગ્રેજી નવાબ મહમ્મદઅલી, બીજો ફ્રેંચોનો આશ્રિત રાજાસાહેબ. મહમ્મદઅલીના બે ભાઇઓ તેની વિરુદ્ધ ખટપટ કરતા હતા. આખા કર્ણાટક પ્રાંતમાં કિલ્લેદારો ને સુબેદારો સ્વતંત્ર રીતે વર્તતા હતા. મરાઠાઓની નજર કર્ણાટક ઉપર ઘણા વખત થયાં હતી. તાંજોર, મ્હૈસુર અને ત્રાવણકોરનાં રાજ્યો તથા બીજી નાની ઝમીનદારીઓ વારંવાર પરસ્પર લડી મરતાં હતાં. હૈદરાબાદનો નિઝામ બુસ્સિના રક્ષણ નીચે આખા દક્ષિણ હિંદ ઉપર નામધારી સત્તા ભોગવતો હતો. તેના બે ભાઈઓ તેની વિરુદ્ધ ખટપટ કરતા હતા. ટૂંકામાં પૂર્વ હિંદ કરતાં દક્ષિણ હિંદની પરિસ્થિતિ વધારે વિકટ અને ગરબડ ભરેલી હતી. ફ્રેંચો

અને અંગ્રેજો વચ્ચેના છેલ્લા કર્ણાટકી વિગ્રહનું આપણે યૂરોપીય વેપારીઓના વિભાગમાં વિવેચન કર્યું છે એટલે તે વિષે અહિં લખવાની કાંઈ જરૂર નથી.

**અંગ્રેજો ને હૈદરઅલી**—આ વખતે અંગ્રેજો ને હૈદરઅલી વચ્ચે વિગ્રહો થયા. પણ એ હકીકતનો ખ્યાલ વાચકને મળે તે અગાઉ હૈદરઅલીનું પૂર્વ ચરિત આપવાની જરૂર છે.

**હૈદરઅલી**—હૈદરના કુટુંબનું મૂળ વતન બગદાદમાં હતું. તેનો દાદો દક્ષિણમાં આવી વસ્યો. હૈદરનો બાપ મ્હૈસુરમાં ફોજદાર હતો. તેને બે પુત્રો હતા. તેમાં નાના પુત્ર હૈદરનો જન્મ ઈ. સ. ૧૭૨૨માં થયો હતો. બાપના મરણ પછી હૈદર તેની મા સાથે બેંગલોર આવ્યો અને મ્હૈસુરના રાજ્યમાં ફોજદાર થયો. તેણે એક મરાઠા સરદારને હરાવ્યો તેથી મ્હૈસુરના રાજાએ ખુશ થઈ તેને "ફત્તેહ બહાદુર" ને "દલવી" બનાવ્યો ને એક પ્રાંતની નવાબી આપી. પછી હૈદરે બેદનુરની રાણી અને તેના દત્તક પુત્રને કેદ કરી કિલ્લો કબજે કર્યો. પછી તેણે ઠેઠ કૃષ્ણા નદી સુધી મુલક તાબે કર્યો ને મલબારમાં પોતાની સત્તા બેસાડી. ઇ. સ. ૧૭૬૬માં મ્હૈસુરનો રાજા કૃષ્ણરાજ મરણ પામ્યો ને નંદરાજ ગાદીએ આવ્યો. હૈદરે કુલ સત્તા પોતાના હાથમાં લીધી. પણ તેની વધેલી સત્તાથી ચીઢાઇ પેશવાએ અને નિઝામે મ્હૈસુર ઉપર ચઢાઈ કરી. પહેલાં હૈદરે પેશવાને પતાવ્યો. પછી તેણે નિઝામને પોતાના પક્ષમાં લીધો, ને અંગ્રેજો સામે લડાઈ જાહેર કરી.

**પહેલો મ્હૈસુર વિગ્રહ**—પહેલા મ્હૈસુર વિગ્રહમાં મદ્રાસના અંગ્રેજોનો વાંક હતો. અંગ્રેજોએ હૈદર વિરુદ્ધ હૈદરબાદના નિઝામને મદદ આપી હતી. કર્ણાટકમાં નવાબે ને નિઝામે અંગ્રેજોને હૈદરના રાજ્યમાં આવેલા કેટલાક મહાલોનું મ્હેસુલ માંડી આપ્યું હતું અને તે બદલ અંગ્રેજો મદદ કરવા બંધાએલા હતા. આ કારણોથી હૈદરે કંપનિ સામે લડાઇ જાહેર કરી. પ્રથમ હૈદરે અંગ્રેજ સરદાર સ્મિથને ચંગમ આગળ હરાવ્યો, પણ સ્મિથે ત્રિનોમાલી પાસે હૈદરને હરાવ્યો, ઇ. સ. ૧૭૬૭. અંગ્રેજોની ઉશ્કેરણીથી

મલબારના મોપલાઓ હૈદર સામે ઉઠ્યા. પણ હૈદર જબરો મુત્સદ્દી હતો. તેણે નિઝામને મેળવી લીધો. પછી અંગ્રેજ લશ્કરને આડો દઈ તે ઠેઠ મદ્રાસ સુધી જઈ પહોંચ્યો. મદ્રાસની સરકાર ગાભરી બની ગઈ અને હૈદરના કહેવા મુજબ તેને સુલેહની શરતો કબૂલ કરવી પડી, ઈ. સ. ૧૭૬૯. સુલેહથી હૈદરને એક નાનો પ્રાંત મળ્યો, બંને પક્ષકારો અન્યોઅન્ય મિત્રો બન્યા ને સંકટ સમયે પરસ્પર મદદ કરવા બંધાયા.

**હૈદરઅલી**—હૈદરઅલી અને મરાઠાઓ વચ્ચેના સંબંધનો ઇતિહાસ આપણે માધવરાવ પેશવા, અને સવાઈ માધવરાવ પેશવાના કારભારો ઉપરનાં પ્રકરણોમાં જોઈ ગયા છીએ. અહિં માત્ર તેની બીજી હીલચાલોનો સાર આપવાની જરૂર છે. ઇ. સ. ૧૭૭૬માં મ્હેસુરનો રાજા મરી ગયો તેથી બીજો રાજા ગાદીએ આવ્યો. પણ કર્તાહર્તા હૈદર હતો. આ વખતે મરાઠાઓ અંગ્રેજો સાથે લડતા હતા. તેથી હૈદરને પોતાના લાભો કાયમ કરવાની સારી તક મળી. ને તેણે મ્હૈસુરની સરહદ ઠેઠ તુંગભદ્રા નદી સુધી વધારી દીધી.

## પ્રકરણ ૪થું

## કંપનિની સત્તાની ખરી સ્થાપના અથવા વૉર્રન હેસ્ટિંગ્સનો કારભાર, ઇ. સ. ૧૭૭૨–૧૭૮૫.

**Warren Hastings–વૉર્રન હેસ્ટિંગ્સનો પૂર્વ વૃત્તાંત**–વૉર્રન હેસ્ટિંગ્સ કંપનિની નોકરીમાં ઇ. સ. ૧૭૪૯માં દાખલ થયો હતો. તેણે મુર્શીદાબાદ મુકામે રેઝિડેન્ટ તરીકે ને કલકત્તા તથા મદ્રાસની કાઉન્સિલોના સભ્ય તરીકે કામ કર્યું હતું. ઇ. સ. ૧૭૭૨માં તેને બંગાળાના ગવ્હર્નરની જગ્યા આપવામાં આવી.

**કારભારના બે વિભાગ**—વૉર્રન હેસ્ટિંગ્સના કારભારના બે વિભાગો પડી શકે, (૧) ૧૭૭૨–૧૭૭૪, જ્યારે તે ગવ્હર્નર હતો. (૨)

૧૭૭૪-૧૭૮૫, જ્યારે રેગ્યુલેઇટિંગ ઍક્ટ પ્રમાણે તે બંગાળાનો ગવ્હર્નર ઝનરલ હતો.

**પ્રથમ કારભાર, ઇ. સ. ૧૭૭૨-૧૭૭૪, સુધારાઓ, મ્હેસુલ**–વૉરૅન હેસ્ટિંગ્સ જ્યારે બંગાળાનો ગવ્હર્નર થયો ત્યારે ક્લાઇવે યોજેલી વ્યવસ્થા પડી ભાંગી હતી. જમીનના મ્હેસુલની હર્રાજી કરવામાં આવતી. તેથી જુના ઝમીનદારો પાયમાલ થઈ ગયા હતા. હવે કંપનિએ દીવાની પોતાના હાથમાં લીધી. ત્રણ નાયબ દિવાનોની જગ્યાઓ કમી કરવામાં આવી ને પાંચ વર્ષ સૂધી મ્હેસુલ કાયમ રહે એવું ફરમાન થયું. પણ આ પાંચ વર્ષના કરારોની યોજના બીલકુલ નભી નહિ ને ફરી વાર્ષિક હર્રાજી દાખલ થઈ. આખા પ્રાંતને જિલ્લાઓમાં વહેંચી નાખવામાં આવ્યો, ને દરેક જિલ્લાવાર એક અંગ્રેજ અમલદારને નીમવામાં આવ્યો. હજુ પણ તે "કલેક્ટર"ના નામથી ઓળખાય છે. તમામ ઑફિસો કલકત્તા મુકામે આવી તેથી મુર્શીદાબાદને બદલે કલકત્તા બંગાળાની રાજધાની બન્યું.

**ન્યાયખાતું**—દરેક જિલ્લાવાર દિવાની અને ફોજદારી અદાલતો સ્થાપવામાં આવી, ને અદાલતોના કામકાજ માટે જરૂરી નિયમો ઘડવામાં આવ્યા. છેવટની અપીલ સાંભળવા માટે કલકત્તા મુકામે સદર દીવાની અને સદર ફોજદારી અદાલતો સ્થાપવામાં આવી. હવેથી ઝમીનદારોની દીવાની ફોજદારી સત્તાઓ નાબુદ થઈ.

**વેપાર**—કંપનિના નોકરો ગુમાસ્તાઓ મારફત દેશમાં વેપાર કરતા તે હવે બંધ થયું. દસ્તકની બેશરમ પદ્ધતિ નાબુદ થઈ. નાની દાણચોકીઓ ઉઠાડી મૂકવામાં આવી. યૂરોપિઅનોને જગાતની માફી બંધ થઈ. મીઠા વગેરેના એકહથ્થુ ઇજારામાં સુધારો કરવામાં આવ્યો. હેસ્ટિંગ્સે બંગાળાના ચલણને સુધાર્યું. બૅંકો સ્થાપી ને હરામખોરોને સજા કરી લોકોને અભયદાન આપ્યું. તેના કારભારમાં અંગ્રેજોએ પહેલી વાર ભૂતાન ઉપર ચઢાઈ કરી ને તિબેટમાં એલચી મોકલ્યો.

**ખર્ચ કમી**—મોગલ પાદશાહની લ્હેણી રૂ. ૨૬ લાખની વાર્ષિક ખંડણી હવે બંધ થઈ. હેસ્ટિંગ્સે અલ્લાહાબાદ ને કોરાના બે પ્રાંતો અયોધ્યાના નવાબને સુપ્રત કર્યા અને તે માટે તેની પાસેથી રૂ. ૫૦ લાખ લીધા. કારણ એ હતું કે આ વખત મોગલ શહેનશાહ મરાઠાઓનો આશ્રિત બન્યો હતો—જો કે તેમાં પાદશાહનો વાંક નહોતો. પ્રાંતના વહિવટનું ખર્ચ હવે કંપનિને ભોગવવાનું હતું, તેથી બંગાળાના નવાબનો દરમાયો રૂ. ૧૬ લાખનો કરવામાં આવ્યો. આવી રીતે કંપનિ બંગાળામાં કાયદેસર ને સ્વતંત્ર સરકારની કક્ષામાં મૂકાઈ.

**રોહિલ્લાઓની સત્તાનો નાશ**—મરાઠા વિભાગમાં આપણે જોઇ ગયા તે પ્રમાણે મરાઠાઓ વારંવાર રોહિલખંડ ઉપર ચઢી આવતા અને ખંડણી ઉઘરાવતા. તેથી ઇ. સ. ૧૭૭૨માં એક રોહિલ્લા સરદારે અયોધ્યાના નવાબ વઝીર શુજા–ઉદ્–દોલાને એવો કરાર લખી આપ્યો કે મરાઠાઓના હુમલા વખતે વઝીરે રોહિલ્લાઓને મદદ કરવી અને તે બદલ રૂ. ૪૦) લાખ રોહિલ્લાઓ તેને આપે. જ્યારે મરાઠાઓએ રોહિલખંડ ઉપર ચઢાઈ કરી ત્યારે તેમને વઝીરે કંપનિની મદદથી હાંકી મૂક્યા. પણ રોહિલ્લાઓએ આ મદદ માટે રૂ. ૫) લાખ માત્ર વઝીરને આપ્યા તેથી વઝીર અને વૉરન હેસ્ટિંગ્સ વચ્ચે કાશી મુકામે કરાર કરવામાં આવ્યો કે વઝીરે કંપનિને ખર્ચ ને રૂ. ૪૦) લાખ રોકડ આપવાં અને વઝીરે રોહિલખંડ હાથ કરવો. બીજે વર્ષે આ કરાર મુજબ વઝીરે અંગ્રેજી મદદ લઈ રોહિલ્લાઓને હરાવ્યા. લડાઈમાં હાફિઝ મરાયો ને આખો રોહિલખંડ પ્રાંત અયોધ્યાના વઝીરે પોતાનો કરી લીધો. પાછળથી આ મુદ્દો ઘણો તકરારી વિષય થયો. કારણ કે રોહિલ્લા સરદારોએ કદિ કંપનિનું અનિષ્ટ કર્યું નહોતું. આ કારણસર રોહિલ્લાઓની સત્તાનો નાશ કરાવવાથી કંપનિએ પોતાની આબરૂ ગુમાવી.

**કંપનિ ને પાર્લમેંટ**—કંપનિના આવા બેશરમ કારભારની બાબત હવે ઇંગ્લંડમાં ઘણી જાણીતી થઈ ગઈ હતી. વળી કંપનિ બહુ દેવાદાર થઈ

ગઈ હતી. મોટા મોટા પ્રાંતો કંપનિને તાબે આવ્યા હતા તેથી બર્ક વગેરે ઘણા અંગ્રેજ મુત્સદ્દીઓનું એવું માનવું થયું કે કંપનિ જેવા એક વેપારી મંડળ પાસે રાજ્યસત્તા હોવી જોઇએ નહિ અને કંપનિનો તમામ મુલક ખુદ ઈંગ્લંડના રાજાની અંગત હકુમત નીચે આવવો જોઇએ. તેથી જ્યારે કંપનિએ ઈંગ્લંડની સરકાર પાસે નાણાંની મદદ માંગી ત્યારે મુખ્ય પ્રધાન લૉર્ડ નૉર્થે બે સમિતિઓને કંપનિના કારભાર વિષે રિપોર્ટ કરવાનું ફરમાવ્યું. એ રિપોર્ટોમાં કંપનિનાં કર્તવ્યોને બહુ સખ્ત ભાષામાં વખોડી કાઢવામાં આવ્યાં. તેથી સમિતિઓની ભલામણો મુજબ લૉર્ડ નૉર્થે કેટલાક કાનુનો પાર્લમેંટ પાસે પસાર કરાવ્યા. આ કાનુનોનો એક ભાગ કંપનિની નાણાંની સ્થિતિ પરત્વે હતો. બીજો ભાગ બ્રિટિશ હિંદના રાજ્યકારભાર પરત્વે હતો, આપણે આ બીજા કાનુનો કે જેને રેગ્યુલેટિંગ ઍક્ટ કહે છે તે તપાસીશું.

**રેગ્યુલેટિંગ ઍક્ટના મુખ્ય મુદ્દાઓ**—(૧) ઈંગ્લંડમાં જેની પાસે કંપનિનો ૧૦૦૦ પૌંડથી ઓછો શૅર હોય તે પ્રોપ્રાએટરના મંડળની ચુંટણી વખતે કોઈ મત ભોગવી શકે નહિ. (૨) ચોવીસ ડાયરેક્ટરોના મંડળની મુદ્દત ચાર વર્ષની રહે ને દર વર્ષે ૭ ડાયરેક્ટરો નવા ચુંટાય. (૩) હિંદુસ્તાનમાં બંગાળાના કારભાર માટે એક ગવર્નર ઝનરલ અને ચાર કાઉન્સિલરો પાંચ વર્ષો માટે નીમવા. (૪) કારભાર કાઉન્સિલની બહુમતિથી ચલાવવો. જો મત સમાન પડે તો ગવર્નર ઝનરલ એક મત આપી શકે ખરો. (૫) મદ્રાસ ને મુંબઈની સરકારો યુદ્ધ ને સુલેહના વિષયોમાં બંગાળાની સરકારની તાબેદાર રહે. (૬) તમામ પત્રવ્યવહાર ઈંગ્લંડના મંત્રિમંડળ પાસે કંપનિએ મોકલવો. (૭) કલકત્તામાં એક વરિષ્ટ કોર્ટ Supreme Court નીમવી. તેના મુખ્ય ન્યાયાધીશની અને બીજા ત્રણ ન્યાયાધીશોની નિમણોકો ઈંગ્લંડની સરકાર કરે. આ નવી અદાલત વિરુદ્ધ અપીલ માત્ર ઈંગ્લંડના રાજાને થઈ શકે. (૮) રાજાઓ, નવાબો ને વેપારીઓ પાસેથી બક્ષીસો લેવાનો ચાલ બંધ કરવામાં આવ્યો.

**ટીકા—આ નવા ધારાનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે કંપનિના અનિયમિત કારભાર ઉપર અંકુશ રાખવા બ્રિટિશ હિંદમાં બે કાયમ સંસ્થાઓ મૂકવી. વરિષ્ઠ સભા કે સુપ્રીમ કાઉન્સિલ ને સદર અદાલત કે સુપ્રીમ કોર્ટ, પણ મંત્રિમંડળે ઇંગ્લંડમાં કંપનિના કારભાર ઉપર કોઈ અંકુશ મૂક્યો નહિ.** વરિષ્ઠ સભા બહુમતિથી કામ કરે એ નિયમથી ગવ્હર્નરને કાઉન્સિલરો સાથે તકરારોમાં ઉતરવું પડયું. અણીને પ્રસંગે ગવ્હર્નર જનરલને કુલ અધિકાર આપવામાં આવ્યો હોત તો આવી તકરારો ઉપસ્થિત થાત નહિ. વરિષ્ઠ અદાલતની સત્તા ઍક્ટમાં સ્પષ્ટ કરવામાં આવી નહોતી. તેથી તેની વચ્ચે અને સદર દિવાની અને ફોજદારી અદાલતો વચ્ચે મોટી તકરારો થઈ. વરિષ્ઠ અદાલતે તમામ અધિકાર પોતાના હાથમાં લીધો અને હિંદીઓને બ્રિટિશ કાયદા મુજબ વર્તવાની ફરજ પાડી. બ્રિટિશ પ્રજાજન—British Subject—ની વ્યાખ્યા પણ ઍક્ટમાં આપવામાં આવી નહોતી. તેથી ઘણી મુશ્કેલીઓ ઉભી થઈ. બંગાળાની સરકારનો અને પ્રાંતિક સરકારોનો પરસ્પર સંબંધ કેવા હોવા જોઈએ તે સ્પષ્ટપણે ઍક્ટમાં જાહેર કરવામાં આવ્યું નહોતું. વરિષ્ઠ અદાલત અને વરિષ્ઠ સભાનો પરસ્પર સંબંધ સ્પષ્ટપણે નિર્દિષ્ટ કરવામાં આવ્યો નહોતો. તેથી તે બે સંસ્થાઓ વચ્ચે અને કલકત્તા ને મુંબઈ ને મદ્રાસની સરકારો વચ્ચે તકરારો થઈ.

**મહારાજા નંદકુમારનો કિસ્સો**—આ વખતે બંગાળાના એક મોટા જમીનદાર મહારાજા નંદકુમારે હેસ્ટિંગ્સ ઉપર રૂશવતો લીધાનો આરોપ મૂક્યો. તે જ વખતે વરિષ્ઠ અદાલતમાં નંદકુમાર ઉપર કાવતરા—Conspiracy*—ના આરોપસર કામ ચલાવવામાં આવ્યું અને તેને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો. આ વિવાદ પૂરો થયો કે તુરત તેના ઉપર એક બંગાળીએ

* Conspiracy નો અર્થ કાયદામાં જુદો જ છે. પણ અહીં તે ઉપર વિશેષ લખવાની જરૂર નથી.

બનાવટી દસ્તાવેજો પર સહી કરવાનો આરોપ મૂકયો, કામ તેજ અદા-લતમાં ચાલ્યું. ગુન્હો સાબીત થયો. તેથી નંદકુમારને ફાંસીની સજા થઇ, ઈ. સ. ૧૭૭૫. આ કિસ્સામાં નંદકુમારને અન્યાય થયો હતો, કારણ કે ફાંસીની સજા અંગ્રેજી કાયદા મુજબ કરવામાં આવી હતી. આપણા કાય-દામાં ખોટી સહી કરવાના આરોપ માટે ફાંસીની ક્રૂર સજા નહોતી. વળી ગવ્હર્નર તેને માફી અપાવી શકયો હોત પણ તે વચ્ચે ન આવ્યો. વળી નંદકુમારના ગુન્હાની તપાસ કરનાર પંચ બધું અંગ્રેજોનું બનેલું હતું અને તેઓ બંગાળી ભાષાથી પૂરતા માહીતગાર નહોતા.

**પ્રથમ મરાઠી વિગ્રહ. સુરત ને પુરંદરનાં તહો**—બંગાળા અને મદ્રાસના અંગ્રેજોએ નવાબો બનાવ્યા, મુલકો લીધા અને નાણાં ભેગાં કર્યાં. પણ મરાઠાઓના પરિબળ સામે મુંબઇના અંગ્રેજોથી એવું કાંઈ થઈ શકતું નહિ તેથી તેઓ ઘણાજ નારાજ થતા હતા. મુંબઇના ટાપુ પાસે સાષ્ટી, વસઈ, વગેરે સ્થળોનો કબજો મરાઠાઓનો હતો તે તેમને રૂચતું નહિ. ભરૂચ ને સુરતના નવાબો ઉપર પણ તેમની વગ જેવી જોઈએ તેવી નહોતી. છેવટે ધારેલી તક આવી. ઈ. સ. ૧૭૭૩માં પેશવા નારાયણરાવનું ખુન થયું. તેના કાકા રઘુનાથરાવ કે રાઘોબાને પેશવા થવું હતું. પણ નારાયણરાવ પેશવાની વિધવા ગંગાબાઈનો પુત્ર બાળક સવાઈ માધવરાવ પેશવા થયો; એટલે રાઘોબાએ મુંબઈ સરકાર પાસે મદદ માંગી. ઈ. સ. ૧૭૭૫માં સુરત મુકામે કરારમાં અન્યોન્ય સહી થઇ કે અંગ્રેજોએ રાઘોબાને પેશવાઈ અપાવવી ને રાઘોબાએ અંગ્રેજોને સુરત ને ભરૂચ પાસે રૂ. ૨૨॥ લાખની વાર્ષિક આવકવાળી જમીન આપવી ને લશ્કરનું ખર્ચ ભોગવવું. કર્નલ કીટિંજે ગુજરાતમાં ઈ. સ. ૧૭૭૫માં અડાસ આગળ પેશવાના લશ્કરને હરાવ્યું. દરમ્યાન બંગાળાની સરકારે સુરતના તહને ગેરકાદેસર, અયોગ્ય, હુકમ વિરુદ્ધ અને અન્યાય ભરેલું કહી વખોડી કાઢયું ને પોતાના માણસને બીજો કરાર કરવા પૂના મોકલ્યો. પરિણામે કંપનિ અને મરા-

ઠાઓ વચ્ચે ઈ. સ. ૧૭૭૬માં પુરંદરનું તહ થયું. મરાઠાઓએ કંપનિને સાષ્ટીનો ટાપુ આપવો. રૂા. ૩ લાખની વાર્ષિક આવક જેટલી ભરૂચ પાસે જમીન આપવી, રાઘોબાને રૂા. ૩ લાખનું વર્ષાસન મળે, કંપનિએ બીજા લાભો છોડી દેવા ને નવા પેશવાની સત્તાને સ્વીકારવી, એ તેના મુખ્ય મુદ્દાઓ હતા. દરમ્યાન ખબર મળ્યા કે ઈંગ્લંડથી ડાયરેકટરોએ તો સુરતના તહને સ્વીકાર્યું છે. આ કારણથી મુંબઈ સરકાર જોર ઉપર આવી ગઈ. એક ફ્રેંચમૅન પૂના આવ્યો હતો તેનો લાભ લઈ પુરંદરના તહને એક બાજૂ મૂકી રાઘોબા સાથે ઈ. સ. ૧૭૭૮માં બીજો કરાર કરવામાં આવ્યો અને મરાઠાઓ સાથે વિગ્રહ જાહેર થયો.

**વિગ્રહ**—મુંબઈથી મોકલેલા લશ્કરને મરાઠાઓએ તળેગાંવ આગળ હરાવ્યું તેથી વડગાંવનું નામોશી ભરેલું તહ અંગ્રેજોને લખી આપવું પડયું. એ તહમાં અંગ્રેજ સરદારે બધા લાભો છોડી દેવાનું, શિંદેને ભરૂચ આપવાનું, બંગાળાના લશ્કરને પાછું મોકલવાનું, ને બે અંગ્રેજોને પૂના મુકામે બહાના તરીકે રાખવાનું વચન આપ્યું. પણ મુંબઈ સરકારે આ તહને સ્વીકાર્યું નહિ. દરમ્યાન હેસ્ટિંગ્સે નાગપુરના ભોંસલે સાથે ખાનગી કરાર કરી તેને શત્રુ સાથે મળતો અટકાવ્યો. જનરલ ગૉડાર્ડ ભોપાળના રાજ્ય સાથે મિત્રતા કરી ગુજરાત તરફ કુચ કરી, ને કર્નલ પોફામે ગોહદના રાણાને મિત્ર બનાવી મહાદજી શિંદેને ત્રાસ આપવા માંડયો, ને ગ્વાલિયર, વગેરે સર કર્યાં. ઈ. સ. ૧૭૮૧માં ગૉડાર્ડે વડોદરાના ગાયકવાડને મિત્ર કર્યો, ને અમદાવાદ સર કર્યું. પછી તે મહારાષ્ટ્રમાં દાખલ થયો, પણ ડુંગરાઉ પ્રદેશમાં ફાવી શકયો નહિ. મુંબઈના લશ્કરે કલ્યાણ, વસઈ, વગેરે સર કર્યાં. એકંદર કંપનિ લડાઈથી થાકી ગઈ હતી. વળી હૈદરેઅલીની સાથે તેને વિગ્રહ ચાલતો હતો. તેથી સાલબાઈ આગળ ઈ. સ. ૧૭૮૨માં બંને પક્ષો વચ્ચે સુલેહ થઈ.

**સાલબાઈની સુલેહ**—આ સુલેહથી મહાદજી શિંદેને તેના બધા પ્રાંતો પાછા મળ્યા. એ ઉપરાંત તેને ભરૂચનો પ્રાંત મળ્યો, અંગ્રેજોને માત્ર

શાસ્ટીનો ટાપુ મળ્યો; રાઘોબાએ રૂ. ૨૫૦૦૦ દર માસ લેવાનું સ્વીકારી પેશવાઈ લેવાના ફાંફાંવાફાંફાં કરવા બંધ કર્યા; અમદાવાદ ગાયકવાડને મળ્યું; પૂનાના મંત્રિમંડળે અંગ્રેજ સિવાય બીજા કોઈ યૂરોપિઅનોને વેપાર વગેરેનો લાભ ન આપવો એવું વચન આપ્યું; ને અંગ્રેજોએ સવાઈ માધવરાવની પેશવાઈ કબૂલ કરી.

**પરિણામો**—આ સુલેહથી મહાદજી શિંદેએ દિલ્હી, આગ્રા ને રજપુત રાજ્યો ઉપર પોતાનો અમલ દૃઢ કર્યો, ઉત્તર હિંદમાં કંપનિ ને શિંદે સિવાય બીજી કોઈ જબરી સત્તા રહી નહિ, ને મરાઠી સત્તાની નબળાઈઓ અંગ્રેજોને જાણીતી થઈ.

**ફ્રેંચ ખટપટ**—આ વખતે અમેરિકાનાં અંગ્રેજી સંસ્થાનોએ ઈંગ્લંડ સામે બંડ ઉઠાવ્યું. ફ્રાંસ ઈંગ્લંડ સામે પડયું ને હિંદમાં ફ્રેંચોએ હૈદરને અને ટીપુને મદદ કરી. અંગ્રેજોએ બધાં ફ્રેંચ થાણાંઓ લઈ લીધાં. ઇ. સ. ૧૭૮૩માં બંને રાજ્યો વચ્ચે સુલેહ થઈ. તેથી અંગ્રેજોએ ફ્રાંસને તેનાં પાંચ સંસ્થાનો પાછાં આપ્યાં, જે હજુ ફ્રાંસને તાબે છે. તેમનાં નામ ચંદ્રનગર (બંગાળા), પોંદિચેરિ, કારિકલ, યાનામ (પૂર્વ કિનારો), ને માહે (પશ્ચિમ હિંદ).

**બીજો મ્હૈસુર વિગ્રહ**—ઇ. સ. ૧૭૬૯ના કરાર મુજબ મદ્રાસ સરકાર હૈદરને મદદ આપવા કબુલ થઈ હતી. પણ મરાઠાઓ ચઢી આવ્યા ત્યારે એક વાર પણ કરાર પ્રમાણે અંગ્રેજો વર્ત્યા નહિ. તેથી હૈદર ઘણો ગુસ્સે થઈ ગયો. આ વખતે અંગ્રેજોએ ફ્રેંચ થાણા માહે ઉપર લશ્કર રવાના કર્યાં. પણ એ પ્રદેશ હૈદરના રાજ્યની હદમાં આવેલો હોવાથી કંપનિને હૈદરની પરવાનગી માંગવી જોઈતી હતી. ઉપરાંત અંગ્રેજોએ હૈદરના એક ઝમીનદારને મદદ આપી હતી. આ કારણોથી બંને પક્ષો વચ્ચે લડાઈ જાહેર થઈ.

કર્નલ બેઈલિએ હૈદર ને ટિપુ સાથે લડતાં પોલિલુર પાસે સખ્ત હાર ખાધી, ઇ. સ. ૧૭૮૦. પણ ૧૭૮૧માં સર આયર કૂટે હૈદરને પોર્ટોનોવો

પાસે હરાવ્યો. ત્યાર પછી પોલિલુર પાસે યુદ્ધ થયું પણ તેમાં કોઈની હાર-જિત થઈ નહિ. સોલિંગરની લડાઈમાં અંગ્રેજો ફાવ્યા એમ કહી શકાય નહિ. ટિપુએ કર્નલ બ્રેથવેઈટને કેદ કર્યો. દરમ્યાન અંગ્રેજોએ નિઝામને પોતાના પક્ષમાં લીધો ને મરાઠાઓ સાથે સુલેહ કરી. હૈદર થોડા વખત પછી મરી ગયો. તેના દિકરા ટિપુએ કર્નલ મેથ્યુસ પાસેથી બેદનુર કબજે કરી તેને કેદ કર્યો ને મૅંગલોર સર કર્યું. પણ પૂર્વમાં અંગ્રેજોનો વિજય થયો. છેવટે બંને વચ્ચે મૅંગલોરની પાસે સુલેહ થઈ તેથી પરસ્પર હાથ કરેલા પ્રાંતો અન્યોન્યને પાછા મળ્યા.

**હૈદરના ગુણદોષ**—હૈદર પ્રતિભાશાળી રાજ્યકર્તા હતો. તે એક સાધારણ સિપાઈના દરજ્જા ઉપરથી સુલતાનની સ્થિતિએ આવી શકયો તે તેની બાહોશીની સાક્ષી તરીકે પૂરતું છે. જ્યારે તેણે મ્હૈસુરની લગામ હાથમાં લીધી ત્યારે મ્હૈસુર એક નાનું રાજ્ય હતું અને મરાઠાઓ ને નિઝામ તેના ઉપર જેમ બાજ કબુતર ઉપર ટાંપી બેસે, તેમ ટાંપી રહ્યા હતા. હૈદર મ્હૈસુરને એક મોટા રાજ્યની સ્થિતિએ લાવ્યો અને તેણે તે રાજ્યની સત્તા ઠેઠ તુંગભદ્રા નદી સુધી પહોંચાડી. તેથી મરાઠાઓ મ્હૈસુરમાં આવતા બંધ થઈ ગયા ને નિઝામના બધા મનોરથો મનમાં રહી ગયા. અંગ્રેજો હૈદરથી ઘણા બીતા.



હૈદર

હૈદરે મલબારને વશ કરી ફ્રેંચ મદદ મળી શકે એવી સવડ કરી તે તેની દૂરદર્શિતા સાબીત કરે છે. તેણે યૂરોપિઅન ઢબ મુજબ એક મોટા લશ્કરને તૈયાર કર્યું ને ફ્રેંચ અમલદારો રાખ્યા. હૈદર પોતે મોટો સરદાર હતો. તેનું જાસુસખાતું બહુ સારા પાયા ઉપર ચાલતું. હૈદર ધર્માંધતાથી વિમુખ

હતો. પ્રજા તેને ચાહતી. હૈદર વિરુદ્ધ કોઈ મોટું કાવતરું થયું નહોતું. હૈદર લશ્કરી સરંજામ નિયમસર રાખતો. અલબત, તેનામાં ક્રૂરતા હતી. ઘણી વાર તે સખ્ત સજા કરતો. હૈદરમાં માણસોની પરીક્ષા કરવાની સુંદર શક્તિ હતી. તે સારા સારા માણસોને એકદમ નોકરીમાં નોંધી લેતો. વિખ્યાત હિંદુ મુખ્ય મંત્રી પૂરણીયને નોકરીમાં રાખનાર હૈદર પોતે હતો. હૈદરનો સ્વભાવ રમુજી હતો. ટૂંકામાં અઢારમા સૈકાના પ્રતિભાશાળી હિંદી નરેશોમાં હૈદરનું સ્થાન પ્રથમ પંક્તિએ આવવું જોઈએ.

**કાશીરાજ ચૈતસિંહ**—અયોધ્યાના નવાબવઝીરે કાશીરાજ ચૈતસિંહ ઉપરના તમામ હક્કો કંપનિને આપી દીધા હતા. કંપનિએ કાશીરાજને સ્વતંત્ર દિવાનીફોજદારી, અને સિક્કા પાડવાના હક્કો આપ્યા હતા ને તે બદલ કાશીરાજે કંપનિને રૂ. ૨૨॥ લાખની વાર્ષિક ખંડણી આપવાનું ને રક્ષિત રાજા તરીકે વર્તવાનું લખી આપ્યું હતું. જ્યારે કંપનિને ફ્રાંસ સાથે મરાઠાઓ સાથે ને પછી હૈદર સાથે લડાઈ થઈ ત્યારે હેસ્ટિંગ્સે મોટી રોકડ રકમો ને લશ્કરી મદદ રાજા પાસેથી જબરદસ્તીથી લીધાં. ઉપરાંત હેસ્ટિંગ્સે રાજાને રૂ. ૫૦) લાખનો દંડ કર્યો ને તે વસુલ કરવા પોતે કાશી ગયો. તેથી કાશીમાં બંડ થયું માંડમાંડ હેસ્ટિંગ્સ ભાગી છુટયો. ચૈતસિંહ અને તેનો ભાઈ નાસી ગયા. મહારાજાને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને તેના ભાણેજને વાર્ષિક રૂ. ૪૦) લાખની ખંડણી આપવાની શરતે કાશીની ગાદી આપવામાં આવી. ચૈતસિંહ ખાનગી ખજાનો પોતાની સાથે લઈ ગયો હતો તેથી કંપનિને ફુટી બદામ ન મળી. આ મુદ્દામાં હેસ્ટિંગ્સનો વાંક હતો. તેને ચૈતસિંહ પાસેથી જબરદસ્તીથી પૈસા પડાવવાનું કશું પ્રયોજન નહોતું. ગવર્નર ઝનરલ જાતે રાજાની રાજધાનીમાં જઈ પૈસા વસુલ કરે તે તો હેસ્ટિંગ્સને જ સૂઝે.

**અયોધ્યાની બેગમોનો મુદ્દો**—અયોધ્યાનો નવાબ વઝીર કંપનિના લશ્કરનું ખર્ચ આપવા કબુલ થયો હતો. પણ આ લશ્કરી ખર્ચમાં કંપનિએ

વધારો કર્યો. તેથી નવાબ કંપનિનો મોટો દેવાદાર બન્યો. દરમ્યાન અયોધ્યામાં મોટો દુષ્કાળ પડયો એટલે કંપનિને નવાબ વઝીર પાસેથી કાંઈ મળ્યું નહિ. પણ હેસ્ટિંગ્સને મરાઠી તથા મ્હેસુર વિગ્રહો માટે પૈસાની ઘણી જરૂર હતી, તેથી નવાબે ને હેસ્ટિંગ્સે કરાર કર્યો. તે મુજબ વઝીરની સાવકી મા અને દાદીની જાગીરો ખાલસા કરવામાં આવી અને તેમની પાસેનો રૂ. ૭૬ લાખ જેટલો ખજાનો તેમના ખીદમતદારોને ખૂબ સતાવીને છીનવી લેવામાં આવ્યો. આથી વઝીરનું દેવું કાંઇક પત્યું, પણ નિર્દોષ બેગમોને લુટવાથી કંપનિ બેઆબરૂ થઈ. નવાબે તો લાચારીથી કરાર ઉપર સહી કરી હતી. વળી કંપનિએ બેગમોને અભયવચન આપ્યું હતું એ જુદું.

**હેસ્ટિંગ્સના કારભારનો અંત. પાર્લામેંટમાં તેના ઉપર ચાલેલું કામ**—ઇ. સ. ૧૭૮૫માં હેસ્ટિંગ્સ ઇંગ્લંડ ગયો. ત્યાં દિવાનેઆમે તેના ઉપર જુદા જુદા આરોપો મૂક્યા અને ઉમરાવની House of Lordsની સભામાં તેના ઉપર કામ ચલાવ્યું. આ કામ ૭ વર્ષ સુધી ચાલ્યું. બર્ક, ફૉક્સ, જેવા મોટા મોટા વક્તાઓએ છટાદાર ભાષણોથી આરોપીને પણ ગાળી નાખ્યો. તેમાં રોહિલખંડ, બેગમો, ચૈતસિંહ, નંદકુમાર, બંગાળાના નવાબની વ્યવસ્થા, વગેરે બાબતો વિષે હેસ્ટિંગ્સને જવાબદાર ગણવામાં આવ્યો હતો. તેનો નિકાલ છેક ઇ. સ. ૧૭૯૫માં થયો. હેસ્ટિંગ્સ કેટલાક આરોપથી સર્વાનુમતિએ નિર્દોષ ઠર્યો. પણ પોતાનો બચાવ કરવામાં તે તદ્દન પાયમાલ થઈ ગયો. તેથી કંપનિએ તેને ૪૦૦૦ પૌંડનું વર્ષાસન બાંધી આપ્યું. કંપનિના કારભારની પોલ આ કામથી જગજાહેર થઈ ગઈ.

**હેસ્ટિંગ્સના કારભારની સમાલોચના**—હિંદમાં જે બ્રિટિશ રાજ્યકર્તાઓ આવી ગયા તે બધામાં હેસ્ટિંગ્સ આપણા દેશમાં સૌથી વધારે મુદ્દત સુધી રહ્યો. તેના વખતમાં સાંપ્રત બ્રિટિશ રાજ્યવ્યવસ્થાની યોજના રચવામાં આવી. તે બાહોશ મુત્સદ્દી હતો ને તેણે યોજેલી

રાજ્યવ્યવસ્થાનાં ઘણાં અંગો હજુ આપણા કારભારમાં ચાલુ છે. હેસ્ટિંગ્સને ઈંગ્લંડની રાજ્યવ્યવસ્થાનાં સૂત્રો હિંદમાં દાખલ કરવાનું ગમતું નહોતું. તેથી પ્રથમથી તેણે કેટલાક સુધારા સાથે આગલું રાજ્યતંત્ર બંગાળામાં ઉભું કર્યું. હેસ્ટિંગ્સે એ મોટા વિગ્રહોને કંપનિના લાભમાં પાર ઉતાર્યા. અલબત, તે વેપારી બુદ્ધિથી તદ્દન વિમુખ નહોતો. તેણે રક્ષિત રાજાઓને સતાવવામાં બાકી રાખ્યું નહિ; તેણે રૂશવતો પણ લીધી. તેનું મ્હેસૂલી ખાતું બરોબર ચાલ્યું નહિ; બંગાળામાં ખેતીની સ્થિતિ દયાજનક રહી; ન્યાયાધીશોનું કામ ઘણું વધી પડયું; હેસ્ટિંગ્સે પોલિસખાતા ઉપર કાંઈ ધ્યાન આપ્યું નહિ; અંગ્રેજ અમલદારો હજુ ખાનગી વેપાર કરતા; એ પ્રથાને હેસ્ટિંગ્સ અટકાવી શકયો નહિ. પણ હેસ્ટિંગ્સ એક અગત્યનો સુધારો કરતો ગયો. આપણા દેશની પ્રાચીન સંસ્કૃતિનો પુનરુદ્ધાર કરવામાં તેણે અગ્ર ભાગ લીધો. તેણે એશિઆટિક સોસાયટિની સ્થાપના કરી ને અરબી, ફારસી ને સંસ્કૃતના અભ્યાસને ઉત્તેજન આપવા કલકત્તામાં મદ્રેસા ને કાશીમાં પાઠશાળા સ્થાપી.

વાૅરન હેસ્ટિંગ્સ પછી જે ગવ્હર્નર ઝનરલ થયો તેના વખતમાં કાંઇ જાણવાજોગ બનાવ બન્યો નથી અને તેના કારભારને કૉર્નવૉલિસે સખ્ત શબ્દોમાં વખોડી કાઢયો છે. તેના પછી બોર્ડ ઑવ્ કન્ટ્રોલના પ્રમુખનો ને મુખ્ય પ્રધાન પિટ્ટનો મિત્ર કૉર્નવૉલિસ બંગાળાનો ગવ્હર્નર ઝનરલ થઈ કલકત્તા આવ્યો.

# પ્રકરણ ૫મું

## પાર્લમેંટ અને કંપનિ. ઇ. સ. ૧૭૭૪–૧૭૮૫

**ઈંગ્લંડ ને બ્રિટિશ હિંદ**—આ વખત દરમ્યાન કંપનિના કારભારને વ્યવસ્થિત કરવા ઈંગ્લંડના મંત્રિમંડળે વારંવાર પ્રયત્નો કર્યા. આ પ્રયત્નોમાં ત્રણ મુદ્દાઓ સમાએલા હતા. (૧) કંપનિ પાસેથી જેમ બને તેમ વધારે

પૈસા વસુલ કરવા. (૨) કંપનિ ઉપર વિશેષ અંકુશ રાખવો. (૩) રેગ્યુલેટિંગ ઍક્ટની ત્રુટિઓને દૂર કરવી. તેથી બ્રિટિશ પ્રધાન મંડળના આગેવાન ફૉક્સે હિંદને લગતું એક બિલ્લ કૉમન્સમાં તો પાસ કરાવ્યું પણ તે બિલ્લની ચર્ચા ઉપર રાજા ત્રીજા જ્યૉર્જની ગેરકાયદેસર દરમ્યાનગીરીથી હાઉસ ઑફ્ લૉર્ડ્ઝમાં તે હારી ગયો અને તેના મંત્રિમંડળનો અંત આવ્યો. રાજા ત્રીજા જ્યૉર્જે પિટ્ટને મુખ્ય પ્રધાન નીમ્યો. પિટ્ટે ફૉક્સના બિલ્લમાં ઘટતો ફેરફાર કરી ઈ. સ. ૧૭૮૪માં પાર્લામેંટ પાસે પોતાનું બિલ્લ પસાર કરાવ્યું. આપણા દેશનો કારભાર ઠેઠ ઈ. સ. ૧૮૫૭ના બળવા સૂધી આ ધારા મુજબ ચાલ્યો. તેથી તેના મુખ્ય મુદ્દાઓનું અવલોકન કરવાની જરૂર છે.

**પિટ્ટનું બિલ્લ**—ફૉક્સના બિલ્લમાં કંપનિનો તમામ કારભાર પ્રિવિ કાઉન્સિલમાંથી ઇંગ્લંડના રાજાએ નીમેલા ૭ સભ્યોને સોંપી દેવાનો હતો. પણ પિટ્ટે કંપનિના કારભારના બે વિભાગ કરી નાંખ્યા અને ૭ સભ્યોએ કારભારનો રાજકીય વિભાગ માત્ર તપાસવો એવી ગોઠવણ કરી. **વેપારના વિષયમાં અને નિમણૂકોના સંબંધમાં કંપનિ હજુ પણ આગળની માફક સ્વતંત્ર રહી.** ૭ સભ્યોમાંથી એક સેક્રેટરી ઑવ્ સ્ટેટ ને બીજો ખજાનચી હોવો જોઈએ એમ ઠર્યું. જો આ ૭ કમિશનરોએ હિંદના અમલદારો ઉપર ખાનગી હુકમો મોકલવા હોય તો તેઓએ ડાયરેક્ટરોમાંથી ત્રણ જણાઓની બનેલી ખાનગી સમિતિ–Secret Committee–સાથે પત્રવ્યવહાર કરવો જોઈએ. સેનાધિપતિની જગ્યા ઇંગ્લંડનો રાજા ભરી શકે; પણ ગવર્નર ઝનરલ, ગવર્નરો અને તેમની કાઉન્સિલોના સભ્યોની જગ્યાઓ પૂરવાનો અધિકાર કંપનિના ડાયરેક્ટરોને આપવામાં આવ્યો; માત્ર આ જગ્યાઓ પૂરતી વખતે કંપનિએ રાજાની પરવાનગી લેવી જોઈએ અને રાજા જો ધારે તો આવા મોટા અમલદારોને આપખુશીએ ઇંગ્લંડ પાછા બોલાવી શકે. સિવાય મુંબઈ અને મદ્રાસની સરકારો ઉપર કલકત્તાની સરકારને વિશેષ સ્પષ્ટ અધિકારો સોંપવામાં આવ્યા, કલકત્તાની કાઉન્સિલના સભ્યોની સંખ્યા ચારમાંથી

ત્રણની રાખવામાં આવી ને કંપનિના અમલદારોને હિંદમાં લડાઈ કરવાની અને રૂશવત કે બક્ષીસ લેવાની બંધી કરવામાં આવી.

**અવલોકન**—પિટ્ટના કાયદાથી આપણી તમામ રાજ્યવ્યવસ્થા ફરી ગઈ. રેગ્યુલેઇટિંગ ઍક્ટને લઈને બ્રિટિશ હિંદના રાજ્યતંત્રમાં જે ત્રુટિઓ પેસી ગઈ હતી તેનો હવે નિકાલ થયો. બ્રિટિશ હિંદનો બધો વહિવટ ઈંગ્લંડના મંત્રિમંડળના હાથમાં આવ્યો. હિંદની સરકાર તાબેદાર સરકારની સ્થિતિમાં મૂકાઈ. હિંદુસ્તાન દેશ જેમ જેમ કંપનિના તાબામાં આવતો ગયો તેમ તેમ આ તાબેદારી વધારે સ્પષ્ટ થતી ગઈ અને છેવટે હિંદી સરકાર માત્ર બ્રિટિશ સરકારની આણ મુજબ વર્તે એવું સૂત્ર આપણી શાસનપદ્ધતિમાં સ્વીકારાયું. અલબત, હવે પછી હિંદ આવતા અંગ્રેજ અમલદારો ક્લાઇવ, હેસ્ટિંગ્સ, વગેરેથી ચારિત્રમાં ઘણા ચડતા હતા. પણ રાજ્યવ્યવહારમાં તેઓ ઈંગ્લંડની સરકારના કહ્યા મુજબ વર્તતા. છ કમિશનરોને હિંદી ઇતિહાસના પારિભાષિકમાં નિયામક સભા અથવા Board of Gontrol "બૉર્ડ ઑવ કંટ્રોલ" ના નામથી ઓળખવામાં આવે છે. સમસ્ત રાજ્યકારભાર છ કમિશનરો ચલાવે ને વેપાર તથા નિમણોકોની બાબતમાં કંપનિના મત મુજબ કામ ચાલે એવી વ્યવસ્થાને લઈને આ શાસનપદ્ધતિને ડ્યુઅલ અથવા ડબલ ગવર્મેંટ–Dual or Double Government–કે દ્વિમુખી પદ્ધતિ પણ કહેવામાં આવે છે. છ કમિશનરોમાંથી ધીમે ધીમે બધી સત્તા એકાદ કે બે જણાના હાથમાં આવવા પામી ને સેક્રેટરિ પોતે મુખ્યત્વે મુખ્ય પ્રધાનનો મિત્ર કે આશ્રિત હોવાથી કંપનિના કારભારમાં મુખ્ય પ્રધાન ને તેના પક્ષની સત્તા વધી પડી.

---

## પ્રકરણ ૬ઠ્ઠું

# સ્વતંત્ર સત્તા તરીકે કંપનિ. લૉર્ડ કૉર્નવૉલિસ, ઇ. સ. ૧૭૮૬–૧૭૯૮.

**લૉર્ડ કૉર્નવૉલિસનો કારભાર**—કૉર્નવૉલિસ હિંદ આવ્યો તે અગાઉ તેના કહેવાથી પાર્લમેંટે એવો ધારો પસાર કર્યો કે અગત્યની બાબતોમાં ગવ્હર્નર ઝનરલ પોતાની કાઉંસિલના મત વિરુદ્ધ પણ વર્તી શકે. કૉર્નવૉલિસને મુખ્ય સેનાપતિ બનાવવામાં આવ્યો હતો.



કૉર્નવૉલિસ

**ન્યાય ખાતું**—નવા ગવ્હર્નરે પ્રથમ ન્યાયખાતું સુધાર્યું. હવે મુલ્કી ખાતાને ન્યાય ખાતાથી જુદું પાડવામાં આવ્યું. હેસ્ટિંગ્સના વખતથી જિલ્લાની અદાલતોનાં કામો ઘણાં વધી ગયાં હતાં, તેથી કલકત્તા, મુર્શીદાબાદ, ઢાકા અને પટના મુકામે વધારાની ચાર પ્રાંતિક અદાલતો Provincial Courts સ્થાપવામાં આવી અને તેમને મોટા વિવાદો તથા અપીલો સાંભળવાની સત્તા આપવામાં આવી. ન્યાયાધીશો અત્યાર સુધી હાંસલો લેતા તેની બંધી થઈ. વકીલો માટે પરીક્ષાની પદ્ધતિ દાખલ કરવામાં આવી.

**પોલિસ ખાતું**—વૉર્રન હેસ્ટિંગ્સે પોલિસ ખાતા તરફ બીલકુલ લક્ષ આપ્યું નહોતું. કૉર્નવૉલિસે તે વાત હાથથાં લીધી. ફોજદારી ગુન્હાઓ

માટે પ્રાંતની ને જિલ્લાની અદાલતોને જવાબદારી આપવામાં આવી ને પુરાવાના નિયમોમાં સુધારો કરવામાં આવ્યો. દરેક જિલ્લાના દસ દસ કોશવાર વિભાગો કરવામાં આવ્યા અને દરેક વિભાગ અથવા થાણા ઉપર એક થાણા-દાર, દારોગા કે કૉન્સ્ટેબલ નીમવામાં આવ્યો. તેની નીચે વિલેઇજ પોલિસપટેલ ગામડામાં કામ કરતો થયો. આ અમલદારો પોતપોતાના પ્રાંત કે વિભાગની સુલેહ માટે જવાબદાર થયા. છેવટે કોર્ટના કામકાજના બધા નિયમોનું એકી-કરણ કરવામાં આવ્યું.

**પરિણામો**—આ સુધારાઓથી કાંઇક અંશે સ્થિતિ સુધરી એ તો નિર્વિવાદ છે, પણ હિંદી ન્યાયાધીશોના પગાર બહુ ટૂંકા હોવાથી ન્યાય પ્રામાણિકપણે અને નિષ્પક્ષપાત બુદ્ધિથી મળી શક્યો નહિ. કૉર્નવૉલ્લિસે વકીલોની સંસ્થા ઉભી કરી તેથી જાહેર પ્રજાજીવનને ભવિષ્યમાં ઘણો લાભ થયો, આપણા રાષ્ટ્રીય જીવનનું મૂળ નાંખનાર તે સ્વતંત્ર વકીલમંડળ છે; પણ અસીલો કાયદાની બારીકી ઓળખી શકે તેવા ભણેલા તે વખતે તો જરાય નહોતા, તેથી પક્ષકારોની મુશ્કેલીઓ વધી ગઈ અને અદાલતોમાં ન્યાય મેળવવો એટલે પૈસાનું પાણી કરવું એવો અનુભવ સર્વ કોઈને થવા લાગ્યો. ગામડાં ને શહેરોમાં નાતજાતનાં પંચોની પુરાતન સત્તાઓ ભાંગી પડી ને ગરીબ નિરાધારને ન્યાય મળવો અશક્ય થઈ પડયો. કૉન્સ્ટેબલોનો પગાર ઓછો પડયો તેથી તેઓ સુલેહ જાળવી શક્યા નહિ ને ડાકુઓ વધી પડ્યા. ડાકુઓ હજુ પણ બંગાળામાં ત્રાસ વર્તાવે છે એ ભૂલવું જોઈએ નહિ. એકંદર આ સુધારાઓ લાભદાયી હતા.

**સનદી નોકરી. Civil Service–સિવિલિઅનો**—કૉર્ન-વૉલ્લિસે મીઠા વગેરેના ઇજારા બંધ કર્યા, ખાનગી વેપાર કરવાની પદ્ધતિ કાઢી નાખી અને અમલદારોના પગારો વધારી આપ્યા. મોટા હોદ્દાઓ ઉપર માત્ર અંગ્રેજોને નીમવાની પદ્ધતિ કૉર્નવૉલિસના વખતથી શરૂ થઈ. એ પદ્ધતિના સ્વીકારથી હિંદીઓને ઘણી હાનિ થઈ છે.

**બંગાળામાં કાયમ જમાબંધી**—કંપનિએ બંગાળાના મ્હેસુલની ઉઘરાણી કરવા માટે જે પ્રયોગો કરી જોયા તે આપણે ઉપર તપાસી ગયા છીએ. આ પ્રયોગોથી ખેતી બગડી, લોકો પાયમાલ થયા ને માત્ર નાણાં ધીરનાર લોકોનો વર્ગ સુખી થયો. કૉર્નવૉલિસ ગવ્હર્નર ઝનરલ થયો ત્યારે તેણે આ સવાલ પોતાની કાઉંસિલ પાસે અને ઈંગ્લંડના મંત્રિમંડળ સમક્ષ મૂક્યો. કાઉંસિલના સભ્ય જૉન શોરનો એવો મત હતો કે દસ વર્ષ સુધી મ્હેસુલ કાયમ રાખવું અને પછી અનુભવે હમેશને માટે કાયમ કરી દેવું. કૉર્નવૉલિસ આ મતથી વિરુદ્ધ પડ્યો. તેની સાથે ઈંગ્લંડનું મંત્રિમંડળ સંમત થતાં તેણે ઇ. સ. ૧૭૯૩માં બંગાળા, બિહાર ને ઓરિસ્સાના પ્રાંતોમાં ને કાશીમાં ઇ. સ. ૧૭૯૫માં, કાયમ જમાબંધી દાખલ કરી એટલે કે ઇ. સ. ૧૭૮૩માં જે ઝમીનદારો સરકારને મ્હેસુલ ભરતા તેજ ઝમીનદારો હંમેશને માટે જમીનની માલીકી ભોગવે ને સરકારને હરહમેશ એજ મ્હેસુલ ભરે એમ નક્કી થયું.

**ગુણદોષ**—કાયમની જમાબંધીથી થોડાં વર્ષો માટે તો કંપનિને લાભ થયો, કારણ કે ૧૭૬૫થી ૧૭૯૩ સુધીમાં બંગાળાનું મ્હેસુલ કંપનિને હાથે બમણું કરવામાં આવ્યું હતું. પણ જેમ જેમ પડતર જમીન ખેડાતી થઇ અને ઉત્પન્નના ભાવો વધતા ગયા તેમ તેમ ઝમીનદારોને મ્હેસુલ વધારે મળતું ગયું અને તેથી એકંદર ભવિષ્યમાં મોટું નુકસાન ગયું. ઝમીનદારો કાંઈ પુરાતન કાળથી જમીનના માલેકો નહોતા. તેથી કૉર્નવૉલિસની કાયમ જમાબંધીથી ખેડુતોના ને ઉભડ લોકોના હક્કો માર્યા ગયા. ઝમીનદારોને કાયમની માલીકીના હક્કો મળવાથી તેઓ કંપનિના વફાદાર બન્યા. તેમની સ્થિતિ સુધરતાં તેમના તરફથી કેળવણી, આરોગ્ય, ઉદ્યોગો, વગેરેને મદદ મળી. તેથી કૉર્નવૉલિસ પછીના કેટલાક અંગ્રેજ અમલદારો, સ્વર્ગસ્થ રમેશચંદ્ર દત્ત અને બીજાઓ બંગાળાની ઘણી પ્રશંસા કરી ગયા છે. તેમનું કહેવું એવું હતું કે એવી જમાબંધી બીજા પ્રાંતોમાં પણ દાખલ કરવી. પણ અત્યારે આ માન્યતા સર્વસંમત નથી.

**કૉર્નવૉલિસ અને પરરાજ્યો. ત્રીજો મ્હૈસુર વિગ્રહ**—(૧) ઈ. સ. ૧૭૮૮માં મોગલ શાહઝાદાએ પોતાના બાપ સામે કંપનિની મદદ માંગી પણ કૉર્નવૉલિસે ના પાડી. (૨) મરાઠાઓએ ટિપુ સામે લડાઈ કરી ત્યારે કંપનિએ મરાઠાઓને મદદની ના કહી, ટિપુ સામે સ્વતંત્ર યુદ્ધ જાહેર કરી મરાઠાઓની મદદ લઈ મ્હૈસુર રાજ્યના કેટલાક અગત્યના પ્રાંતો કંપનિએ કબજે કર્યા. કારણો નીચે આપ્યાં છે.

પ્રથમ તો કૉર્નવૉલિસે નિઝામને શત્રુ વિરુદ્ધ મદદ આપવાનું વચન આપ્યું હતું. પણ આ વચનથી ટિપુને અન્યાય થયો હતો. કારણ કે ટિપુનું નામ મિત્રવર્ગમાં રાખવામાં આવ્યું નહોતું. મલબાર પ્રાંતમાં ટિપુના એક રક્ષિત રાજાની હદમાં અંગ્રેજોએ કોઠી નાંખી હતી. તેના ઉપર કંપનિએ ચઢાઈ કરી. ટિપુએ આ કૃત્ય સામે વાંધો લીધો. ત્રીજું, ટિપુએ ત્રાવણકોરના રાજા પાસે કેટલાક કિલ્લાઓની માંગણી કરી. પણ ત્રાવણકોરના સંસ્થાને કંપનિનો આશ્રય લીધો. એટલે કૉર્નવૉલિસે નિઝામ અને મરાઠાઓ સાથે કરારો કર્યા ને ત્રણ પક્ષકારોએ મ્હૈસુર વિરુદ્ધ વિગ્રહ જાહેર કર્યો, ઈ. સ. ૧૭૯૦.

અંગ્રેજોએ મલબાર પ્રાંત લીધો. પણ પશ્ચિમમાં ટિપુને વિજય મળ્યો ને તેણે મદ્રાસના ગવ્હર્નરને ઘણો સતાવ્યો. આ કારણોથી કૉર્નવૉલિસ દક્ષિણમાં ગયો. તેણે બૅંગલોર લીધું ને આરિકેરિ પાસે ટિપુને હરાવ્યો. દરમ્યાન મરાઠી સરદારો કૃષ્ણા અને તુંગભદ્રા નદી વચ્ચેના બધા પ્રાંતો ઉપર ફરી વળ્યા ને નિઝામના લશ્કરે ને અંગ્રેજોએ જુદાં જુદાં મુલકો લીધા પછી ત્રણે લશ્કરોએ શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. તેમાં કૂર્ગનો રાજા વીરરાજ પણ સામેલ થયો. તેથી ટિપુએ સુલેહ કરી, ઈ. સ. ૧૭૯૨.

**ટિપુ સાથે તહ**—શ્રીરંગપટ્ટણના તહથી ટિપુએ કંપનિને મૅંગલોર સિવાય આખો મલબાર, દિંડીગુલ ને બારમહાલના પ્રાંતો, નિઝામને કડપા અને કૃષ્ણા ને તુંગભદ્રાની વચ્ચેનો પૂર્વ ભાગ, ને મરાઠાઓને બેલારિ અને બે નદીઓ વચ્ચેનો પશ્ચિમ ભાગ આપ્યા. કૂર્ગનો રાજા કંપનિનો આશ્રિત બન્યો. ત્રાવણકોર

સંસ્થાનને તેના બધા કિલ્લાઓ સ્વાધીન કરવામાં આવ્યા. આવી રીતે ટિપુએ રાજ્યનો ત્રીજો ભાગ લડાઈમાં ખોયો. તેણે કંપનિને ત્રણ કરોડ રૂપીઆનો દંડ ભર્યો અને જ્યાં સુધી દંડ ન ભર્યો ત્યાં સુધી પોતાના બે શાહજાદાઓને કંપનિ પાસે રાખ્યા. કંપનિ ફળદ્રૂપ પ્રાંતોની ધણી થઈ, ટિપુ ઘણો નબળો પડી ગયો, મરાઠાઓ અને નિઝામ વધારે જોરવાળા થયા ને કર્ણાટકથી મ્હૈસુર જવાના બધા રસ્તાઓ કંપનિ માટે હવે ખુલ્લા થઈ ગયા. મૅંગલોર સિવાય ટિપુ પાસે દરિઆકિનારા ઉપર બીજું કોઈ બંદર રહ્યું નહિ.

આ વેળા ફ્રાંસ સાથે લડાઈ ચાલતી હોવાથી ઈંગ્લંડે ફ્રાંસનો હિંદી મુલક કબજે કર્યો હતો. કૉર્નવૉલિસ ઈ. સ. ૧૭૯૩માં સ્વદેશ ગયો.

**સર જૉન શૉર, ઇ. સ. ૧૭૯૩-૯૮**—કૉર્નવૉલિસ પછી તેની કાઉંસિલનો પ્રથમ સભ્ય સર જૉન શૉર ગવર્નર જનરલ થયો. તેનો કારભાર શાંત હતો.

**કંપનિ. મરાઠાઓ. નિઝામ. અયોધ્યા. ડચ સંસ્થાનો. નવો પટ્ટો**—આ વખતે મરાઠાઓએ નિઝામને ખરડા મુકામે સખ્ત હાર ખવરાવી. તે વખતે અંગ્રેજોએ મદદ ન મોકલી તેથી નિઝામે એક ફ્રેંચ સરદાર રાખી મોટું લસ્કર તૈયાર કરવા માંડ્યું. અયોધ્યાના નવાબે અંગ્રેજોને અલ્લાહાબાદ આપ્યું અને રૂ. ૨૬ લાખની ખંડણી આપવાનું વચન દીધું. આ સમયે ડચ લોકો સાથે યુદ્ધ ચાલતું હોવાથી અંગ્રેજોએ લંકા, મલાયા, આંબોયના અને કેપ ગુડ હોપ લઈ લીધાં. ઈ. સ. ૧૭૯૮માં શૉર સ્વદેશ ગયો. ને લૉર્ડ મૉર્નિંગ્ટન હિંદ આવ્યો. શૉરના વખતમાં કંપનિને નવો પટ્ટો કરી દેવામાં આવ્યો હતો, ઈ. સ. ૧૭૯૩.

# પ્રકરણ ૭મું

## કંપનિની સાર્વભૌમ સત્તા. લૉર્ડ મૉર્નિંગ્ટન અથવા માર્ક્વેસ્સ વેલેસ્લીનો કારભાર, ઇ. સ. ૧૭૯૮–૧૮૦૫

**નવો ગવ્હર્નર ઝનરલ**—સર જૉન શોર પછી લૉર્ડ મૉર્નિંગ્ટન ગવ્હર્નર જનરલ થયો. તેણે બોર્ડ ઑવ કન્ટ્રોલમાં થોડા વખત માટે કામ કર્યું હતું ને ત્યારે તેની ઉમર ૩૮ વર્ષની હતી. તે વખતે ઈંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે યુદ્ધ ચાલતું હતું. યૂરોપમાં નેપોલિઅનની સત્તા જામતી જતી હતી અને હિંદમાં આવેલા ઈંગ્લંડના મુલકો સામે તેની નજર ફરતી હતી. વેલેસ્લી પોતે ગ્રીસ અને રોમના ઇતિહાસનો અભ્યાસી હતો. રોમે યૂરોપ, એશિઆ અને આફ્રિકામાં એકચક્રી રાજ્ય કેવી રીતે સ્થાપ્યું તેની તેને પૂરી વાકેફગીરી હતી. પોતાની શક્તિનો તો તેને ઘણો ભરોસો હતો.



લૉર્ડ મૉર્નિંગ્ટન

**એ વખતના અનુકૂળ સંજોગો**—આર્થર વેલેસ્લી, ને લેઇક, જેવા સરદારો અને માલકમ ને જૅંકિંસ જેવા અમલદારો એ વેળા કંપનિની

નોકરી કરતા હતા. હિંદના રાજાઓમાં શક્તિ રહી નહોતી. તેમનામાં કુસંપ હતો. તેમનાં લશ્કરો કંપનિના લશ્કર કરતાં ઘણાં નબળાં હતાં. તેમની પ્રજાઓ ક્લેશથી કંટાળી ગઈ હતી. દોલતરાવ શિંદે પાસે ફ્રેંચ અમલદારોએ તૈયાર કરેલું લશ્કર હતું ને તે દિલ્હી, આગ્રા, દુઆબ ને મધ્ય હિંદમાં કુલ સત્તા ભોગવતો હતો. વેલેસ્લીનો વિચાર મરાઠાઓનો ને ફ્રેંચોની સત્તાનો નાશ કરવાનો હતો.

**સહાયક યોજના–The Subsidiary System**—આપણે વેલેસ્લીના કારભારની વીગતવાર તપાસ લઈએ તેના પહેલાં તેના કારભારના સૂત્રરૂપ સહાયક યોજનાનો આપણે વિચાર કરવો જોઈએ. એ યોજના થોડા ઘણા અંશ ઉપર કંપનિએ અયોધ્યા, કર્ણાટક, સુરત, તાંજોર અને બંગાળાના રાજ્યકર્તાઓને લાગુ પાડી હતી. વેલેસ્લીએ હિંદ આવી તેમાં ઘટતા સુધારાઓ કરી હિંદનાં તમામ રાજ્યોને તે લાગુ પાડવાનો વિચાર કર્યો. આ યોજનાથી હિંદનાં નાનાં મોટાં રાજ્યોની સ્વતંત્રતાનો નાશ થયો એ વાત ખરી છે. પણ એક દૃષ્ટિએ તે યોજનાથી હિંદની પ્રજાને લાભ થયો, કારણ કે હિંદુસ્તાનમાં શાંતિ ન હોય તો તેની બધી પ્રજાઓ કદિ સ્વરાજ્ય ભોગવી શકે નહિ એ નિર્વિવાદ છે. આપણે ત્યાં સાર્વભૌમ સત્તાનો અને નાનાં મોટાં રજવાડાંઓનો સંબંધ કેવો હોવો જોઈએ તેનો પૂરો વિચાર આપણા દેશના બધા ઇતિહાસમાં માત્ર આ અંગ્રેજ અમલદારે કર્યો એમ કહીએ તો અતિશયોક્તિ નહિ કહેવાય. દરેકને ઐતિહાસિક ન્યાય તો મળવો જોઈએ. નીચે વેલેસ્લીની યોજનાનાં મુખ્ય અંગો તપાસીએ.

**સહાયક યોજનાના મુખ્ય અંગો**—(૧) કંપનિ મોગલ પાદશાહની સ્થિતિએ આવી બધાં રાજારજવાડાં ઉપર સાર્વભૌમ સત્તા ભોગવે. (૨) કોઈ રાજ્યે કંપનિની દરમ્યાનગીરી સિવાય બીજા રાજ્ય સાથે વ્યવહાર રાખવો નહિ. (૩) કંપનિ તરફથી રાજ્યની રાજધાની મુકામે એક પ્રતિનિધિ રહે. (૪) દરેક રાજ્યે કંપનિના અમલદારોવાળું એક લશ્કર પોતાને ખર્ચે

રાજ્યમાં રાખવું અને પોતાના લશ્કરને બનતાં સુધી રજા આપવી. (૫) આ હક્કો બદલ કંપનિ દરેક રાજ્યને જરૂર વખતે મદદ કરે. (૬) રાજ્યકર્તાની સગીર વયમાં કે નાદારી દરમ્યાન અથવા બીજા હરકોઈ વ્યાજબી કારણસર કંપનિએ રાજ્યનો વહિવટ પોતાના હસ્તક લેવો. (૭) રાજ્યના મુલકને માટે કંપનિએ જવાબદાર રહેવું અને (૮) પરદેશીઓને નોકરીમાં રાખતી વખતે રાજાએ કંપનિની પરવાનગી લેવી. એટલાં આ નવી યોજનાનાં મુખ્ય સૂત્રો હતાં. આ યોજનાને વેલેસ્લીએ **subsidiary system** નું નામ આપ્યું.

**યોજનાનાં મુખ્ય પરિણામો**—વેલેસ્લીના વખતમાં પેશવા, મ્હેસુર, નિઝામ, કેટલાંક રજપુત રાજ્યો, ભોપાળ, વડોદરા વગેરેએ આ યોજનાનો સ્વીકાર કર્યો. જ્યાં જ્યાં આ યોજના સ્વીકારાઇ ત્યાં બખેડાઓ બંધ થયા, કારભાર સુધર્યો, લોકો સુખી થયા અને રાજાઓની ચિંતાઓ ઘટી. કંપનિને લસ્કરનું ખર્ચ બચ્યું. રાજાઓની ચિંતાઓ ઘટવાથી તેઓ પહેલાં તો કેળવણી વગરના, આળસુ ને ઉડાઉ થઈ ગયા અને તેમનો કારભાર પાછળથી કંપનિને સંભાળવો પડયો. તેથી કંપનિને બેવડો લાભ થયો. દુર્વ્યવસ્થાના કારણસર ઘણા રાજાઓ પોતાનાં રાજ્યો ગુમાવી બેઠા. કંપનિ આખા હિંદમાં ચક્રવર્તી સ્થિતિ ભોગવતી થઈ. બધે સ્થળે એક જાતની રાજ્યવ્યવસ્થા દાખલ થઈ. નાનાં રાજ્યો મરાઠાઓ, વગેરેના ત્રાસથી ખાસ બચી ગયાં. જે મોટાં રાજ્યો આ યોજનામાં ન ભળ્યાં તેમની સાથે કંપનિને વહેલી મોડી લડાઈઓ થઈ અને તેઓ હાર ખાઈ યોજનામાં દાખલ થયાં. થોડાક અપવાદો સિવાય બધાં નાનાં મોટાં રાજ્યો એક સરખાં થઈ ગયાં. લસ્કરી યોજનામાં હવેથી આખા દેશમાં એક ધોરણ દાખલ થયું ને આપણાં પાડોશી રાજ્યો સાથેનો વ્યવહાર હવેથી એક ધોરણ ઉપર ચાલવા લાગ્યો. **ટૂંકામાં વેલેસ્લી અગાઉ હિંદમાં બ્રિટિશ રાજ્ય હતું પણ વેલેસ્લીના ગયા પછી આખા હિંદનું રાજ્ય ઇંગ્લેંડનું થયું તેમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી.**

**વેલેસ્લીના કારભારનાં બીજાં સૂત્રો**—કંપનિ સાર્વભૌમ સત્તા ભોગવતી થાય તે પ્રથમ સૂત્ર આપણે ઉપર સવિસ્તર જોઈ ગયા. પણ વેલેસ્લીની યોજના વિશાળ હતી. તેની દૃષ્ટિ વર્તમાન અને ભવિષ્ય, બંને ઉપર એક સરખી પડતી હતી અને તેથી તે વિશાળ યોજનાનાં બીજાં આવશ્યક અંગો આપણે સાથે સાથે તપાસી જોવાં જોઇએ. (૨) જે જે સ્થળે દ્વિમુખી કારભાર હતો તે બધે સ્થળે તેણે કંપનિની સત્તાની જવાબદારી દાખલ કરી. આ સૂત્ર ઉપર તેણે સુરત, તાંજોર, અને કર્ણાટકના રાજ્યકર્તાઓને વર્ષાસનો આપ્યાં. (૩) જે રાજ્ય તેની સામે થયું અથવા તેની યોજનાથી વિમુખ રહ્યું અથવા જેના તરફથી ખટપટની ધાસ્તી હતી તે દરેક રાજ્યને તેણે કંપનિ પરત્વે એક “ બેટ ” Insulate–જેવું બનાવી દીધું–તેની આસપાસ કંપનિની કે કંપનિના મિત્ર રાજાઓની જમીનો ગોઠવી દીધી. આ ધોરણ ઉપર નિઝામ સરકાર, મહારાષ્ટ્ર, મ્હૈસુર, વડોદરા ને અયોધ્યા, એ રાજ્યો એકમેકથી નોખાં થઈ ગયાં. (૪) કંપનિના એક મુલકમાંથી બીજા મુલકમાં લશ્કર જઈ શકે તેવી રીતે વેલેસ્લીએ સરહદો નક્કી કરી. આ ધોરણ ઉપર મદ્રાસ ઇલાકા અને બંગાળા ઇલાકા વચ્ચે આવેલા ભોંસલે સરકારના બે પ્રાંતો કટક ને બાલેશ્વર કંપનિના મુલકો બન્યા. (૫) હિંદુસ્તાનના પૂર્વ અને પશ્ચિમ કિનારા ઉપર બ્રિટિશ સત્તા રાખવી. આ મુદ્દા ઉપર તેણે કટક, બાલેશ્વર, મલબાર, સુરત ને ભરૂચ જેવા દરિયા કિનારા પરના પ્રાંતો કંપનિના મુલકમાં ભેળવ્યા. (૬) અંગ્રેજો સિવાય બીજી કોઈ યૂરોપિઅન પ્રજાના અમલદારોને હિંદના રાજાની મુલ્કી કે લશ્કરી નોકરીમાં રહેવા દેવા નહિ એ આ વિશાળ યોજનાનું છેલ્લું અંગ કહી શકાય. આ ધોરણથી નિઝામ, પેશવા, અયોધ્યાનો નવાબ, મોગલ પાદશાહ, વગેરેમાંથી કોઈ પણ પાસે હવે ફ્રેંચ સલાહકારો રહ્યા નહિ.

આ યોજનાનાં તમામ અંગો હજુ કાયમ છે. હવે આપણે વેલેસ્લીનો કારભાર તપાસીએ.

**છેલ્લો મ્હૈસુર વિગ્રહ**—શ્રીરંગપટ્ટણના તહ પછી ટિપુ ઘણો

આકુળવ્યાકુળ બની ગયો હતો. તુર્કી, અફઘાનીસ્તાન, ફ્રાંસ, વગેરે સ્થળે તેણે પોતાના એલચીઓ રોકયા હતા. પણ ટિપુ ત્રીજા વિગ્રહથી ઘણો નબળો થઇ ગયો હતો. નિઝામ ને મરાઠાઓ તેના કટ્ટા દુશ્મનો હતા, તેમ નેપોલિઅન હિંદ આવવાનો વિચાર સરખો પણ નહોતો કરતો. છતાં ફ્રાંસના તાબાના મૉરિશિઅસ ટાપુથી એક ન્હાનું લશ્કર મલબાર આવ્યું તેનો લાભ લઇ વેલેસ્લીએ ટિપુ સામે લડાઇ જાહેર કરી. આ વાર નિઝામની સરકાર કંપનિ સાથે રહી. કંપનિએ ટિપુને સિદ્ધેશ્વર મુકામે હરાવ્યો. બીજી વાર તે મેલવાલી મુકામે હારી ગયો. શત્રુઓએ શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. લડાઇમાં ટિપુ માર્યો ગયો. તેથી તેના શાહઝાદાઓને વેલુર મુકામે નજરકેદ મોકલવામાં આવ્યા, ને મ્હૈસુરની ગાદી ઉપર રાજા કૃષ્ણરાજને બેસાડવામાં આવ્યો. તે વેલેસ્લીની યોજનાને સંમત થયો. દક્ષિણ કાનડા. કોઇમ્બતુર, ઘાટ ઉપરના કેટલાક કિલ્લાઓ અને વેનાદ અને શ્રીરંગપટ્ટણ કંપનિએ રાખ્યાં ને ગુટી, કોલર અને સિરા નિઝામ સરકારને મળ્યાં. પણ તેણે દેવા પેટે તે ભાગો કંપનિને હવાલે કર્યા. વેલેસ્લીએ બાજીરાવ પેશવાને સહાયક યોજના સ્વીકારવાની શરતે આમાંથી કેટલીક જમીન આપવા માંડી. પણ નાના ફડનવીસે ના પાડવાથી તે વાત બંધ રહી. આ વિજયથી મૉર્નિંગ્ટનને માર્કવેસ્સ વેલેસ્લીનો ખિતાબ મળ્યો, ઇ. સ. ૧૭૯૯.

**પરિણામો**—આ લડાઇથી મ્હૈસુરના સ્વતંત્ર રાજ્યનો વિનાશ થયો દક્ષિણ હિંદમાં મરાઠાઓ અને કંપનિ, એ બે સ્વતંત્ર સત્તાઓ રહી. ને કંપનિની સરહદ બરોબર મહારાષ્ટ્રની સરહદને અડોઅડ આવી ગઇ.

**ટિપુના ગુણદોષ**—ટિપુ હૈદર જેવો શૂરો હતો. પણ તેનામાં બાપના જેટલું ડહાપણ નહોતું. તેનામાં સરદારી કરવાની શક્તિ ઓછી હતી. તે ધર્માંધ હતો. તેણે મલબારના નાયરો અને હિંદુઓ ઉપર બહુ જુલમ કર્યો હતો. તે મિથ્યાભિમાની હતો. પણ ટિપુ બાપ કરતાં વધારે સંસ્કારી હતો અને કાવ્યશાસ્ત્ર, ધર્મ, ફિલસુફી, કળા, ઇતિહાસ, વગેરેનો તેને બહુ શોખ હતો. તેણે દારૂના ઉપયોગનો આખા રાજ્યમાં નિષેધ કર્યો હતો. ટિપુ

શુદ્ધ સુન્ની તરીકે જીવન ગાળતો. મદ્રાસ સરકારના અમલ કરતાં તેનો અમલ વધારે સારો હતો. માત્ર વેલેસ્લિની નીતિથી તેનો વિનાશ થયો. તેની રાજધાનીમાંથી અંગ્રેજોના હાથમાં પુષ્કળ ખજાનો ને એક મોટો પુસ્તકોનો સંગ્રહ આવ્યો.

**નિઝામ સરકાર**—નિઝામે ખરડાના યુદ્ધ પછી ફ્રેંચ અમલદારોની પાસે મોટું લશ્કર તૈયાર કરાવ્યું હતું; તેથી વેલેસ્લિએ ટિપુ વિરુદ્ધ લડાઈ જાહેર કર્યા અગાઉ નિઝામ સરકારને કંપનિના રક્ષણ નીચે લીધી અને ફ્રેંચ અમલદારોને હૈદરાબાદથી રજા અપાવી. સહાયક યોજનાનો પહેલો સ્વીકાર કરનાર નિઝામ હતો.



ટિપુ

**તાંજોર ખાલસા**—તાંજોરનો મરાઠા રાજા મરી ગયો ત્યારે તેનો એક દત્તક પુત્ર ગાદી પર આવ્યો; પણ તેના કાકાએ વાંધો ઉઠાવ્યો તેથી કંપનિએ તેને રાજ્ય આપ્યું. પહેલા ઉમેદવારે વેલેસ્લીને અપીલ કરી. તેથી વેલેસ્લીએ તેને હક્કદાર ઠરાવ્યો પણ તેના દીવાની ફોજદારી હક્કો કંપનિએ રાખ્યા. રાજાને રૂ. નવ લાખનું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું.

**સુરત ખાલસા**—આ વખતે સુરતનો નવાબ ને તેનો વારસ મરી ગયા તેથી કંપનિએ એક હક્કદારને રૂ. એક લાખનું વર્ષાસન આપી સુરત ખાલસા કર્યું, ઇ. સ. ૧૮૦૦.

**કર્ણાટક ખાલસા**—કર્ણાટકના બીજા વિગ્રહ પછી અર્કાટના નવાબો કંપનિના આશ્રિત થયા હતા. નવાબના કુટુંબે ટિપુ સુલતાન ઉપર લખેલા કેટલાક નિર્દોષ કાગળો કંપનિના અમલદારોના હાથમાં પડ્યા, તેથી વેલેસ્લીએ નવાબી કુટુંબ ઉપર રાજદ્રોહનો આરોપ મૂકયો ને જો કે આરોપ સાબીત થઈ શકયો નહિ ને આરોપીઓ પોતે મરી ગયા હતા છતાં મર્હુમ નવાબના પૌત્રને વર્ષાસન આપી ગવર્નર જનરલે કર્ણાટક પ્રાંત મદ્રાસ ઇલાકામાં ભેળવી દીધો, ઇ. સ. ૧૮૦૧.

**રોહિલખંડ અને ગોરખપુર ખાલસા**—અયોધ્યાનો નવાબ કંપનિનો દેવાદાર બની ગયો હતો ને તેનું લશ્કર તદ્દન નકામું હતું. તેની પડોશનો મુલક કંપનિના હરીફ શિંદે અને મોગલ પાદશાહના કબજામાં હતો. કાબુલનો શાહ લાહોર સુધી આવી ગયો હતો અને તે કદાચ દિલ્હી પણ પહોંચી જાય એવી ગપ ચાલતી હતી. દરમ્યાન અયોધ્યાના માજી નવાબે બ્રિટિશ રેસિડેંટનું ખુન કર્યું. આ બધી રાજકીય પરિસ્થિતિનો લાભ લઈ વેલેસ્લીએ નવાબને પોતાના લશ્કરને તેણે વધારવું ને તે માટે યોગ્ય બદલો આપવા કહેવરાવ્યું. નવાબે ના પાડી અને જવાબ આપ્યો કે તે પોતે મક્કા જઈ હજ પઢશે અને નવાબી બીજાને આપશે. પણ વેલેસ્લીએ નવાબી કોને આપવી એ સત્તા કંપનીને છે એમ જવાબ આપ્યો. તેથી નવાબે હજ

પઢવાનો વિચાર બંધ રાખ્યો ને કંપનિ તરફથી પોતાને અન્યાય થાય છે એમ લખ્યું. વેલેસ્લીને આ લખાણમાં અપમાન લાગ્યું. છેવટે વઝીરે લાચારીથી લશ્કર વધારી આપ્યું. તુરત લશ્કરના ખર્ચ માટે વેલેસ્લીએ ગોરખપુર ને રોહિલખંડનાં પ્રાંતો માંગ્યા. જો વઝીર ના પાડે તો આખું રાજ્ય જાય એવી ધાસ્તી હતી. તેથી તેણે વેલેસ્લીને એ બાબતમાં નમતું આપ્યું. કંપનિએ વળતું વચન આપ્યું કે હવે પછી તેના વંશજોની પાસેથી વધારે જમીન માંગવામાં આવશે નહિ, ઇ. સ. ૧૮૦૧.

**ઇરાન, વગેરે**—આ વેળા ઇંગ્લંડને ફ્રાંસ સાથે વિગ્રહ ચાલતો હતો તેથી વેલેસ્લીએ ઇરાનમાં એલચી મોકલ્યો, મિસરમાં લશ્કર મોકલ્યું અને હિંદમાં આવેલાં ફ્રેંચ, પોર્ચુગીઝ અને ડચ થાણાંઓ કબજે કર્યાં.

**વસઇનો કરાર**—નાનાના મરણ પછી હોળકરે બાજીરાવને પૂનામાંથી નસાડી મૂક્યો. તેથી ઇ. સ. ૧૮૦૨માં વસઇ મુકામે બાજીરાવે પેશવાઈ પાછી લેવા માટે સહાયક યોજનાને વશ થવા કબુલ કર્યું. સર આર્થર વેલેસ્લીએ પૂના જઈ બાજીરાવને પેશવાઈ પાછી અપાવી. પણ મહારાજા દોલતરાવ શિંદે અને રઘુજી ભોંસલે આ કરારને સંમત થયા નહિ ને નર્મદાની પેલી પાર છાવણી નાંખી પડી રહ્યા. વેલેસ્લીએ તેમને છાવણી ઉઠાવી લેવા સંદેશો મોકલાવ્યો. પણ વસઇના કરારથી મરાઠી રાજ્ય નાશ પામશે એમ બંનેને લાગવાથી તેઓએ ના પાડી. તેથી ઇ. સ. ૧૮૦૩ની આખરમાં લડાઈ શરૂ થઈ.

**બીજો મરાઠી વિગ્રહ**—ઉત્તર હિંદમાં શિંદેના લશ્કરના લગભગ બધા ફ્રેંચ અમલદારોએ રાજીનામાં આપ્યાં. લાર્ડ લેકે અલીગઢ લીધું ને દિલ્હી પાસે શિંદેના લશ્કરને હરાવી તે શહેર કબજે કર્યું. લાસવારી પાસે સિંદેના લશ્કરનો બીજો પરાજય થયો. પરિણામે આંધળો મોગલ પાદશાહ શાહ આલમ અંગ્રેજોનો રક્ષિત બન્યો ને દુવાબમાંથી મરાઠી સત્તા છુટી ગઇ. આર્થર વેલેસ્લીએ અહમદનગરનો કોટ લીધો અને પછી ઔરંગાબાદ

પાસે અસૈ આગળ શિંદેને અને ભોંસલેને હરાવ્યા. શિંદેના બુર્હાનપુર અને અસીરગઢના મજબુત કિલ્લાઓ કંપનિના હાથમાં આવ્યા. ભોંસલે રઘુજીનો બીજો પરાજય આકોલા જિલ્લામાં આરગાંવ પાસે થયો. તેના બે પ્રાંતો, કટક ને બાલેશ્વર કંપનિને હાથ ગયા. તે સિવાય અંગ્રેજ લશ્કરોએ બુંદેલખંડ, ભરૂચ અને ચાંપાનેર સર કર્યાં, ઇ. સ. ૧૮૦૩.

**સુલેહ**—આ હારથી ભોંસલેએ દેવગામ મુકામે અને શિંદેએ સુરજીઅંજેગાંવ મુકામે સુલેહ કરી. કંપનિને ભોંસલે પાસેથી બાલેશ્વર, કટક, ગોદાવરી ને વર્ધા નદીઓ વચ્ચેના મુલકો મળ્યા. ભોંસલેએ નિઝામ સરકાર ઉપરના અને સંબલપુર પાસેનાં રજવાડાંઓ ઉપરના તમામ હકો છોડી દીધા ને અંગ્રેજી પરવાનગી વગર બીજા યૂરોપિઅનોને કે અમેરિકનોને પોતાની નોકરીમાં ન રાખવા એવું કબૂલ કર્યું. દોલતરાવ શિંદેએ અહમદનગર, ગોદાવરી ને અજંતાના ડુંગરોની વચ્ચેનો મુલક, ભરૂચ અને ગંગા જમના નદીઓ વચ્ચેનો દુવાબ, એટલા મુલકો આપ્યા. કંપનિએ તેને અસીરગઢ, ચાંપાનેર, બુર્હાનપુર અને ગોહદ પાછાં આપ્યાં, ને દુઆબમાં કેટલીક જાગીરો આપી. શિંદેના શાહ આલમ, નિઝામ, ગાયકવાડ, જોધપુર, જયપુર ને બુંદી ઉપરના તમામ હક્કો રદ ગયા, આમાંથી અહમદનગરનો કોટ પેશવાને મળ્યો ને વર્ધા નદી પાસેની કેટલીક જમીન નિઝામને મળી.

**લાભો**—આ લાભો કાંઈ નાનાસુના નહોતા. કંપનિનું રાજ્ય હવે જમના નદી સૂધી આવી ગયું ને બ્રિટિશ સરકાર સતલજ નદી સૂધીનાં સિખ રાજ્યોની સાથે અને ઉત્તરે નેપાળના રાજ્ય સાથે ને રજપુત રાજાઓ સાથે સંબંધમાં આવી. પાદશાહ શાહઆલમના કબજાથી રજપુત રાજાઓ ઉપર ને આખા હિંદુસ્તાનમાં કંપનિની વગ વધી. હવે કંપનિ મોગલાઈની સત્તા ને મોગલાઈની તમામ વગ ધોરણસર વાપરી શકે એવી સ્થિતિ ઉભી થઈ. રજપુતસ્તાનમાં વગ થઈ એટલે ધીમે ધીમે મરાઠી સત્તા ત્યાંથી નાબુદ થવાની, એ નિઃસંશય હતું. શિંદેએ ને ભોંસલેએ નિઝામ સરકાર ઉપરના બધા હક્કો

મૂકી દીધા તે પણ મોટો લાભ કહેવાય. કંપનિનું રાજ્ય હવે પેશવા, નિઝામ, શિંદે, હોળકર, ગાયકવાડ અને ભોંસલેના મુલકોને વીંટાઈ વળ્યું. પેશવા કંપનિનો આશ્રિત થયો, ને શિંદે ને ભોંસલેનાં લશ્કરી સાધનો ઓછાં થઈ ગયાં.

**હોળકર સાથે વિગ્રહ**—અત્યાર સુધી જશવંતરાવ હોળકર વિગ્રહથી અળગો રહ્યો હતો. પણ હવે તેને સૂઝી આવ્યું કે શિંદે ને ભોંસલેના પરાજય બહુ દૂર નથી. દક્ષિણ હિંદમાં ને ઉત્તર હિંદમાં દુવાબમાં આવેલી પોતાની જાગીરો વિષે તેને બીક લાગવા માંડી. કંપનિના ત્રણ અંગ્રેજ જાસુસોને તેણે ફાંસી દીધી; સિવાય જયપુરના રાજા પાસે તેણે ખંડણી માંગી. તેથી કંપનિ તુરત વચ્ચે પડી. જશવંતરાવ હોળકર શૂરો લુટારો હતો. કંપનિનો એક સરદાર કર્નલ મૅાન્સન કોટા પાસે મોકુન્દરાના ઘાટ આગળ હારી ગયો અને હોળકરે પાછળ પડી તેને ઠેઠ આગ્રા સુધી નસાડી મૂકયો. આ લડાઈમાં ભરતપુરના રાજાએ હોળકરને મદદ કરી. પણ હોળકરનું લશ્કર કવાયત પામેલું નહોતું. તેથી તે દીગ અને ફરૂખાબાદ પાસે હારી ગયો. કંપનિ ભરતપુરનો કિલ્લો લઈ શકી નહિ. તેથી તેણે ત્યાંના જાટ મહારાજા સાથે સુલેહ કરી. આ વખતે શિંદે લડાઈ કરવા તૈયારી કરતો હતો. તેવામાં વેલેસ્લી ઇંગ્લંડ ગયો. તેના પછી બાર્લોએ શિંદે ને હોળકર સાથે નવા કરારો કર્યા ને વિગ્રહનો અંત આવ્યો. આ કરારો આપણે હવે તપાસીશું.

**વેલેસ્લીનો કારભાર**—કંપનિના નોકરો હિંદુસ્તાનની સંસ્કૃતિ સમજી શકે તે માટે વેલેસ્લીએ કલકત્તામાં કેળવણીનાં સાધનો કરી આપ્યાં; પણ એ શિક્ષણ ઇંગ્લંડમાં મળે તેવો ડાયરેક્ટરોએ મત આપ્યો તેથી યોજના બંધ રહી. જો ડાયરેક્ટરો વચ્ચે ન આવ્યા હોત તો સનદી નોકરીની પરીક્ષા આપણા દેશમાં લેવાત અને ભવિષ્યમાં મોટી જગ્યાઓ ઉપર હિંદુઓ નીમાઈ શકત. વેલેસ્લીએ ફૉર્ટ વિલિઅમ ખાતે સેક્રેટરિઅટ માટે વ્યવસ્થા કરી. તે સ્વદેશ ગયો ત્યારે પાર્લમેંટમાં તેના ઉપર કામ ચલાવવાની ખટપટ કરવામાં આવી ને પ્રોપ્રાએટરોએ તેના કારભારને વખોડી કાઢયો. પણ પાછળથી તેમણે તેને વર્ષાસન બાંધી આપ્યું.

## પ્રકરણ ૮ મું

# કૉર્નવૉલિસ, બાર્લો ને મિંટો. સાર્વભૌમ પદનો ત્યાગ, ઇ. સ. ૧૮૦૫-૧૩.

**લૉર્ડ કૉર્નવૉલિસ**—વેલેસ્લી પછી ડાયરેક્ટરોએ લૉર્ડ કૉર્નવૉલિસને બીજી વાર હિંદુસ્તાન મોકલ્યો. તેનો વિચાર શિંદે અને હોળકર સાથે સુલેહ કરવાનો અને રજપુત તથા જાટ રાજાઓને કંપનિએ આપેલું અભયવચન પાછું ખેંચી લેવાનો હતો. તે ઇ. સ. ૧૮૦૫માં કલકત્તા આવ્યો, પણ થોડાક માસમાં મરી ગયો. તેના પછી સર જ્યૉર્જ બાર્લો ગવર્નર જનરલ થયો.

**સર જ્યૉર્જ બાર્લો**—બાર્લોએ શત્રુઓ સાથે સુલેહો કરી. સુલહથી દૌલતરાવ શિંદેને ગ્વાલિયર અને ગોહદ પાછાં મળ્યાં, ચંબલ નદી બંનેના મુલકોની સરહદ થઈ ને કંપનિએ ઉદેપુર, જોધપુર, કોટા અને માળવાનાં રજવાડાંઓ ઉપરના પોતાના હક્કો શિંદેને પાછા આપ્યા. હોળકર જશવંતરાવ બુંદેલખંડના રાજાઓ, પેશવા અને કંપનિ સામેના બધા અધિકારો જતા કર્યા ને ખાનદેશના કિલ્લાઓ તેને પાછા મળ્યા. કંપનિએ બુંદી, રામપુર, જયપુર ને ટોંકનાં રાજ્યો ઉપર સાર્વભૌમ સત્તા છોડી દીધી, ઇ. સ. ૧૮૦૫.

આ વ્યવસ્થાથી રજપુતસ્તાનમાં ઇ. સ. ૧૮૧૮ સુધી અવ્યવસ્થા રહી અને પિંઢારાઓ, અમીરખાં, હોળકર, વગેરેનું જોર વધી ગયું. તે લોકો લુટારાઓ હતા તેથી બિચારા લોકો ઘણા દુઃખી થયા. પરિણામે છેલ્લો મરાઠી વિગ્રહ થયો. વેલેસ્લીની નીતિને પાર પાડ્યા સિવાય કંપનિ માટે બીજો માર્ગ નહોતો.

**વેલુરમાં સિપાઇઓનો બળવો**—આ વખતે બ્રિટિશ સેનાપતિએ લશ્કરી પહેરવેશમાં નવીન સુધારાઓ કર્યા. તે સુધારા સિપાઈઓને ગમ્યા નહિ. તેથી વેલુરમાં સિપાઈઓએ તોફાન કર્યું ને ૧૧૩ યૂરોપિયન અમલ-

દારોમાં ખુન કર્યા. પણ મદદ આવી પહોંચી ને બંડ શમી ગયું. વેલુરમાં નજરકેદ રાખેલા ટિપુના બે દીકરા ઉપર ખોટો શક આવવાથી તેમને કલકત્તા મોકલી દેવામાં આવ્યા, ઇ. સ. ૧૮૦૭.

**લૉર્ડ મિન્ટો**—સર જ્યોર્જ બાર્લો પછી સર ગિલ્બર્ટ ઇલિઅટ (લૉર્ડ મિન્ટો) ગવર્નર જનરલ થયો. તેણે વૉર્રન હેસ્ટિંગ્સ અને સર ઇલિઝા ઇંપે ઉપરના કામમાં ભાગ લીધો હતો અને બોર્ડ ઑવ્ કંટ્રોલના પ્રમુખ તરીકે કામ કર્યું હતું. હિંદમાં કંપનિ એકંદર તટસ્થ રહે એ જ ઠીક એવી તેની માન્યતા હતી પણ કંપનિના હકકોનું રક્ષણ કરવા માટે તે યુદ્ધ કરવા તૈયાર હતો.

**બુંદેલખંડ. ત્રાવણકોર**—મિંટોના વખતમાં કંપનિએ બુંદેલખંડના રાજાઓને વશ કર્યા, બંગાળાના ઉપસાગરનાં હિંદ મહાસાગરનાં વલંદા સંસ્થાનો હાથ કર્યાં, ને ત્રાવણકોરના બંડખોરોને દાબી દીધા.

**પરદેશ સાથેનો સંબંધ**—આ વખતે ઇંગ્લંડ ને નેપોલિઅન વચ્ચે વિગ્રહ ચાલતો હતો તેથી મિન્ટોએ ઇરાન, અફઘાનીસ્તાન, સિંધ ને પંજાબમાં એલચીઓ મોકલ્યા.

**રણજિતસિંહ અને અમૃતસરનું તહ**—ઇ. સ. ૧૭૬૧માં પાણીપતનાં મેદાન ઉપર અહમદશાહ અબ્દાલી મરાઠાઓને હરાવી કાબુલ ગયો ત્યારથી સિખ લોકો જોરાવર થઇ ગયા હતા. સિખોના મહારાજા રણજિત-સિંહનો જન્મ ઇ. સ. ૧૭૮૦માં થયો હતો. બાર વર્ષની ઉમરે તેનો બાપ મરી ગયો તેથી કારભાર તેની મા કરવા લાગી. કાબુલનો શાહ પંજાબથી પાછો જતો હતો ત્યારે રણજિતે તેને મદદ કરી તેથી શાહ તેને લાહોરનો સુબો બનાવતો ગયો. પછી રણજિતે અમૃતસર સર કર્યું. અફઘાનોને સિયાળ-કોટ, ગુઝરાત, વગેરે પ્રાંતોમાંથી નસાડી મૂક્યા અને સતલજ, બિઆસ અને રાવી નદી વચ્ચેનો મુલક લઇ લીધો. પછી તેણે પતીઆળા અને નાભાના

સિખ રાજાઓની તકરારનો લાભ લઈ લુધીઆના લીધું ને પાસેના સિખ રાજાઓ પાસેથી ખંડણી વસુલ કરી. હવે સતલજ અને જમના નદી વચ્ચેના સિખ રાજાઓ રણજિતસિંહથી ત્રાસી મિંટોની સરકારના આશ્રય તળે આવવા વિચાર કરતા હતા. તેથી મિંટોએ ચોવીસ વર્ષના Charles Metcalfe —ચાર્લ્સ મેટ્કાફ નામના એક અમલદારને લાહોર મોકલ્યો. રણજિતસિંહ કંપનિની દરમ્યાનગીરીથી ચીડવાઈ ગયો અને એકદમ સિખ રાજાઓ ઉપર લશ્કર લઈ ધસી ગયો પ્રથમ તો મિંટોએ મેટ્કાફને એવી સૂચના આપી હતી કે રણજિતસિંહ સાથે મિત્રતા કરી ફ્રેંચો વિરુદ્ધ ખટપટ કરવી. પણ દરમ્યાન નેપોલિઅન તરફની ધાસ્તી નહોતી રહી એટલે મેટ્કાફે રણજિતસિંહને નીડરપણે જાહેર કર્યું કે જમના અને સતલજ નદી વચ્ચેનાં રાજ્યો તો કંપનિનાં આશ્રિત છે અને રણજિતે સતલજથી આગળ જવું નહિ. પછી કંપનિએ સર ડેવિડ ઑક્ટર્લોનિને રણજિત સામો મોકલ્યો. રણજિત ચમક્યો. તેણે અમૃતસર મુકામે ઈ. સ. ૧૮૦૯માં કરાર ઉપર સહી કરી આપી. એ કરારથી બંને પક્ષકારોએ સતલજ નદીને સરહદ તરીકે સ્વીકારી, બંને અન્યોન્ય મિત્રો થયા, અને પતીઆળા, નાભા, ઝિંદ ને કપુરથલાનાં રાજ્યો કંપનિનાં આશ્રિત બન્યાં. આ તહ પછી રણજિત કદિ પણ કંપનિની આડે આવ્યો નહિ ને તેણે કંપનિના શત્રુને કદિ મદદ કરી નહિ. તેથી ચોથા મરાઠી વિગ્રહમાં કંપનિ રણજિતની બીક વિના લડી શકી અને વેલેસ્લીની વિશાળ યોજના પંજાબ સિવાય આખા હિન્દમાં દાખલ થઈ શકી. અમૃતસરના તહની આટલી રાજકીય અગત્ય કહી શકાય.

**રણજિતસિંહની સત્તાનો વિકાસ**—હવે રણજિતસિંહે અટક, મુલતાન, પેશાવર ને કાસ્મીર પ્રાંતો કબજે કર્યા ને સિંધુ નદીની પેલી પારના પઠાણોને વશ કર્યા, તેનો વિચાર સક્કર, બખર, રોહરિ, શિકારપુર ને છેવટે ખેરપુરને પણ ગળી જવાનો હતો. ઈ. સ. ૧૮૩૮માં તેણે કંપનિ સાથે બીજો કરાર કર્યો ને કાબુલના અમીર સામે લશ્કર મોકલ્યું. તે ઈ. સ. ૧૮૩૯માં મરી ગયો.

**રણજિતના ગુણદોષ. આપણા ઇતિહાસમાં તેનું સ્થાન—** રણજિતસિંહ માણસોની પરીક્ષા સારી રીતે કરી શકતો. તે હિંદુ ધર્મને ને ઇસ્લામને પણ માન આપતો. તે ક્રૂર નહોતો. પરદેશી મુસાફરો ને મુત્સદ્દીઓ તેની સારી પ્રશંસા કરી ગયા છે. રણજિતે સિખોને પંજાબના ધણી બનાવ્યા.



રણજિતસિંહ

તેના પહેલાં પંજાબમાં નાના મોટા સિખ, રજપુત ને પઠાણ ઝમીનદારો હતા. જો આ સ્થિતિ વધુ ટકી હોત તો પંજાબની સ્થિતિ અત્યારે રજપુતસ્તાન, ગુજરાત ને કાઠિઆવાડ જેવી હોત. રણજિતે તે સ્થિતિને આગળ વધતાં અટકાવી. તેણે સિખોને યૂરોપીય ઢબ મુજબ લડવાની કળા શીખવી. તેની પાસે ૮૦,૦૦૦નું લશ્કર હતું. હજુ પણ આપણા લશ્કરમાં સિખોની મોટી સંખ્યા છે. નવસો વર્ષ સુધી મુસલમાનો પંજાબમાં રાજ્ય કરતા હતા. રણજિતસિંહે તેમને કાઢી સિખોનું રાજ્ય સ્થાપ્યું. રણજિતસિંહ હિંદુઓને ને મુસલમાનોને મોટા મોટા હોદ્દા આપતો. તેની મ્હેસુલી વ્યવસ્થા ઇજારદારી ધોરણ ઉપર ચાલતી. તેથી તેના મરણ પછી સિખ સરદારો જોરાવર થયા અને રાજાને પણ ડરાવવા લાગ્યા. તેના લશ્કરમાં ઇટલિ. વગેરે દેશના અમલદારો હતા. રણજિત મોટો સરદાર હતો. અલબત, તેનું ચારિત્ર દોષવાળું હતું. પણ એકંદરે તે ઓગણીસમી સદીના આપણા દેશના ઇતિહાસમાં સમર્થ રાજ્યકર્તાની કોટિમાં આવી શકે છે. પોતાના મરણ પછી અંગ્રેજો પંજાબના ધણી થઈ પડશે એવું ભવિષ્ય એણે ભાખ્યું હતું, તે તેની મુત્સદ્દીગીરી સાબીત કરે છે. લૉર્ડ મિંટો ઇ. સ. ૧૮૧૩માં સ્વદેશ ગયો. તેના પછી બ્રિટિશ યુવરાજનો

મિત્ર લૉર્ડ મોયરા ગવર્નર જનરલ થયો.

**કંપનિનો નવો પટ્ટો**—ધોરણ મુજબ કંપનિના પટ્ટાને વીસ વર્ષો થઈ ગયાં હતાં. તેથી ઇ. સ. ૧૮૧૩માં ઈંગ્લંડની પાર્લમેંટે કંપનિને નવો પટ્ટો કરી આપ્યો. નવા પટ્ટાથી એમ ઠર્યું કે (૧) કંપનિ મારફત ચાલતો હિંદનો એકહથ્થુ વેપાર હવેથી બંધ થાય. (૨) હિંદની સાથે ઈંગ્લંડનો કોઈપણ વેપારી વેપાર કરી શકે. (૩) કંપનિના બીજા અધિકારો બીજાં વીસ વર્ષો સુધી રહે. (૪) હિંદમાં નોકરી કરતા અંગ્રેજ અમલદારોના ધાર્મિક લાભ માટે હિંદુસ્તાનને ખર્ચે "ચર્ચ" નીભાવવા એક બિશપ અને ત્રણ આર્ચડીકનોની નિમણોકો થાય. (૫) ખ્રિસ્તિ ધર્મનો બોધ આપવા પાદરીઓ હિન્દમાં વિના બાધે આવી શકે ને (૬) વિજ્ઞાન–Science–અને સાહિત્યના ઉત્તેજન અર્થે દર વર્ષે કંપનિ રૂ. એક લાખ ખર્ચે.

ઈંગ્લંડના લોકોને હિંદમાં વેપાર કરવાની છુટ આપવામાં આવવાથી કંપનિની સરકાર અને નવા વેપારીઓ ધીમે ધીમે એક થઈ ઈંગ્લંડનો માલ આપણા દેશમાં વધારે જથ્થામાં લાવવા લાગ્યા ને તેથી આપણા સ્થાનિક ઉદ્યોગોને ઉત્તેજન મળી શક્યું નહિ. પાદરીઓએ આપણા દેશમાં આવી છાપખાનાંઓ, વર્તમાનપત્રો અને કેળવણીની સંસ્થાઓ સ્થાપી ને કેટલાક અંત્યજ વર્ગોને ખ્રિસ્તી બનાવ્યા.

---

# પ્રકરણ ૯મું

## વેલેસ્લિની યોજનાની પૂર્ણાહુતિ. માર્ક્વેસ્સ હેસ્ટિંગ્સ, ૧૮૧૩–૨૩.

**માર્ક્વેસ્સ હેસ્ટિંગ્સ**—હેસ્ટિંગ્સ જ્યારે હિંદ આવ્યો ત્યારે તેની ઉમર ૫૮ વર્ષની હતી. તેણે વેલેસ્લીની યોજનાની પૂર્ણાહુતિ કરી.* તેના વખતમાં ગુરખા લોકો સામે વિગ્રહ થયો.



માર્ક્વેસ્સ હેસ્ટિંગ્સ

**ગુરખા વિગ્રહ**—નેપાળ, અને બંગાળા, અયોધ્યા અને રોહિલખંડની સરહદો નક્કી થઈ નહોતી. નેપાળના મહારાજાના એક જાગીરદારની જાગીરો કંપનિના ગામમાં હતી. પણ તેને નેપાળના રાજાએ કમી કર્યો ને એ જગ્યા બીજાને આપી. આ નવા જાગીરદારે કંપનિની સત્તા સ્વીકારવાની ના પાડી. નેપાળના રાજાએ કેટલાએક જિલ્લાઓમાં પોતાનું લાગતું છે એમ જાહેર કર્યું. કંપનિએ આ તકરારોનો નિકાલ લાવવા એક અમલદારને નીમ્યો. પણ તે કુનેહથી કામ લઈ શક્યો નહિ. તેથી યુદ્ધ જાહેર થયું.

ગવર્નર જનરલે ચાર જુદા જુદા સરદારોને નેપાળ ઉપર મોકલ્યા. નેપાળનો મુલક ડુંગરાઉ ને તદ્દન અપરિચિત હોવાથી પ્રથમ તો કંપનિને ઘણી મુશ્કેલીઓ નડી. અંગ્રેજ સરદારો નેપાળના મજબુત કિલ્લાઓ ઘણી

---

* હેસ્ટિંગ્સની રાજ્યનીતિ માટે જુઓ ત્રીજી આવૃત્તિનું પાનું ૩૯૮, નોંધ.

મુશ્કેલીથી લઈ શક્યા. ગુરખાઓ મકવાનપુર ને હરિહરપુર આગળ હારી ગયા. તેથી નેપાળના રાજાએ સિગાઉલિ પાસે સુલેહ કરી, ઇ. સ. ૧૮૧૬.

**સિગાઉલીની સુલેહ**—આ તહથી કંપનિને કુમાઉન, ગઢવાડ અને તરાઇના મુલકો મળ્યા, સિમલા પાસેના રજપુત રાજાઓ કંપનિના રક્ષિત બન્યા, નેપાળના મહારાજાએ ખટમંડુ મુકામે બ્રિટિશ રેસિડંટ રાખવાને કબૂલ કર્યું અને સિક્કિમ બ્રિટિશ આશ્રય તળે આવ્યું.

**પરિણામો**—સિમલા, મસુરી ને નૈનિતાલ જેવાં હવા ખાવાનાં ડુંગરાઉ સ્થળો હિંદુસ્તાનનાં થયાં, આપણે કાશ્મિર, ભૂતાન, ચીન ને તાર્તરિના મુલકો સાથે નવા સંબંધમાં આવ્યા, હિમાલયની તળેટીનાં જંગલોની પેદાશનો લાભ આપણા દેશને મળતો થયો અને ગુરખા જેવા લડાયક લોકોની સાથે કંપનિને દોસ્તી થઈ.

**પેશવા, ગાયકવાડ, ને કંપનિ**—ગાયકવાડ સરકાર ને પેશવા સરકાર વચ્ચે ઘણા જુના વખતથી નાણાંનો વહિવટ ચાલતો હતો ને ગાયકવાડ સરકાર પેશવાની દેવાદાર થઈ ગઈ હતી. પહેલા મરાઠા વિગ્રહ પછી કંપનિએ ગાયકવાડને પોતાના રક્ષણ નીચે લીધો હતો, તે પેશવાને જરાપણ ગમતું ન હોતું. પેશવાએ અમદાવાદ તરફના પ્રદેશ ઉપરની ઉપજમાંથી પોતાનો ભાગ વસુલ કરવા તગાદો કર્યો. તેથી તેનો નીકાલ કરવા કંપનિએ વડોદરાથી ગંગાધર શાસ્ત્રીને બાંહેધરી આપી પૂના મોકલ્યો. પેશવા એ વખતે પંઢરપુર જાત્રાએ ગયો હતો તેથી શાસ્ત્રી પણ પંઢરપુર ગયો. ત્યાં પેશવાના સલાહકાર ત્ર્યંબકજી ડાંગલેના રોકેલા મારાઓએ તેનું ખુન કર્યું. તે સિવાય જાગીરદારોના બંડને શમાવી દેવા લશ્કરની જરૂર છે એ બ્હાને પેશવા ને તેના સલાહકારો લશ્કર ઉભું કરતા હતા. તેથી એલ્ફિન્સ્ટને બાજીરાવ પાસે ઇ. સ. ૧૮૧૭માં પૂના મુકામે એક સખ્ત કબુલીઆત લખાવી લીધી. આ કબુલીઆતથી પેશવાએ બીજાં રાજ્યો ઉપરના તમામ હકકો છોડી દીધા ને લશ્કરના ખર્ચ માટે રૂ. ૨૫ લાખના ઉત્પન્નવાળી જમીન કંપનિને આપી.

આ વખતે હોળકર, પિંઢારાઓ, ભોંસલે, પેશવા, ને શિંદે એકત્ર થઈ ફરીથી તોફાન કરવાની ખટપટ કરી રહ્યા હતા. આ એકત્રિત ખટપટોમાંથી છેલ્લો મરાઠી વિગ્રહ ઉપસ્થિત થયો.

**પિંઢારાઓ**—પ્રથમ પિંઢારાઓ બિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્યોનાં લશ્કરોમાં નોકરી કરતા હતા. એ રાજ્યોના અસ્ત પછી તેઓ મરાઠાઓ સાથે ભળ્યા અને હોળકર અને શિંદેનાં લશ્કરો સાથે ઉત્તર હિંદ ગયા. લુટફાટ કરવી, ગામો બાળવાં, સ્ત્રીઓને ને છોકરાંઓને કેદ કરવાં ને શત્રુના લશ્કરની સાથે મેદાનમાં લડવા કરતાં ડુંગરાઉ દેશમાં ને જંગલોમાં ભરાઈ રહેવું, એ તેમનો રોજનો ધંધો હતો. રજપુતો, હોળકર, શિંદે, ભોંસલે, બધા તેમનાથી ડરતા તેઓ તેમને લાંચ આપી છટકી જતા ને ઘણી વાર તેમને મદદ કરતા. આ પિંઢારાઓ બુંદેલખંડ, બિહાર, સુરત, ખાનદેશ, હૈદરાબાદ, મસુલિપટ્ટમ, અને ઠેઠ ઉત્તર સરકાર સુધી લુંટ કરતા હતા. આવી પરિસ્થિતિ કોઈ સાર્વભૌમ સત્તા સાંખી શકે નહિ. ગમે ત્યારે કંપનિને પિંઢારાઓનો નાશ કર્યા સિવાય છુટકો નહોતો.

**કંપનિના જુદા જુદા કરારો**—તેથી હેસ્ટિંગ્સે ઇ. સ. ૧૮૧૭માં દોલતરાવ શિંદે સાથે મિત્રતા કરી અને પિંઢારાઓને દાબી દેવા માટે તેની પાસેથી મદદનું વચન લીધું. તેણે ઉદેપુર, જોધપુર, જયપુર, બુંદી, કોટા, વાંસવાડા, વગેરેના રાજાઓને રક્ષણ નીચે લઈ તેમની સાથે મિત્રતા કરી ને પિંઢારાઓને દાબી દેવાનો નિશ્ચય કર્યો. પછી તેણે અમીરખાં સાથે દોસ્તી કરી.

**અમીરખાં પઠાણ**—અમીરખાં મૂળ મોરાદાબાદ પ્રાંતનો વતની હતો. તે ભોપાળ અને ઇંદોરના રાજ્યમાં પહેલાં નોકરી કરતો હતો. ઇ. સ. ૧૮૧૭માં જ્યારે હેસ્ટિંગ્સે મદદની માંગણી કરી ત્યારે તેણે તુરત હા પાડી અને તે બદલ તે ટોંક અને રામપુરનો નવાબ થયો.

**ઇંદોર**—જશવંતરાવ હોળકર ઇ. સ. ૧૮૧૧માં મરી ગયો પાછળના વર્ષોમાં તે ગાંડો થઈ ગયો હતો. તેથી તેના રાજ્યનો તમામ કારભાર તેની

રખાત તુળસીબાઈના હાથમાં હતો. હોળકરના લશ્કરમાં કેટલાક મુસલમાન સરદારો મોટી લાગવગ ધરાવતા હતા. તેમને કંપનિ સાથે દોસ્તી કરવાની ને પિંઢારાઓને દાબી દેવાની વાત બીલકુલ ગમી નહિ. તુલસીબાઈ ને તેમને અણબનાવ હતો. તેથી બીકની મારી તે બાઈ નાસી છૂટી અને કંપનિની સાથે રહી લશ્કરી સરદારોની સત્તા ઓછી કરવાનો વિચાર કરવા લાગી. પણ આ બાબત બહાર આવી એટલે લશ્કરી સરદારોએ તુળસીબાઈનું ખુન કર્યું. ને ઈ. સ. ૧૮૧૭માં કંપનિ સામે લડાઈ જાહેર કરી.

**નાગપુર**—ઇ. સ. ૧૮૧૬માં રઘુજી ભોંસલે મરી ગયો તેથી પરસોજી ગાદીએ આવ્યો. પણ તે નમાલો હતો. તેથી રઘુજીનો ભત્રીજો મુધોજી અથવા આપ્પા સાહેબ કારભાર કરતો હતો. તે કંપનિનો રક્ષિત બન્યો. દરમ્યાન પરસોજીનું શંકાશીલ મરણ થયું. તેથી આપ્પા સાહેબ પોતે ગાદીપર આવ્યો. એ વખતે જેન્કિન્સ નાગપુરનો રેઝિડંટ હતો. તેણે આપ્પા સાહેબ બાજીરાવનો પક્ષકાર છે અને કંપનિ વિરુદ્ધ ખટપટ કરે છે એવા આક્ષેપો મૂક્યા ને તેની સામે લડાઈ જાહેર કરી.

**મરાઠાઓનો પરાજય**—લડાઈ માટે હેસ્ટિંગ્સે મોટા પાયા ઉપર તૈયારી કરી રાખી હતી; ને આ વાર એકંદર ૩૦૦ તોપો સાથે ૧,૧૩,૦૦૦ માણસોનું લશ્કર રોકવામાં આવ્યું હતું. બાજીરાવ પેશવા પૂના પાસે ખડકી નજીક હારી ગયો, એટલે તે દક્ષિણમાં નાસી ગયો. સાતારામાં શિવાજીનો વંશજ છત્રપતિ પ્રતાપસિંહ અંગ્રેજોનો આશ્રિત બન્યો. ખાનદેશના ને માળવાના બધા ગઢો કંપનિના કબજામાં આવી ગયા. તેથી લાચાર બાજીરાવ ઉત્તર હિંદમાં શિંદે હોળકર કે ભોંસલેનાં લસ્કરોના ઉપયોગ કરી શકે એવું રહ્યું નહિ. તે ફરીથી કોરગાંવ મુકામે હારી ગયો. અંગ્રજોએ બાજીરાવ પેશવાના મુલકને ખાલસા કર્યો. માત્ર સાતારા મુકામે એક નાનું રાજ્ય તેમણે શિવાજીના વંશજ પ્રતાપસિંહ પાસે રહેવા દીધું. પેશવા અંગ્રેજોને શરણ થયો. તેને રૂ. આઠ લાખનું વર્ષાસન આપી કાનપુર પાસે બિઠુરમાં રાખવામાં આવ્યો.

ભોંસલે આપ્પા સાહેબ સિતાબલ્દી પાસે હારી ગયો તેથી તે જોધપુર નાસી ગયો. નાગપુરની ગાદી રઘુજી ભોંસલેના સગીર ભાણેજને મળી. હોળકરનું લશ્કર મહીદપુર પાસે હારી ગયું. તેથી મુંદીસર પાસે સગીર હોળકરના મંત્રિમંડળે સુલેહ કરી.

**પિંઢારાઓનો પરાજય**—પિંઢારાઓનો પણ ચોમેરથી પરાજય થયો. એક સરદાર ચિતુ જંગલમાં ભાગી ગયો. ત્યાં વાઘે તેને મારી નાંખ્યો. બીજો સરદાર વસીલ મહમ્મદ ઝેર ખાઈ મરી ગયો. ત્રીજા સરદાર કરીમખાંને જાગીર મળી એટલે તેની ટોળી વીખરાઈ ગઈ. ચોથો સરદાર નામદારખાં ભોપાળના રાજ્યમાં નોકર રહ્યો. બીજા પિંઢારી સરદારોને જમીનો આપવામાં આવી. બાકીનાઓ છુટા પડી ગયા અને ખેતી કરતા થયા અથવા લશ્કરમાં નોંધાયા. ઈ. સ. ૧૮૧૭.

**પરિણામો**—આવી રીતે છેલ્લો મરાઠા વિગ્રહ સમાપ્ત થયો. કંપનિ હવે પંજાબ સિવાય આખા હિંદમાં કુલ મુખત્યાર બની. સાતારા જિલ્લા સિવાયનો આખો મહારાષ્ટ્ર, દક્ષિણ કાનડાનો પ્રાંત, અમદાવાદનો જિલ્લો, ખાનદેશ, એટલો મુલક પેશવા તરફથી મળ્યો. શિંદે પાસેથી બુંદેલખંડ, ખાનદેશ પાસેનો મુલક, ને અજમેરનો પ્રાંત મળ્યા. ઝાંસીના મરાઠાઓ કંપનિ નીચે આવ્યા. આવી રીતે વેલેસ્લીની વિશાળ યોજનાની પૂર્ણાહુતિ થઈ.

**મિ. એડમ્સ**—જમાબંધી, અફીણનો ઇજારો, કેળવણી, જાહેર બાંધકામ, અદાલતો, વગેરે બાબતમાં કેટલાક સુધારાઓ કરી હેસ્ટિંગ્સ ઇ. સ. ૧૮૨૩માં સ્વદેશ ગયો. તેના પછી મિ. એડમ્સ આઠ માસ સુધી ગવર્નર જનરલ રહ્યો. તેણે "કલકત્તા જર્નલ" ના અધિપતિને દેશપાર કર્યો. તેના પછી લૉર્ડ એમ્હર્સ્ટ ગવર્નર જનરલ થયો.

# પ્રકરણ ૧૦મું

# એમ્હર્સ્ટ તથા બેંટિંક; પહેલો બ્રહ્મો વિગ્રહ અને સિંધુ નદી સૂધી પહોંચવા માટેની તૈયારીઓ, ઇ. સ. ૧૮૨૩–૧૮૩૫

**લૉર્ડ એમ્હર્સ્ટ**—એમ્હર્સ્ટના અમલનો મુખ્ય બનાવ બ્રહ્મી વિગ્રહ છે.

**પહેલો બ્રહ્મી વિગ્રહ, ઇ. સ. ૧૮૨૪–૧૮૨૬**—કંપનિને બ્રહ્મી રાજા વચ્ચે આસામ, આરાકાન, મણિપુર અને કાચારના પ્રાંતોની સરહદ માટે વારંવાર તકરારો ચાલતી હતી. બ્રહ્મી રાજાએ આરાકાન પ્રાંતમાંથી જે લોકોને હાંકી કાઢ્યા હતા તેઓ બધા બંગાળામાં ચિત્તાગાંગના પ્રાંતમાં બ્રિટિશ આશ્રયે આવી રહ્યા હતા. આ લોકો વારંવાર બ્રહ્મી પ્રજાને લુટતા. તેથી બ્રહ્મી સરકારે એમની લુટફાટો અને ધાડો માટે કલકત્તાની સરકાર ઉપર બધી જવાબદારી નાંખી, ને બંગાળાના પૂર્વ ભાગના ઉપર એક વાર આરાકાનના રાજાઓ રાજ્ય કરતા હતા તે બ્હાને ઢાકા, મુર્શીદાબાદ અને ચિત્તાગાંગના મુલકો પોતાના છે એમ જાહેર કર્યું. છેવટે મણિપુર, કાચાર ને આસામના પદભ્રષ્ટ રાજાઓએ કંપનિની મદદ માંગી તેથી લડાઈ શરૂ થઈ, ઇ.સ. ૧૮૨૪.

કલકત્તાની સરકારને બ્રહ્મદેશના ડુંગરાઉ ને જંગલથી ભરપૂર રાજ્યનો જરા પણ અનુભવ નહોતો. તેથી મદ્રાસથી જે લશ્કર રંગૂન ગયું તેને બહુ દુઃખ પડયું. બ્રહ્મી લોકોએ તે તરફનો પ્રદેશ ખાલી કરી નાંખ્યો ને બ્રહ્મી સરદાર મહાબંદુલે અંગ્રેજોને હરાવ્યા. પણ વર્ષાઋતુ ખલાસ થઈ એટલે મહાબંદુલને ભગાડી મૂકવામાં આવ્યો, ડોનાબ્યુ શરણ થયું ને મહાબંદુલ મરાયો. કંપનિએ તિનાસરીમ, આરાકાન, કાચાર અને મણિપુરના પ્રાંતો સર કર્યા, ઇ. સ. ૧૮૨૪–૨૫.

**યાન્દાબોની સુલેહ**—હવે બ્રહ્મી સરકાર વિગ્રહથી કંટાળી જઈ સુલેહ કરવા તૈયાર થઈ અને યાન્દાબો મુકામે બંને પક્ષકારોએ કરાર ઉપર

સહીઓ આપી. સુલેહથી કંપનિને આસામ, આરાકાન ને તિનાસરિમના પ્રાંતો, વેપારના કેટલાક લાભો ને રૂ. એક કરોડનો દંડ મળ્યો ને મણિપુર, જાંટીઆ ને કાચાર બ્રહ્મદેશથી સ્વતંત્ર થયાં.

**પરિણામો**—આસામની પેલી પારના જંગલી લોકોની સામે આપણે સંબંધમાં આવ્યા, તિનાસરિમ અને આરાકાનના પ્રાંતોના કબજાથી કંપનિને એ દિશાના સર્વ દરિયાઈ અધિકારો મળ્યા, મલાક્કા, સિંગાપોર, સિઆમ ને શાન રાજ્યો સાથે કંપનિને મિત્રતા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, બ્રહ્મી રાજધાની અમરાપુર અને દક્ષિણના પ્રોમ અને પેગુના પ્રાંતો સર કરવાની સગવડ પણ મળી, બ્રહ્મી કાંઠા ઉપર રંગૂન, અક્યાબ ને મુલમીન જેવાં મોટાં બંદરો ઉભાં થયાં ને તિનાસરિમનો કલાઈ, ઘાસતેલ, સીસમ અને સાગનો ને આરાકાનના પ્રાંતનો ચોખાનો મોટો વેપાર કંપનિની પ્રજાના હાથમાં આવ્યો. બ્રહ્મી લોકો બૌદ્ધ ધર્મ પાળતા હોવાથી તેનું સાહિત્ય હિંદના પ્રાચીન ઇતિહાસના સમર્થનમાં ઘણું ઉપકારક થઈ પડયું. અત્યારે ગુજરાત, કાઠિઆવાડ, કચ્છ ને મદ્રાસથી ઘણા સાહસિક વેપારીઓ બ્રહ્મદેશમાં વસ્યા છે અને મોટો વેપાર કરી રહ્યા છે. આસામમાં અંગ્રેજોએ ચાના બગીચાઓ કર્યા અને સરકારને ઘણું ઉત્પન્ન આવવા લાગ્યું. આ લાભો નિઃસંશય મોટા કહેવાય. ઇ. સ. ૧૮૨૬.

**બરકપુરમાં સિપાઈઓનું બંડ**—બ્રહ્મી વિગ્રહ વખતે બરકપુર મુકામે રહેતા સિપાઈઓ સામા થયા પણ તેમને સખ્તાઈથી દબાવી દેવામાં આવ્યા.

**ભરતપુરનો કિલ્લો કબજે**—ભરતપુર મુકામે પાંચ વર્ષનો બાળ-રાજા ગાદીએ આવ્યો પણ તેના પિત્રાઈ દુર્જનસાલે ગાદી પચાવી પાડી. તેથી કંપનિના સરદાર લૉર્ડ કૉમ્બરમિઅરે ભરતપુરના માટીના કિલ્લાને ખાઈઓ ખોદી તોપના મારાથી ઉડાડી મૂકયો. ને દુર્જનસાલને અલ્લાહાબાદ કેદી તરીકે મોકલી દેવામાં આવ્યો.

ઇ. સ. ૧૮૨૮માં એમ્હર્સ્ટ સ્વદેશ ગયો. તેના પછી લૉર્ડ વિલિઅમ બેંટિંક ગવર્નર જનરલ થયો.

**લૉર્ડ વિલિયમ બેંટિંક**—બેંટિંકે યૂરોપમાં લશ્કરી નોકરી કરી હતી. તે એક વાર મદ્રાસનો ગવર્નર હતો. પણ વેલુરના બળવાથી તેને ઘેર બેસવું પડયું હતું.



બેંટિંક

**બેંટિંકની રાજ્યનીતિ**—હૈદરાબાદ, ભોપાળ, ઇંદોર, જોધપુર, ને જયપુરનાં રાજ્યોમાં ખટપટ થતાં ત્યાં જ્યારે સુલેહનો ભંગ થયો ત્યારે જ બેંટિંક વચ્ચે પડયો. પણ તે વડોદરામાં ને નાગપુરમાં એકદમ દરમ્યાન થયો. બેંટિંકે જ્યાં જ્યાં બ્રિટિશ વેપાર ને હિત જોયાં ત્યાં ત્યાં તેણે તુરત દરમ્યાનગીરી કરી. દાખલામાં ચાનો ઉદ્યોગ આગળ વધે તે માટે આસામની સરહદ ઉપરની જમીન ને કાચાર સંસ્થાન તેણે ખાલસા કર્યાં. કૂર્ગના રાજાએ પોતાનાં બ્હેનબનેવીને ઘણો ત્રાસ આપી મ્હૈસૂર નાસાડી મૂક્યાં હતાં ને બ્રિટિશ રાજ્ય સાથેનો સંબંધ બંધ કર્યો હતો તથા બંગલોરના સિપાઈઓમાં બંડ ઉઠાવવાની કોશીશ કરવાનો તેના ઉપર આક્ષેપ હતો તેથી બેંટિંકે કૂર્ગને ખાલસા કર્યું. આ કૃત્યથી કૂર્ગનો ચાનો વેપાર અંગ્રેજોના હાથમાં ગયો. મ્હૈસુરમાં મોટું બંડ થયું. તેથી ઈ. સ. ૧૭૯૯માં તેના રાજાને ગાદી આપતી વખતે કરેલી કરારની એક કલમનો લાભ લઈ મ્હૈસુરનો બધો કારભાર કંપનિએ લઈ લીધો. આ બ્રિટિશ અમલ ઈ. સ. ૧૮૮૧માં બંધ થયો.

**સતલજની પેલી પાર વાટાઘાટો**—આ વખતે રશિઆ ઈરાન ને અફઘાનીસ્તાનની સરહદો ઉપર આવી ગયું હતું. તેથી ઇંગ્લંડને હિંદ

સંબંધી ધાસ્તી લાગી અને રશિઆના કાવાદાવા સામે એશિઆમાં ખટપટ જમાવવા ઇંગ્લંડના મંત્રિમંડળે બેંટિકને કહેવરાવ્યું. બેંટિક ખાસ તટસ્થતા રાખવા ચાહતો નહોતો તે આપણે મ્હૈસુર, કૂર્ગ, ને કાચારના કિસ્સાઓ ઉપરથી જોઈ ગયા. તેથી તેણે એક વકીલને રણજિતસિંહ પાસે મોકલ્યો. બેંટિક અને રણજિત રૂબરૂ મળ્યા. મેળાપ દરમ્યાન બંનેએ કરાર કર્યો કે સતલજ અને સિંધુ નદી ઉપર કંપનિ વેપાર માટે પોતાનાં વહાણો ખુશીથી ચલાવી શકે. એક વકીલ સિંધ ગયો, તેણે અમીરો સાથે કરારો કરી સિંધુ નદીના મુખ સુધી વેપાર કરવાનો હક્ક મેળવ્યો. એવો જ કરાર ભાવલપુરના નવાબ સાથે કરવામાં આવ્યો. આ વકીલતોમાં વેપારનું તો બ્હાનું હતું; ખરો મુદ્દો પંજાબ, ભાવલપુર ને સિંધના અંદરના કારભારમાં હાથ નાંખવાનો હતો.

**બેંટિકનો કારભાર**—બેંટિકે લશ્કરી ખર્ચમાં કરકસર કરી નાણાંની સ્થિતિમાં સુધારો કર્યો. તેણે સિપાઈઓને અપાતું ભથ્થું અર્ધું કરી નાંખ્યું. કેટલાક ઝમીનદારો મફત ખેડ કરતા હતા તેની પાસેથી હવે યોગ્ય મ્હેસુલ લેવાનો હુકમ થયો. ઢાકા, કલકત્તા, પટના અને મુર્શીદાબાદની પ્રાંતિક અદાલતોને બંધ કરવામાં આવી. રેવ્હેન્યુ બોર્ડો બંધ થયાં; તેમને બદલે કમિશનરોની નવી જગ્યાઓ કરવામાં આવી. અમીનો ને મુનસફોના પગારોમાં ને તેમની સત્તાઓમાં વધારો કરવામાં આવ્યો. કારભારમાં હિંદના વતનીઓને વધારે લેવા એવો ઠરાવ કરવામાં આવ્યો. અલ્લાહાબાદમાં સદર દિવાની ને ફોજદારી અદાલતો સ્થાપવામાં આવી. અદાલતોમાં ફારસીને બદલે પ્રાંતિક ભાષાઓનો ઉપયોગ કરવો એવો હુકમ થયો. લશ્કરમાં ફટકા મારવાનો ચાલ બંધ કરવામાં આવ્યો. મુસાફરોને ભોળવી ગળામાં ફાંસો નાંખી મારવાનો ધંધો કરતી ઠગની ટોળીઓનો નાશ કરવામાં આવ્યો. સતી થવાના ચાલને બંધ કરવામાં આવ્યો. કલકત્તામાં મેડિકલ કૉલેજ ખોલવામાં આવી. સંયુક્ત પ્રાંતોમાં તાલુકદારો મારફત મ્હેસુલ વસુલ કરવાનું નક્કી કરવામાં આવ્યું. બેંટિકના વખતથી હિંદને ઇંગ્લંડ વચ્ચે આગબોટ ચાલતી થઈ.

**અંગ્રેજી કેળવણી ઉપરનો ઠરાવ**—ઈ. સ. ૧૮૧૩ના પટ્ટામાં એક એવી કલમ હતી કે દર વર્ષે કંપનિ વિજ્ઞાન અને હિંદુસ્તાનના સાહિત્યના ઉદ્ધાર માટે રૂ. એક લાખ ખર્ચે પણ વીસ વર્ષ સુધી તેમાંથી કાંઈ ખર્ચ થયું નહોતું ને વીસ લાખ રૂપીઆ ભેગા થયા હતા. આ મોટી રકમનો ઉપયોગ કેવી રીતે કરવો એ બાબત ઉપર ગરમાગરમ ચર્ચા થઈ પડી. કેટલાકોનો એવો મત થયો કે તેનો ઉપયોગ સંસ્કૃત અને અરબી સાહિત્યના ઉદ્ધાર અર્થે કરવો; પણ મેકૉલે, બેંટિંક, વગેરેનો એવો મત થયો કે પશ્ચિમનાં સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાન વગેરે હિંદના લોકો સમજતા થાય તેવા ઉપાયો યોજવામાં તે રકમનો ઉપયોગ કરવો. છેવટે બેંટિંકે પોતાના મતની મતલબનો ઠરાવ બહાર પાડયો. પરિણામે આપણા દેશમાં અંગ્રેજી સાહિત્ય, ઇતિહાસ ને વિજ્ઞાનનો પ્રસાર થયો, ઉર્દૂ અને ફારસી અભ્યાસ મોટા પાયા ઉપર ચાલતો હતો તે બંધ થયું, ને સરકારે અંગ્રેજી નિશાળો ને કૉલેજો તરફ વધારે ધ્યાન આપવા માંડયું, અલબત, અંગ્રેજી ભણેલાઓમાં કેટલાએકમાં અર્ધદગ્ધતા ને જંગલાપણું આવ્યાં હશે. પણ એકંદર આ ઠરાવથી આપણને લાભ થયો. તેથી આપણાં સાહિત્ય ને ઇતિહાસનો ઉદ્ધાર થયો, તેમને યૂરોપીય રંગ લાગવાથી આપણામાં નવું ચેતન આવ્યું, ને દેશમાં પ્રજાકીય ભાવનાની ભૂમિકા તૈયાર થઈ.

**કંપનિનો નવો પટ્ટો**—કંપનિના પટ્ટાને વીસ વર્ષ થઈ ગયાં હતાં તેથી ઈ. સ. ૧૮૩૩માં કંપનિને નવો પટ્ટો આપવામાં આવ્યો. ઇ. સ. ૧૮૩૨માં ઇંગ્લંડમાં દિવાનેઆમ House of Commonsના બંધારણમાં મધ્યમ વર્ગોને મતાધિકાર આપવામાં આવ્યો હતો. તેમાંના ઘણાખરા વેપારીઓ હતા અને નવો “લિબરલ” મત ધરાવતા હતા. તે લિબરલ મતની પ્રતિચ્છાયા કંપનિના નવા પટ્ટામાં ને બેંટિંકના સમસ્ત કારભારમાં સ્પષ્ટપણે તરી આવે છે. નવા પટ્ટાથી (૧) કંપનિ ચાનો ને ચીન સાથેનો વેપાર હજુ એકહથ્થુ કરતી તે બંધ થયું ને એશિઆના વેપારનાં દ્વાર અંગ્રેજો માટે ખુલ્લાં થયાં. હિંદુસ્તાનને તો આ ફેરફારથી નુકસાન હતું. (૨) હિંદુસ્તાનનો

કારભાર કંપનિ પાસે વીસ વર્ષ સુધી રહેવા દેવામાં આવ્યો. (૩) બંગાળાનો ગવ્હર્નર જનરલ આખા હિંદુસ્તાનનો ગવ્હર્નર જનરલ થયો. (૪) નાણાંની, કારભારની, અને ધારા ઘડવાની બાબતોમાં પ્રાંતોની સરકારોને હિંદી સરકારની પૂરી તાબેદાર બનાવવામાં આવી. એક પાઈનું ખર્ચ કે એક નાનો ધારો હવે હિંદી સરકાર સિવાય બીજું કોઈ પણ કરી શકે નહિ એ આ કલમથી ફલિત થયું. આ ભૂલ હતી, કારણ કે હિંદ જેવા મોટા દેશમાં એકહથ્થુ કારભાર કદિ ચાલી શકે નહિ. (૫) પટ્ટામાં એવી કલમ મૂકવામાં આવી કે હિંદી સરકારની કાઉન્સિલમાં એક વધારે સભ્યને નીમવો અને તે બૅરિસ્ટર હોવો જોઈએ. પહેલી નીમણોક મેકોલેની કરવામાં આવી. આ નવા સભ્યને માત્ર કાયદા કરતી વખતે સભ્યના અધિકારો ભોગવવાના હતા, બીજે વખતે નહિ. (૬) નવા પટ્ટામાં હિંદુસ્તાનના કાયદાઓનું એકીકરણ કરવા માટે એક સમિતિ નીમવાની કલમ ઉમેરવામાં આવી. (૭) યૂરોપિઅનોને હિંદુસ્તાનમાં આવવા, રહેવા, વેપાર કરવા ને ખ્રિસ્તી ધર્મનો બોધ આપવા સ્વતંત્રતા આપવામાં આવી. (૮) પાર્લમેંટે એવું જાહેર કર્યું કે રોહિલખંડ, દિલ્હી, આગ્રા ને ગોરખપુરના પ્રાંતો માટે ગવ્હર્નર નીમવો. પણ આ કલમનો વહિવટ થયો નહિ ને ત્યાં માત્ર લેફ્ટેનન્ટ ગવ્હર્નર નીમવામાં આવ્યો. (૯) એક કલમથી એવું જાહેર કરવામાં આવ્યું કે કંપનિના કારભારને લગતી તમામ જગ્યાઓ લાયકાત મુજબ ભરવી અને તેમાં નાત જાત કે ધર્મનો ભેદ રાખવો નહિ. આ કલમ ઘણી અગત્યની છે. તે કલમ મુજબ વર્તવા ડાયરેક્ટરોએ સૂચનાઓ વારંવાર કરી હતી. છતાં હોદ્દાઓ ઉપર અંગ્રેજો નીમાતા ને કલમનો અમલ ન્યાયપુરઃસર થતો નહિ. આ પટ્ટાની કલમો પિટ્ટના બિલની કલમો જેટલી અગત્ય ધરાવે છે. દરેક વિષયમાં હિંદુસ્તાન ઇંગ્લંડનું તાબેદાર રાજ્ય બનતું જતું હતું તે સ્પષ્ટ થાય છે.

**“લિબરલ” બેંટિંક**—બેંટિંક ઇ. સ. ૧૮૩૫માં સ્વદેશ ગયો. તેને માટે કલકત્તામાં એક કીર્તિસ્તંભ કરવામાં આવ્યો. તેમાં મેકોલેના સુંદર શબ્દોમાં તેની બધી સેવાઓનું વર્ણન કરવામાં આવ્યું છે. તે ખરો “લિબરલ”

હતો. હિંદ અને ઇંગ્લંડ વચ્ચે વેપાર વધે, તે ઉપરના બધા અંકુશો દૂર થાય, હિંદુસ્તાનના લોકો ભણે, કારભારનું ખર્ચ ઓછું થાય, ઇંગ્લંડનો વેપાર વધારવા કંપનિના પાડોશીઓ સાથે મિત્રતા વધે, રાજાઓ ને પ્રજાની વચ્ચે ચાલતી તકરારોમાં બનતાં સુધી વચ્ચે ન પડવું, એ તેના કારભારનાં સૂત્ર "લિબરલ" પક્ષનાં સૂત્રો કહી શકાય.

**સર ચાર્લ્સ મેટ્કાફ**—બેંટિંક પછી સર ચાર્લ્સ મેટ્કાફ ગવ્હર્નર જનરલ થયો. તેણે વર્તમાનપત્રો ઉપરના અંકુશો દૂર કર્યા. તેથી ડાયરેક્ટરો તેના ઉપર નાખુશ થયા ને લૉર્ડ ઑકલૅંડ ગવ્હર્નર જનરલ થયો, ઈ.સ.૧૮૩૬.

## પ્રકરણ ૧૧મું

## ઑકલૅંડ ને એલનબરો. પહેલો અફ્ઘાન વિગ્રહ ને સિંધનો કબજો, ઈ. સ. ૧૮૩૬–૧૮૪૪.

**ઑકલૅંડનો કારભાર**—ઑકલૅંડે અયોધ્યામાં ગેરવ્યાજબી દરમ્યાનગીરી કરી, સાતારાના લોકપ્રિય રાજા પ્રતાપસિંહને નમાલા કારણ ઉપરથી ગાદીએથી ઉઠાડી મૂક્યો, ને કર્નુલ ખાલસા કર્યું. ઈ. સ. ૧૮૩૮માં ગંગા જમના વચ્ચેના દુઆબમાં મોટો દુષ્કાળ પડયો ને ઘણાં માણસો મરી ગયાં. આ વખતે કેટલાક બ્રિટિશ અમલદારોએ નહેરો બાંધવાની સૂચના કરી. સદર દિવાની અદાલતમાં દિવાની દાવાઓમાં હિંદીઓને ને યૂરોપિઅનોને સમાન કોટિમાં મૂકવામાં આવ્યા. તેથી યૂરોપિઅનોએ મોટી ધાંધલ કરી અને એ કાયદાને "કાળા કાયદા"નું ઉપનામ આપ્યું. પણ તેમાં તેઓનું કાંઈ વળ્યું નહિ.

**પહેલો અફ્ઘાન વિગ્રહ. ત્રિપક્ષ કરાર**—કાબુલમાં અહમદશાહ અબ્દાલી પછી શાહ તીમૂર શાહ ઝમાન, શાહ મહમુદ અને શાહ શુજા અનુક્રમે ગાદીએ આવ્યા. તેમાં છેલ્લો શાહ શુજા મહમુદથી હારી લુધીઆના મુકામે કંપનિના આશ્રય તળે રહેવા આવ્યો. આ વખતે કાબુલના વઝીરના કુટુંબે કંદહાર, પેશાવર, કાબુલ, ગઝની, જલાલાબાદ, વગેરે સ્થળો પચાવી પાડયાં; માત્ર હિરાતમાં મહમુદશાહનો પુત્ર કામરાન કાંઇક સત્તા

જાળવી શકયો. પરિણામે કાબુલના ધણી દોસ્તમહમ્મદે કંપનિની મદદ માંગી. પણ ત્યાંથી સંતોષકારક જવાબ ન મળતાં તેણે ઇરાનના શાહનો આશ્રય લીધો. બીજી તરફથી ઇરાનની સરકારે હિરાત ઉપર હુમલો કર્યો. આ ધમાલમાં રશિઆની ખટપટ હોય એમ કંપનિને લાગ્યું. ઈંગ્લંડમાં પરદેશ ખાતાના પ્રધાન લૉર્ડ પામર્સ્ટનને પણ રશિઆનો ગંધ લાગ્યો. તેથી હિંદથી કંપનિનો વકીલ દોસ્તમહમ્મદખાં સાથે દોસ્તી કરવા કાબુલ ગયો. આ જ વખતે રશિઆએ પણ કાબુલ મુકામે એલચી મોકલ્યો. રશિઆની સરકારે ઘણી વાર કહેવરાવ્યું હતું કે તેનો ઇરાદો હિંદુસ્તાન વિરુદ્ધ ખટપટ કરવાનો નથી; પણ પામર્સ્ટનને વિશ્વાસ આવ્યો નહિ. તેણે તો એમ માન્યું કે ગમે તેમ પણ કાબુલમાં રાજ્ય કરતો અમીર અંગ્રેજોનો રક્ષિત હોવો જોઇએ. દોસ્તમહમ્મદ આશ્રિત તરીકે રહેવા માને તેવો નહોતો. તેથી લુધીઆનામાં રહેતા શાહ શુજાને ગાદીએ બેસાડવાના હેતુથી કંપનિએ તેની સાથે ને રણજિતસિંહ સાથે કરાર કર્યો કે શાહ શુજા બ્રિટિશ તથા પંજાબી લશ્કરની મદદથી અમીર બને ને સિંધ સ્વતંત્ર રહે. ત્યાર પછી લૉર્ડ ઑકલૅંડે બધી ખરી હકીકતો છુપાવી ઢંઢેરો બહાર પાડયો ને અંગ્રેજો અમીર દોસ્ત મહમ્મદ વિરુદ્ધ લડાઇમાં ઉતર્યા.

**અંગ્રેજો અફઘાનીસ્તાનમાં**—રણજિતસિંહે અંગ્રેજી લશ્કરને પંજાબમાં થઇને જવાની ના પાડી એટલે સતલજ ઉપરથી ભાવલપુર ને શિકારપુર થઈ બોલનઘાટ ઉતરી કંપનિએ લશ્કર મોકલ્યું. તેણે કંદહાર સર કર્યું. રણજિતસિંહનો પૌત્ર નવનિહાલસિંહ અને કર્નલ વેઇડ ખાઇબરના ઘાટમાં થઇ અફઘાનીસ્તાનમાં દાખલ થયા. મુંબઇનું લશ્કર સિંધ વાટે ગઝની પહોંચ્યું. દોસ્ત મહમ્મદ લુધીઆના નાસી આવ્યો ને શાહશુજાને કાબુલની ગાદી આપવામાં આવી, ઇ. સ, ૧૮૩૯. દરમ્યાન અંગ્રેજ એલચી મૅકનાટન બોખારા, સમરકંદ, ખીવા, વગેરે સ્થળોની સરકારો સાથે ખટખટ કરવા લાગ્યો. સરહદ ઉપરના તોફાની પઠાણો ત્રાસ આપવા લાગ્યા. આપણા સિપાઇઓ અફઘાનીસ્તાનના લોકો સાથે સંતોષપૂર્વક કામ લઈ શક્યા નહિ, તેથી અફઘાનો સામા થયા, ને તેમણે કાબુલ પોતાના હાથમાં લીધું. દરમ્યાન

બ્રિટિશ એલચી મેકનૉટને દોસ્તમહમ્મદખાંના દીકરા અકબરખાંની સાથે શાહ શુજા વિરૂદ્ધ એક કરાર કર્યો. પણ અકબરખાં મેકનૉટનને સમજી ગયો હતો તેથી એક રૂબરૂ વાટાઘાટમાં મેકનૉટનનું ખુન કરવામાં આવ્યું. બ્રિટિશ લશ્કર આવી સ્થિતિમાં કાબુલ રહી શકે એ અસંભવિત હોવાથી તેણે હિંદ તરફ કુચ કરી. માર્ગમાં ભૂખ, તરસ, પઠાણોના હુમલા અને થાકથી ૧૬૦૦૦ માણસોનું આખું લશ્કર નાશ પામ્યું. માત્ર એક ડૉકટર જલાલાબાદ પહોંચી શકયો. કંદહાર મુકામે અંગ્રેજી થાણું રહ્યું, ઇ. સ. ૧૮૪૨.

દરમ્યાન લૉર્ડ ઑકલૅંડ સ્વદેશ ગયો. મુખ્ય પ્રધાન સર રૉબર્ટ પીલે અફઘાનો સાથે સુલેહ કરવાનું જાહેર કર્યું અને બોર્ડ ઑવ્ કંટ્રોલનો એક વરનો પ્રમુખ લૉર્ડ એલનબરો હિંદ આવ્યો. તેના અમલમાં અંગ્રેજોએ ગઝની ને કાબુલ સર કર્યાં ને અંગ્રેજી લશ્કર શહેરને ખૂબ લુટયા પછી પાછું વળ્યું. એલનબરોએ હવે સુલેહ કરી ને દોસ્ત મહમ્મદ ફરીથી ગાદીએ આવ્યો. ઇ. સ. ૧૮૪૩.

લૉર્ડ ઑકલૅંડ અને પામર્સ્ટનની અફઘાનનીતિ ઘણી વખોડવા લાયક છે. તેમનો વિચાર પંજાબ, સિંધ અને અફઘાનીસ્તાનને બ્રિટિશ પંજામાં લેવાનો હતો. હિંદી સરકારને ઈરાણી સરકાર સાથે કોઈ સંબંધ નહોતો. રશિઆ તો સતલજથી ઘણું છેટે હતું ને હિંદને સતાવવા જેટલું તેની પાસે લશ્કર પણ નહોતું. તે હિંદ આવે તે અગાઉ તેને અફઘાનો, પઠાણો ને સિખોની સાથે પ્રચંડ યુદ્ધો કરવાં પડે તેવું હતું. શાહ શુજાની વગ અફઘાનીસ્તાનમાં નહિ જેવી હતી. દોસ્ત



દોસ્ત મહમ્મદ

મહમ્મદ પ્રજાપ્રિય હતો. તેથી અંગ્રેજોએ શાહ શુજાની મિત્રતા કરી તેમાં ગંભીર ભૂલ હતી. મૅકનૉટન્ જેવા વકીલો મધ્ય એશિઆમાં ખોટી ને ખર્ચાળ જાળો પાથરતા હતા ને તેઓ અપરિચિત, ઉતાવળા ને શેખચલ્લીઓ હતા. અફઘાનો વિરુદ્ધ લડવા માટે કંપનિએ સિંધના અમીરો સાથેના કરારો તોડયા ને સિખોને અને બલુચીઓને પોતાની વિરુદ્ધ ઉશ્કેર્યા.

**લૉર્ડ એલનબરો. સિંધ ખાલસા**—રણજિતસિંહના વખતમાં કંપનિને ડર લાગતો હતો કે કદાચ સિખ લોકો સિંધ પ્રાંતને ગળી જાય, તેથી સિંધના કબજા માટે અંગ્રેજો ને સિખો વચ્ચે સ્પર્ધા ચાલી રહી હતી. પણ અમીરો રણજિતથી વધારે ડરતા હતા, તેથી તેઓ સિંધ અને પંજાબની તકરારોમાં કંપનિના કહ્યા પ્રમાણે વર્તવાને કંપનિના પ્રતિનિધિને સિંધમાં રહેવા દેવા કબૂલ થયા હતા. અફઘાનવિગ્રહ વખતે અંગ્રેજી લશ્કરો અમીરોની હદમાં થઈ કંદહાર જતાં હતાં ત્યારે કંપનિએ તેમની પાસેથી પરાણે ને કરાર વિરુદ્ધ શુજાને દંડ અપાવ્યો હતો. શિકારપુર, કરાંચી વગેરે સ્થળોએ છાવણીઓ નાંખી હતી ને સિંધીઓને સહાયક યોજનામાં બેગવ્યા હતા. એલનબરોને સિંધુ નદી ને સતલજ નદી ઉપરનો ને કરાંચી બંદરનો બધો વેપાર અંગ્રેજોને અપાવવો હતો ને સિખોને દબાવવા હતા. વળી કંપનિને અફઘાન વિગ્રહમાં ગુમ થએલી આબરૂ પાછી મેળવવી હતી. તેથી જ્યારે સર ચાર્લ્સ નેપિઅર સિંધમાં મુખ્ય અમલદાર નીમાયો ત્યારે તેણે ખેરપુરના અમીરો ઉપર રાજદ્રોહના આરોપો મૂક્યા, તેમને મ્હેસુલ તથા બીજા કરો ઉઘરાવતા અટકાવ્યા ને ખેરપુરના અમીર વિરુદ્ધ તેના ભાઈને ગાદી આપવાનું વચન આપ્યું. અમીરોએ નેપિઅરના કહેવા મુજબ બધું કરી આપ્યું, પણ તેમનું લશ્કર ઉશ્કેરાઈ ગયું હતું, તેથી મીઆણી, ડબ્બા ને ઉમરકોટ પાસે અમીરોનું લશ્કર હારી ગયું. નેપિઅરે સિંધદેશ ખાલસા કર્યો; માત્ર ખેરપુરનું રાજ્ય રહી ગયું. કંપનિનું આ કૃત્ય બહુ ગેરવ્યાજબી હતું.

**ગ્વાલિયર**—ગ્વાલિયરના મહારાજા શિંદેની વિધવા મહારાણીએ એલનબરોના કહેવા મુજબ કારભાર કરવા વચન આપ્યું હતું, છતાં ગવર્નર

જનરલે તે સંસ્થાન સામે લઢાઇ જાહેર કરી. લઢાઈમાં શિંદેનું લશ્કર મહારા-જપુર અને પનીઆર પાસે હારી ગયું, તેથી રાજ્યના લશ્કરમાં ઘટાડો કરવામાં આવ્યો, ને ગ્વાલિયર સહાયક યોજનામાં દાખલ થયું, ઇ. સ. ૧૮૪૩.

ઇ. સ. ૧૮૪૪માં એલનબરોના કારભારનો અંત આવ્યો. એલનબરોના કારભારમાં ગુલામી બંધ થઈ તે સિવાય બીજો કાંઈ જાણવાજોગ સુધારો રાજ્યતંત્રમાં દાખલ થયો નહોતો.

# પ્રકરણ ૧૨મું

## કંપનિના રાજ્યવિકાસનો અવધિ, ઇ. સ. ૧૮૪૪–૧૮૫૬. હાર્ડિંજ ને ડેલ્હાઉસિ

**લૉર્ડ હાર્ડિંજ**—એલનબરો પછી હાર્ડિંજ હિંદ આવ્યો. તેણે રેલવે, નહેર, વગેરે જાહેર બાંધકામો વધારવા માટે તપાસ કરાવી અને લશ્કરના ખર્ચમાં ઘટાડો કર્યો. પહેલો સિખ વિગ્રહ એ હાર્ડિંજના વખતનો મુખ્ય બનાવ કહી શકાય.

**રણજિત પછીનું પંજાબ**—રણજિતસિંહ મરી ગયો એટલે તેનો પુત્ર ખડકસિંહ ગાદીએ આવ્યો, પણ તે નબળો ને બંધાણી હતો તેથી તેના અઢાર વર્ષના યુવાન્ અને બાહોશ પુત્ર નવનિહાલસિંહે પોતાના પિતા પાસેથી બધો કારભાર લઈ લીધો. ખડકસિંહ મરી ગયો પણ દુર્ભાગ્યે તેની દહનક્રિયા વખતે એક અકસ્માતથી નવનિહાલસિંહ પણ પણ તે જ દિવસે મરી ગયો, તેથી રણજિતનો બીજો પુત્ર શેરસિંહ મહારાજા બન્યો. દરમ્યાન રણજિતસિંહની વિધવા રાણી જિનદાને દિલીપસિંહને જન્મ આપ્યો એટલે વસ્તુસ્થિતિ ફરી ગઈ. કેટલાક સિખ સરદારોએ શેરસિંહને તથા તેના પુત્રને મારી નાંખ્યા, ને બાળક દિલીપસિંહ મહારાજા બન્યો. આવી રીતે પંજાબમાં તમામ રાજ્યવ્યવસ્થા નષ્ટ થઈ ગઈ હતી, લશ્કરી સરદારો જોર ઉપર આવી ગયા હતા અને ઘણા આબરૂદાર માણસો અંગ્રેજી હદમાં જઈ વસ્યા હતા.

**પહેલો સિખ વિગ્રહ**—હવે આપણે સિખ લોકો બ્રિટિશો સામે કેમ થયા તે તપાસીએ. કંપનિએ રણજિતસિંહને જમના અને સતલજ નદીની વચ્ચેનાં સિખ રાજ્યોને લેવા દીધાં નહોતાં. સિંધ પ્રાંત આખો કંપનિ ખાઈ ગઈ હતી. અફઘાનવિગ્રહ વખતે અંગ્રેજ લશ્કરો પંજાબમાં થઈને આવજા કરતાં હતાં. મૅકનૉટન જેવા મુખ્ય અધિકારીઓ તો પંજાબને ગળી જવાની વાતો ખુલ્લી રીતે કરતા હતા. અંબાલા, લુધીઆના, સક્કર, વગેરે સ્થળોએ કંપનિ કિલ્લાઓ ઉભા કરતી હતી. તેણે સતલજ નદી ઉપર પુલો બાંધવાનું શરૂ કર્યું હતું. સિખ સરકાર આટલી દરમ્યાનગીરી સહન કરે એ અસંભવિત હતું. છેવટે કંપનિના અમલદારો સિખ ઝમીનદારોને પોતાની સરહદના ઝમીનદારો તરીકે ગણવા લાગ્યા ત્યારે સિખ રાજ્યના લશ્કરી સરદારો લડવા તૈયાર થઈ ગયા ને જ્યારે મુખ્ય પ્રધાન રાજા દીનાનાથે "ખાલસા"નો મત પૂછ્યો ત્યારે બધાએ "લડવું" એવો મત આપ્યો. ૧૮૪૫માં સિખ-વિગ્રહ શરૂ થયો.

મુડકી આગળ સેનાપતિ લાલસિંહના દગાથી સિખો હારી ગયા. ફિરોઝશહેર આગળ તેમના સરદાર તેજસિંહે લશ્કરને દગો દીધો તેથી ત્યાં પણ સિખો હારી ગયા. સિખોએ અંગ્રેજોને એકવાર હરાવ્યા; પણ પછી તુરત અલિવાલ પાસે સિખોની સખ્ત હાર થઈ. તેઓએ હવે સોબ્રાઓનના ગામ પાસે સતલજ નદીના કાંઠા ઉપર મોરચાઓ ઉભા કર્યા. પણ ફરી તેજસિંહે દગો દીધો ને સિખો અંગ્રેજો સામે બહાદુરીથી લડતાં લડતાં હાર ખાઈ બેઠા. અંગ્રેજ લશ્કર લાહોરમાં દાખલ થયું. દરમ્યાન રાજધાનીમાં રાજા ગુલાબસિંહે કારભાર પોતાના હાથમાં લીધો હતો. તેણે અને રાજા દીનાનાથે લાહોર મુકામે સુલેહ કરી, ઇ. સ. ૧૮૪૬.

**લાહોરનો કરાર**—આ કરારથી કંપનિને જાલંધર દુઆબ મળ્યો ને રૂા. દોઢ કરોડ રોકડ રકમ મળી; સિખ દરબારે અંગ્રેજો સિવાય યૂરોપની બીજી પ્રજાને કોઈ લાભ ન આપવાનું અને પરરાજ્યો સાથેના વ્યવહારમાં

કંપનિની દરમ્યાનગીરી સ્વીકારવાનું લખી આપ્યું, પણ સિખ દરબારે પૂરો દંડ ભર્યો નહિ તેથી તે બદલ બિઆસ ને સિંધુ નદી વચ્ચેનો દુઆબ, કાશ્મીર ને હઝારાના પ્રાંતો કંપનિએ લીધા અને તેમાંનો કેટલોક ભાગ મહારાજા ગુલાબસિંહની સ્વતંત્ર હકુમત નીચે રાખવામાં આવ્યો. સિખોએ સહાયક લશ્કર રાખવાનું ને મંત્રિમંડળમાં બ્રિટિશ અમલદાર રાખવાનું કબુલ કર્યું.

આવી રીતે પંજાબનું રાજ્ય કંપનિના રક્ષણ તળે આવ્યું. પંજાબની ઉત્તરે મહારાજા ગુલાબસિંહ પાસે કાશ્મીરનો પ્રાંત રહેવા દેવામાં આવ્યો તેથી તે બાજૂથી કંપનિ નિર્ભય બની. જાલંધર દુઆબના કબજાથી અને પ્રધાનમંડળ ઉપર ખૂબ અંકુશ લાવી શકે એવી સ્થિતિમાં આવી ને કંપનિનો પ્રતિનિધિ મંત્રિમંડળનો પ્રમુખ હોવાથી રાજ્યની તમામ સત્તા તેનાજ હસ્તક આવી. ઇ. સ. ૧૮૪૮માં હાર્ડિંજ સ્વદેશ ગયો.

**લૉર્ડ ડેલ્હાઉસિ**—હાર્ડિંજ પછી લૉર્ડ ડેલ્હાઉસિ ગવર્નર ઝનરલ થયો. તેની ઉમર માત્ર ૩૬ વર્ષની હતી. ડેલ્હાઉસિ પગે લંગડો હતો. તે શક્તિમાં અને રાજ્યનીતિમાં વેલેસ્લી જેવો હોવાથી તેના કારભારમાં કંપનિનું રાજ્યતંત્ર અને કંપનિની વગ પરાકાષ્ઠાએ પહોંચ્યાં. ઇંગ્લંડનો વેપાર વધારવો, હિંદનાં નબળાં રાજ્યોને ગળી જવાં, સબળ રાજ્યોને ઇંગ્લંડના અંકુશ નીચે લાવવાં, તાર, પોસ્ટ, રેલવે, નહેરો, રસ્તાઓ, કેળવણી, પાદરીઓ, વગેરે સાધનોદ્વારા હિંદની પ્રજાઓને પશ્ચિમની વિદ્યા અને પશ્ચિમની સંસ્કૃતિનો બને તેમ તુરત સંસર્ગ કરાવવો, એ ડેલ્હાઉસિના કારભારનાં મુખ્ય સૂત્રો હત.

**બીજો સિખ વિગ્રહ**—ઇ. સ. ૧૮૪૬ના કરારો મુજબ પંજાબના કારભારી મંડળમાં બેસતા અંગ્રેજ અમલદારોએ સુધારાઓ કરવા માંડ્યા પણ તેથી લશ્કરી ને મુલકી અમલદારો ને સિખ જાગીરદારો તથા ઝમીનદારો ઘણા ખળભળી ઉઠ્યા, કારભારમાં રણજિતની મહારાણી જિનદાનને જરા પણ ભાગ આપવામાં આવ્યો નહોતો તેથી તેને ઘણો અસંતોષ રહેતો. બ્રિટિશ

અમલદારોએ મહારાણીને દેશપાર કરી તે સમસ્ત સિખ પ્રજાને ને રાજ્યને અપમાન તરીકે ખુંચતું હતું. મહારાજા દિલીપસિંહની સગાઈ સરદાર છતરસિંહની પુત્રી વેરે થઈ હતી, પણ બ્રિટિશ સરકાર તેમનું તુરત લગ્ન કરવા ના પાડતી હતી. એક અંગ્રેજ કારભારીએ છતરસિંહને જગ્યા ઉપરથી કમી કર્યો. આ ખળભળાટના આવેશમાં મુલતાનના દીવાન મૂળરાજનો કિસ્સો બન્યો ને આખા પંજાબમાં બીજું યુદ્ધ ફાટી નીકળ્યું.

**મુલતાનનો દીવાન મૂળરાજ**—મૂળરાજને નવા કારભારથી ઘણો અસંતોષ થયો હતો, તેથી તેણે મુલતાનની નોકરીનું રાજીનામું આપ્યું. લાહોરના કારભારી મંડળે તેનું કામ સંભાળી લેવા બે અંગ્રેજોને મુલતાન મોકલ્યા. મૂળરાજે મુલતાનના કિલ્લાને સુપ્રત કર્યો. પણ કોટના લશ્કરે બંને બ્રિટિશ અમલદારોનાં ખુન કર્યાં. અત્યાર સુધી મૂળરાજે આ કિસ્સામાં છચોક ભાગ લીધો નહોતો. હવે તે પણ બંડમાં સામેલ થયો.

શરૂઆતમાં અંગ્રેજોએ મૂળરાજને હરાવ્યો. પછી તેમણે મુલતાન સર કર્યું. લાહોરથી છતરસિંહના પુત્ર શેરસિંહને મૂળરાજ સામે મોકલવામાં આવ્યો હતો પણ તે તુરત સામો થઈ બેઠો. અમીર દોસ્ત મહમ્મદે સિખોને મદદ મોકલી. ઈ. સ. ૧૮૪૮માં રામનગર મુકામે લૉર્ડ ગૉફ અને શેરસિંહની બેટાબેટી થઈ. પણ કોઈ પક્ષને વિજય મળ્યો નહિ. બીજું યુદ્ધ ચિલ્યાનવાળા પાસે થયું. તેમાં કંપનિનો પરાજય થયો એમ કહીએ તો ચાલે. પણ ગૉફે શેરસિંહને ને છતરસિંહને ગુજરાત આગળ સખ્ત હરાવ્યા. અફઘાન લશ્કરને પાછું નસાડી મૂકવામાં આવ્યું. આખો પંજાબ હવે શરણે થયો. લોકોને નિઃશસ્ત્ર કરવામાં આવ્યા. દિલીપસિંહને પાંચ લાખનું વર્ષાસન આપી એક અંગ્રેજ પાસે રાખવામાં આવ્યો. તેણે ખ્રિસ્તીધર્મ સ્વીકારી ઈંગ્લંડમાં પોતાનું જીવન પૂરું કર્યું. આ લડાઈમાં પ્રખ્યાત કોહિનૂરનો હીરો અંગ્રેજોને હાથ આવ્યો.

બીજા વિગ્રહમાં સિખ સરદારો એકનિષ્ઠાથી ને બહાદુરીથી લડયા. વિગ્રહમાં સગીર મહારાજાનો જરાય વાંક નહોતો, છતાં સરદારોના વાંકે બાપની

આદી ઉપરનો હક્ક તેની પાસેથી છીનવી લેવામાં આવ્યો તે તેને મોટો અન્યાય થયો કહેવાય. હવે કંપનિની હદ સિંધુ નદી સુધી ગઈ, તેથી આપણી વાયવ્ય સરહદ ઉપર રહેતા પઠાણોની ટોળીઓ ઉપર ને કાબુલના રાજ્ય ઉપર અંગ્રેજ સરકારને બંદોબસ્ત રાખવાની જરૂર પડી. હવે સમસ્ત હિંદ અંગ્રેજોને વશ થયું. ઇતિહાસની ઘટના અજબ છે. **મૌર્ય રાજા ચંદ્રગુપ્ત ને અશોક પછી પઠાણ સુલતાનો, મોગલ પાદશાહો ને પૂનાના પેશવાઓ જે કાર્ય કરી શક્યા નહોતા તે અંગ્રેજ મુત્સદ્દીઓએ અને સરદારોએ આપણા પૈસાથી અને આપણા માણસો વડે કરી બતાવ્યું.**

**બીજો બ્રહ્મી વિગ્રહ**—બ્રહ્મી અમલદારો બ્રિટિશ એલચીઓને બ્રહ્મી રિવાજ પ્રમાણે રાજાનો મુજરો કરાવતા તેથી એલચીઓની આવજા થોડાંએક વર્ષોથી બંધ થઈ ગઈ હતી. બ્રહ્મદેશમાં હજુ પણ જાનમાલ તદ્દન સહીસલામત નથી ને તે વખતે ન હોય તે સ્વાભાવિક છે, પણ તેથી આરાકાન ને તિનાસરિમના બ્રિટિશ અમલદારોને ને વેપારીઓને મુસ્કેલીઓ નડતી. રંગૂનના વેપારીઓએ ત્યાંના બ્રહ્મી અમલદાર સામે કેટલીક ફરિઆદ કરી. તેનો નિકાલ લાવવા ડેલહાઉસિએ કલકત્તાથી એક અમલદારને નાના લશ્કર સાથે રંગૂન મોકલ્યો. તેણે બ્રહ્મી અમલદારોને સતાવવા માંડ્યા ને કાંઠા ઉપર પ્હેરો ભરવા માંડ્યો. પણ ડેલહાઉસિએ બ્રહ્મી રાજા પાસે ચોખવટ કરવાને બદલે અયોગ્ય માંગણીઓ કરી, તેથી યુદ્ધ શરૂ થયું ઇ. સ. ૧૮૫૨. કંપનિએ માર્ટાબાન, પ્રોમ, પેગુ, વગેરે સર કર્યાં. ઇ. સ. ૧૮૫૩માં સુલેહ થઈ. પ્રોમ ને પેગુના પ્રાંતો કંપનિને મળ્યા ને રાજધાની અમરાપુર મુકામે બ્રિટિશ પ્રતિનિધિ રહે એવો ઠરાવ થયો. કંપનિને મોટો દંડ મળ્યો. બ્રહ્મદેશનો તમામ વેપાર અંગ્રેજોના હાથમાં આવ્યો. બીજા બ્રહ્મી વિગ્રહમાં બધો વાંક ડેલહાઉસિ ને તેણે મોકલેલા અમલદારનો હતો.

**બીજાં રાજ્યો**—ડેલહાઉસિએ સિક્કીમના રાજ્યનો કેટલોક ભાગ લઇ લીધો ને ક્રિમિઆમાં રશિઆ વિરુદ્ધ લડવા લશ્કર મોકલ્યું. તેણે અફ-

ઘાનીસ્તાનના અમીર દોસ્ત મહમ્મદ સાથે મિત્રતા કરી ને સરહદ ઉપરના પઠાણોને પૈસા આપી લુટફાટ કરતા અટકાવ્યા.

**નિર્વંશ રાજાઓનાં રાજ્યો ખાલસા. Lapse**—ડેલુહાઉસિએ કેટલાક નિર્વંશ રાજાઓના મુલકો ખાલસા કર્યા. તેના અમલ પહેલાં કોલાબા, માંડવી વગેરે રાજ્યોને આ ધોરણ ઉપર ખાલસા કરવામાં આવ્યાં હતાં. કેટલાએકો એમ કહે છે કે ડેલુહાઉસિએ માત્ર માંડલિક રાજાઓનાં રાજ્ય ખાલસા કર્યાં, પણ આ દલીલમાં વજુદ નથી. મોગલાઇના કે પેશવાના વખતમાં નિર્વંશ રાજાને દત્તક પુત્ર લેવાનો અધિકાર હતો ને હિંદુસ્તાનના તમામ રાજાઓ કંપનિને સાર્વભૌમ સત્તા તરીકે ખંડણી ભરતા હતા, તેથી ડેલુહાઉસિએ કાઢેલો માંડળિક ને સ્વતંત્ર રાજા વચ્ચેનો ભેદ નકામો હતો. કેટલાકો કહે છે કે રાજ્ય તે જાહેર સંસ્થા છે; દત્તક પુત્ર સદ્દગત રાજાનો વારસ હોવાથી તે તેની ખાનગી મીલકતનો વારસ થઈ શકે; પણ રાજ્ય ખાનગી મીલકત ન હોવાથી તે તો સાર્વભૌમ સત્તાને જઈ શકે. પણ આ ભુલભરેલી દલીલ છે. રાજ્ય ખાનગી મીલકત નથી એ વાત ખરી છે પણ તેથી કાંઇ તે સાર્વભૌમ સત્તાની મીલકત છે એમ કેમ કહી શકાય ? તે રાજાપ્રજાની મીલકત છે અને પ્રાચીન પ્રથા પ્રમાણે તે સદ્દગત રાજાના દત્તક કે લગ્નથી થએલ વારસને જઇ શકે. સાર્વભૌમ સત્તા તે પ્રથાને ફેરવી શકે નહિ. આ સૂત્ર અનુસાર કંપનિએ સાતારા, ઝાંસી, જૈતપુર (બુંદેલખંડ), ઉદેપુર (બંગાળા), સંબલપુર (મહાનદી ઉપર), બાઘાટ (પંજાબ), નાગપુર ને કાચારનાં રાજ્યો ખાલસા કર્યાં; માત્ર કેરાઉલિના રજપુત રાજ્યને અપવાદ તરીકે ગણવામાં આવ્યું. ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ અને બીજા રાજાઓએ બળવામાં ભાગ લીધો તેનું મુખ્ય કારણ આ હતું.

**અયોધ્યા**—અયોધ્યાનો કારભાર ઘણો ખરાબ ચાલતો હતો. ડેલુહાઉસિનો વિચાર એવો હતો કે તેના નવાબને વર્ષાસન આપવું ને અયોધ્યાનો કારભાર કંપનિ માટે લખાવી લેવો, પણ ઇંગ્લેંડથી ડાયરેકટરોએ હુકમ

ઠર્યો કે નવાબને હંમેશને માટે વર્ષાસન આપવું ને રાજ્ય ખાલસા કરવું. તેથી ઇ. સ. ૧૮૫૬માં મેજૉર આઉટ્રમે ઢંઢેરો બહાર પાડી અયોધ્યાના રાજ્યને કંપનિના અમલ નીચે મૂકી દીધું. આ કૃત્ય ઘણું ગેરવ્યાજબી હતું.

**બરાડ પ્રાંત**—નિઝામ સરકારનું દેવું ઘણું વધી પડવાથી કંપનિએ ઇ. સ. ૧૮૫૩માં તેની પાસેથી કપાસની પેદાશવાળો બરાડ પ્રાંત ને કૃષ્ણા ને ગોદાવરી વચ્ચેનો કેટલોક ભાગ લખાવી લીધો.

**વર્ષાસનો. ખિતાબો**—મોગલ પાદશાહ બહાદુરશાહના વારસને વારસ તરીકે સ્વીકારવા ડેલ્હાઉસિએ ના પાડી, પણ ઇંગ્લંડથી હા આવતાં તે પાછો પડ્યો. કર્ણાટકનો નવાબ મરી જતાં તેના વારસને નવાબના હક્કો ભોગવતો બંધ કરવામાં આવ્યો. તાંજોરનો રાજા અપુત્ર મરી જતાં તેની જગ્યા કમી કરવામાં આવી. પેશવા બાજીરાવના દત્તક પુત્ર ધોંડુપંત કે નાના-સાહેબનું વર્ષાસન બંધ કરવામાં આવ્યું. તેનું ભયંકર પરિણામ આવ્યું.

**રાજ્યવ્યવસ્થા**—ડેલ્હાઉસિના વખતમાં આપણા દેશના રાજ્યતંત્રમાં જે અગત્યના ફેરફાર કરવામાં આવ્યા તે હવે તપાસવાની જરૂર છે. **આપણી સાંપ્રત રાજ્યવ્યવસ્થાના મોટા ભાગોનો ઉત્પાદક એ ગવ્હર્નર જનરલ હતો.** તેના વખતમાં બંગાળાના કારભાર માટે એક લેફ્ટેનન્ટ ગવર્નરની નીમણુંક કરવામાં આવી. ઇ. સ. ૧૮૫૩માં ડેલ્હાઉસિએ એક ખરીતો–Dispatch–બહાર પાડ્યો કે દરેક પ્રાંતવાર એક કેળવણીનું ખાતું ને એક વિદ્યાપીઠ–University–ખોલવાં, ને તે દ્વારા સાહિત્ય, વિજ્ઞાન, વગેરેનો દેશમાં ફેલાવો કરવો. આ વિશાળ યોજનાનો વિચાર દર્શાવનાર ખરીતાને હિંદની સાંપ્રત કેળવણીનું હકપત્ર Charter–કહેવામાં આવે છે. કલકત્તા, મુંબઈ ને મદ્રાસના બંદરોને રેલવેથી તથા રસ્તાઓથી જોડી દેવા માટે તૈયારીઓ કરવામાં આવી, તાર ને પોસ્ટ ખાતાંઓ ઉઘાડવામાં આવ્યાં, ચા, કપાસ, રેશમ, શણ વગેરેનો વેપાર વધે તે માટે તપાસ કરવા સમિતિઓ નીમવામાં આવી, જંગલો. બંદરો ને નહેરકામોના વિકાસ

માટે યોગ્ય બંદોબસ્ત કરવા તપાસ કરવામાં આવી, જાહેર બાંધકામનું નવું ખાતું ઉઘાડવામાં આવ્યું ને વેપાર ઉપરના અંકુશો દૂર થયા. રસ્તાઓ ને રેલ્વેઓ કરવા પ્રજા પાસેની નાણું વ્યાજે લેવામાં આવ્યું.

**સામાન્ય અવલોકન**—ડેલ્હાઉસિ ઘણો ઉદ્યમી હતો; વળી તે જોહુકમી ને આપખુદ હતો ને હાથ નીચેના અમલદારોને તુચ્છકારી કાઢતો. આ બાબતમાં તેનો કારભાર લૉર્ડ કર્ઝન ને વેલેસ્લીના જેવો કહી શકાય. જો તેણે રાજાઓનાં મન ખાલસાની પદ્ધતિના અંગીકારથી ઊંચા કરી દીધાં ન હોત તો તેણે આરંભેલા સુધારાઓ આગળ આવી શક્યા હોત અને રાજ્યતંત્ર લોકોની પ્રગતિને વધારે અનુકૂળ થઈ શક્યું હોત. ડેલ્હાઉસિ ઇ. સ. ૧૮૫૬માં સ્વદેશ ગયો.

**કંપનિનો નવો પટ્ટો**—કંપનિના પટ્ટાને હવે વીસ વર્ષ પૂરાં થયાં હતાં તેથી ઇ. સ. ૧૮૫૩માં નવો પટ્ટો કરી આપવામાં આવ્યો. આ વખતે વીસ વર્ષની મુદતને રદ કરી બ્રિટિશ રાજ્યની સગવડ મુજબ ગમે તે વખતે કંપનિના હાથમાંથી હિંદનો કારભાર લઈ શકાય એવી કલમ દાખલ કરવામાં આવી. ગવર્નરની કાઉન્સિલના ચોથા સભ્યને બીજા સભ્યો જેટલા અધિકાર મળ્યા. બંગાળા ને આગ્રાની સ્થાનિક સરકારોને, દરેક તરફથી એકેક, એમ ચાર અમલદારોને વડી ધારાસભામાં પ્રાંતિક પ્રતિનિધિત્વ હોવું જોઈએ એ સૂત્રનો પહેલી વાર સ્વીકાર થયો. વડી ધારાસભામાં કલકત્તાની વરિષ્ટ અદાલતનો મુખ્ય ને બીજો, એમ બે ન્યાયાધીશો દાખલ થયા. અત્યાર સુધી ધારાસભાને માત્ર ધારા ઘડવાના અધિકારો હતા; નવા પટ્ટામાં તેને સવાલો પૂછવાના, પેટાસવાલો પૂછવાના, ઠરાવો રજુ કરવાના, એમ એક નાની પાર્લમેંટના બધા અધિકારો મળ્યા. તે સિવાય બંગાળામાં લેફ્ટનન્ટ ગવર્નર નીમવો ને જ્યાં જરૂર લાગે ત્યાં ગવર્નર જનરલે કમિશનરો નીમી નવી પ્રાંતિક સરકારો ઉત્પન્ન કરવી, તે બીજી નવી કલમો હતી. સનદી ને દાકતરી જગ્યાઓ માટે ઇંગ્લંડમાં જાહેર પરીક્ષાઓ લેવી. તે કલમથી ડાયરેકટરોની થોડી ઘણી સત્તાનો નાશ થયો ને ઇંગ્લંડમાં પરીક્ષા લેવાનું નક્કી

કરવામાં આવ્યું, પણ તેથી આપણા નવ યુવકોને મોટા હોદ્દાઓ લેવા મુશ્કેલ થઈ ગયા. ચોવીસ ડાયરેક્ટરોને ઘટાડી અઢાર કરવામાં આવ્યા અને તેમાંના છએ દસ વર્ષ હિંદમાં નોકરી કરેલી હોવી જોઈએ એવું કરવાથી ડાયરેક્ટરો તદ્દન અશક્ત થઈ ગયા.




**ટીપ**—ઉત્તર સરકાર ત્રીજા ફ્રેંચ વિગ્રહમાં કંપનિને મળ્યો. આસામ, આરાકાન ને તિનાસરિમના પ્રાંતો ઍમહર્સ્ટના વખતમાં અને સિંધદેશ એલનબરોના વખતમાં કંપનિને મળ્યા.*

---

* ડેલહાઉસિના અમલની જાણવાજોગ નોંધો માટે જુઓ, ત્રીજી આવૃત્તિનાં પાનાં, ૪૧૨-૪૧૩.

# પ્રકરણ ૧૩મું

## "૧૮૫૮"નો બળવો; કંપનિના કારભારનો અંત; લૉર્ડ કૅનિંગ, ઇ. સ ૧૮૫૬–૫૮.

**લૉર્ડ કૅનિંગ**—ડેલ્હાઉસિ પછી કૅનિંગ ગવ્હર્નર જનરલ થયો. "૧૮૫૮"નો બળવો કૅનિંગના વખતનો મુખ્ય બનાવ છે.

**"૧૮૫૮"ના બળવાનાં કારણો. (૧) રાજ્યકીય અસંતોષ**—અયોધ્યા, રોહિલખંડ, ગોરખપુર, દિલ્હી, આગ્રા, ઝાંસી, ને બુંદેલખંડના લોકો ડેલ્હાઉસિની રાજ્યનીતિથી ઘણા ઉશ્કેરાયા હતા. એક સ્થાનિક અમલદારે ઝમીનદારો, વેપારીઓ ને સિપાઇઓને ઘણા સતાવ્યા હતા. ઇનામ કમિશનની તપાસથી બધા લોકો છંછેડાયા હતા. મ્હેસુલ ને કરો વધી પડયા હતા. બાજીરાવ પેશવાના વારસ ધોંડુપંત અથવા નાનાસાહેબે આ ખળભળાટમાં અગત્યનો ભાગ લીધો. તેનો એક માણસ તો ઠેઠ ક્રિમિઆ સુધી જઇ આવ્યો અને તેણે હિંદ આવી બ્રિટિશ લસ્કરની ક્રિમિઆમાં થએલી હારનું ચિત્ર રજુ કર્યું. નાનાસાહેબે ઇંગ્લંડની સરકાર પાસે માંગેલી દાદ નિષ્ફળ ગઇ હતી તેથી તે ઘણો છંછેડાઇ ગયો હતો. જવનપુર, આગ્રા ને કાનપુરમાં મ્હેસુલની આંકણી લોકોને ઘણી ત્રાસદાયક થઇ પડી હતી. લખનૌની બેગમે ને અયોધ્યા પ્રાંતના એક મૌલવીએ મુસલમાનોને ઉશ્કેરી મૂક્યા હતા.

**(૨) સામાજિક અસંતોષ**—કેટલાકો એમ કહે છે કે નિશાળો, પોસ્ટ, તાર, જેવા સુધારાઓ દાખલ કરવામાં અને સતીનો ચાલ બંધ કરવામાં કંપનિની ભૂલ થઇ હતી; તે લોકોને અપરિચિત હતા તેથી તેઓ રાજ્ય વિરુદ્ધ ઉઠયા. આ દલીલ ખોટી છે. સતીનો ચાલ બંધ થયાને ત્રીસ વર્ષ થઇ ગયાં હતાં. તાર, પોસ્ટ, નિશાળો, વગેરે મોટી સંખ્યામાં ઉઘાડવામાં આવ્યાં નહોતાં. વિધવાપુનર્લગ્નનો ધારો માત્ર જેને લાભ લેવો હોય તેમને માટે હતો; તે કાંઇ ફરજિયાત નહોતો. ખરૂં કારણ બીજું હતું.

**(૩) ધાર્મિક અસંતોષ**—ઘણા બ્રિટિશ અમલદારો છચોક ખ્રિસ્તી ધર્મ લોકોને ઉપદેશતા હતા. તેમાંના કેટલાક એમ માનતા હતા કે જો હિંદના લોકો ખ્રિસ્તી થાય તો તેઓ બ્રિટિશ અમલની કદર વધારે સારી રીતે કરી શકે અને વ્હેમની સાંકળથી એકદમ મુક્ત થાય. સિપાઇઓ આવા ઉપદેશોથી ઉશ્કેરાઈ ગયા અને અમલદારો ઉપરનો તેમનો વિશ્વાસ ઉઠી ગયો.

**(૪) લશ્કરી અસંતોષ**—કંપનિનું લશ્કર બ્રિટિશ અમલ વિરુદ્ધ થઈ ગયું હતું. કંપનિના અમલ અગાઉ તો એક બાહોશ સિપાઇ બચ્ચો શિવાજી કે રણજિતસિંહ કે હૈદર અલીની નામના મેળવી શકતો. કંપનિના રાજ્યમાં આવી મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિ માટેનાં દ્વારો બંધ થઈ ગયાં. પહેલાં હિંદી સિપાઈઓ મોટા હોદ્દા પર આવી શકતા ને તેમનો ને તેમના અમલદારોનો પરસ્પર સંબંધ મિત્રો જેવો હતો. પણ હવે એ સ્થિતિ ફરી ગઈ હતી. હવે તો મોટા હોદ્દાઓ અંગ્રેજોને જતા હતા. અંગ્રેજોનું રાજ્ય જેમ જેમ વધતું ગયું તેમ તેમ બ્રાહ્મણ ને રજપુત સિપાઇઓને દૂર નોકરી કરવા જવું પડયું. ત્યાં તેમને પૂરતું ભથ્થું મળે નહિ; વળી સુવા બેસવાની ને રાંધવાની કાંઈ સગવડ નહિ; જે લુટ મળે તેમાં તેમનો પૂરો ભાગ નહિ. અફ્ઘાન વિગ્રહમાં તો સિપાઈઓ તોબા પોકારી ગયા. પરદેશ, પરાજય ને છેવટે મરણ એ ત્રણેનો તેમને કડવો અનુભવ મળ્યો. કંપનિએ નવી પ્રજાઓમાંથી લશ્કરની ભરતી કરવા માંડી. સિખો ને ગુરખાઓ દેશમાં રહે ને બ્રાહ્મણો ને રજપુતો અટક, રાવળપીંડી, રંગૂન, વગેરે સ્થળે જાય, તે જુના લોકોને કેમ ગમે? ડેલ્હાઉસિના વખતમાં બ્રિટિશ અમલદારોની સંખ્યામાં ઘટાડો કરવામાં આવ્યો; કેટલાકો મુલકી વહિવટમાં ને કેટલાકો ક્રિમિઆ કે પછી ઇરાન ગયા. નવા અમલદારો છોકરાઓ જેવા હતા. વૃદ્ધ સિપાઇઓ તેમને કેમ માની શકે? બળવા વખતે લશ્કરમાં હિંદીઓ, ૨,૩૩,૦૦૦ ને ૪૫,૩૨૨ અંગ્રેજો, એ પ્રમાણ આવીને ઉભું રહ્યું. બ્રિટિશોના ને હિંદીઓના ઘટતા વધતા પ્રમાણને કેટલાકો વિશેષ કારણભૂત માને છે. પણ ખરાં કારણો તો ઉપર જણાવ્યાં તે છે. ત્યારપછી એવો હુકમ કરવામાં આવ્યો કે દરેક

સિપાઈએ સરકાર કહે ત્યાં નોકરી ઉપર જવું. આવી રીતે બળવાનો ગર્ભ પાકી ગયો હતો. માત્ર એક દીવાસળીની જરૂર હતી. ડમડમ મુકામે એક ખલાસીએ એક બ્રાહ્મણ સિપાઈ પાસે તેના લોટામાંથી પાણી માંગ્યું. બ્રાહ્મણે શૂદ્રને લોટામાંથી પાણી આપવા ના પાડી. ખલાસીએ મ્હેણું માર્યું કે સરકાર પોતે કારતૂસ બનાવતાં ગાય ને ડુક્કરની ચરબીનો ઉપયોગ કરે છે ને તેનો સ્પર્શ કરતી વખતે બધા ધર્મભ્રષ્ટ થાય છે. તુરત કારતૂસની હકીકત ધર્મભ્રષ્ટતા સાથે સંડોવાઈ ગઈ અને દાવાનલ ચોતરફ ફેલાઈ ગયો; પણ કારતૂસનું પ્રકરણ તો માત્ર છેલ્લા ઉપકારક કારણ તરીકે ગણાવું જોઈએ. એ વખતે અસંતોષ જાહેર કરવા ધારાસભા કે એવાં બીજાં સાધનો નહોતાં. અયોધ્યા વગેરે પ્રાંતોમાં અસંતોષ પ્રજાકીય વિરોધરૂપે બહાર આવ્યો. બીજે સ્થળે તે સ્થાનિક હોવાથી લશ્કરોમાં દેખાવ થઈ એકદમ અટકી ગયો. અધીરા બની ગએલા ઉત્તર હિંદના બહાદુર સિપાઈઓ ઉતાવળા થઈ ગયા. તેમને લક્ષ્મીબાઈ, નાના સાહેબ ને તાંતિયાતોપીની આગેવાની મળી ગઈ. તેઓ ફાવ્યા નહિ. પરિણામે પોતાની પાસે જે હતું તે ગુમાવી બેઠા ને સાથે સમસ્ત હિંદની પ્રજાને તેમના ઉતાવળા કૃત્યથી વિશેષ તાબેદાર થવું પડ્યું.

**લશ્કરમાં બળવો**—બરખપુર, કલકત્તા, બહેરામપુર, અંબાલા, લખનૌ, વગેરે સ્થળોએ સિપાઈઓએ અમલદારોના હુકમો માનવાની ના પાડી હતી, પણ મીરત મુકામે ૮૫ સિપાઈઓએ કારતૂસને અડવાની ના પાડી તેથી તેમને ઈ. સ. ૧૮૫૭ની મેની ૯મી તારીખે સખ્ત સજા કરવામાં આવી. બીજે દિવસે મીરતનું તમામ હિન્દી લશ્કર ખુલ્લી રીતે બંડખોર થઈ ગયું. તે લશ્કરે જેલો તોડી, યૂરોપિઅન અમલદારોનાં ખુન કર્યાં, ને દિલ્હી જઈ બહાદુરશાહને પાદશાહ જાહેર કરી કંપનિને પદભ્રષ્ટ કરી. પછી તો જેમ દાવાનળ પ્રસરે તેમ બંડ ભરતપુર, ગ્વાલિયર, આગ્રા, કાનપુર, લખનૌ, અલ્લાહાબાદ, કાશી, જવનપુર, દીનાપુર, સાગર, ચંદેરી, ઝાંસી, મહિદપુર, ભોપાળ, નિમચ, કોટા, આબુ, ઔરંગાબાદ, હૈદરાબાદ, કોલ્હાપુર ને ઠેઠ અમદાવાદ સુધી ફેલાઈ ગયું. પણ મુંબઈ ઇલાકામાં, પંજાબમાં, બંગાળામાં

ને મદ્રાસમાં સિપાઈઓ ઝાઝી સંખ્યામાં ઉઠ્યા નહિ.

**રજવાડાંઓમાં**—આરા પરગણામાં જગદીશપુરનો ઝમીનદાર કુંવર-સિંહ, બાણુકોટ વગેરે રાજ્યોના રાજાઓ, અયોધ્યા ને રોહિલખંડના તાલુકદારો, ઝાંસીની શૂરી રાણી લક્ષ્મીબાઈ, છેલ્લા પેશવા બાજીરાવનો દત્તક નાના સાહેબ, તાંતિયાતોપી ને બખ્તખાં આ ચળવળના મુખ્ય નાયકો હતા. મોગલ પાદશાહ બળવાખોરોના હાથમાં માત્ર રમકડું હતો. તેનામાં નાયક થવાની કે બીજી કોઈ શક્તિ નહોતી.

**બળવાનો અંત**—પંજાબમાં પહેલાં લૉરેન્સે સિખ લોકોને અંકુશમાં રાખ્યા. પૂર્વ બંગાળામાં ને છોટાનાગપુરમાં પહેલેથી જ સખ્ત ઉપાયો લેવામાં આવ્યા. નિકલ્સને દિલ્હી સર કર્યું. બહાદુરશાહને પેગુ મોકલી દેવામાં આવ્યો ને તેના બે પુત્રોને અને પૌત્રને બ્રિટિશ સરદાર હોડ્સને ગોળીથી ઠાર કર્યા, કારણ કે તેને દહેશત લાગી કે જો તેઓ જીવતા હશે તો તેમના માટે લોકો ખટપટ કરશે. હૅવલૉકે અયોધ્યાના બંડખોરોને ને નાના સાહેબને હરાવ્યા. પછી તે લખનૌ આવ્યો. દરમ્યાન ઈંગ્લંડથી સર કૉલિન કૅંપબેલ લશ્કર લઈ હિંદ આવ્યો ને તેણે કાલ્પી પાસે તાંતિયાતોપીને હરાવ્યો. હવે બંડખોરોએ દુવાબ ખાલી કરી નાંખ્યો ને લખનૌ વગેરે સ્થળો શરણ થયાં. કૅનિંગ પહેલાં તાલુકદારોની જાગીરો ખાલસા કરવાનો હુકમ બહાર પડ્યો હતો તેથી થોડી વાર તો અયોધ્યામાં તોફાનો ચાલુ રહ્યાં પણ છેવટે તે પ્રાંત શાંત થયો. બંડખોર સરદાર બહાદુરખાં હારી ગયો એટલે રોહિલખંડના લોકો શાંત થયા. કર્નલ સ્ટુઅર્ટે મુંબઈથી લશ્કર લઈ ધાર, ઈંદોર, વગેરે સર કર્યાં. સર હ્યુ રોઝે બાણપુરના રાજાને, તાંતીયાતોપીને ને લક્ષ્મીબાઈને નમાવ્યાં. લક્ષ્મીબાઈએ લડતાં લડતાં પ્રાણ ખોયા. આગ્રા નાસી ગયેલા શિંદેને ફરીથી ગાદી ઉપર બેસાડવામાં આવ્યો. નારવારના રાજા માનસિંહે તાંતિયાતોપીને અંગ્રેજોને હવાલે કર્યો, ને તેને ફાંસી દેવામાં આવી. નાનાસાહેબ તરાઈના જંગલમાં ભાગી ગયો.

બળવા વખતે ઉતાવળા ને મરણીઆ સિપાઇઓએ યૂરોપિઅન અમલદારોનાં ને તેમનાં કુટુંબીઓનાં ખુન કર્યાં ને નાનાસાહેબે કાનપુર મુકામે અંગ્રેજોનો ને તેમની સ્ત્રીઓનો વધ કરાવ્યો હતો પણ સહકારના પૂરાવાઓ કાંઈ ઓછા નહોતા. ઘણાં યૂરોપિઅનોને હિંદીઓએ આશ્રય આપ્યો હતો ને કૅનિંગ વગેરે મોટા અમલદારોએ પોતાનાં મગજ શાંત રાખ્યાં હતાં.

**બળવો કેમ નિષ્ફળ ગયો ?**—આવી રીતે બળવો શમી ગયો, કારણકે, સિપાઈઓ પાસે સાધનો નહોતાં; તેમના આગેવાનો કુશળ નહોતા; હિંદી પ્રજાનો મોટો ભાગ બળવાથી દૂર રહ્યો હતો; બધા રાજાઓ કંપનિની મદદે ગયા; બળવો રોહિલખંડ, અયોધ્યા, દિલ્હી, આગ્રા તથા ઝાંસીમાં પ્રજાકીય અથવા સર્વસામાન્ય કહી શકાય; બીજે ઠેકાણે તે સ્થાનિક હતો; અફઘાનીસ્તાનનો અમીર ને નેપાળનો રાજા કંપનિની સાથે મિત્રભાવે રહ્યા ને નેપાળનો સેનાપતિ ખુદ લખનૌ આવી બંડખોરો સામે લડ્યો પણ ખરો. હમેશ મુજબ એ વખતના અંગ્રેજ અમલદારોએ ખરા સ્વદેશપ્રેમથી ને ચાલાકીથી કામ લીધું.

**બળવાનાં પરિણામો**—(૧) બળવાથી અંગ્રેજોને મોટો ક્ષોભ થયો. ત્યારથી ઘણા અંગ્રેજો એમ માનતા થયા કે હિંદની પ્રજાને પશ્ચિમની વિદ્યાથી વાકેફ કરવામાં મોટું ભય સમાએલું છે અને હિંદમાં તો પુરાતન રાજ્યતંત્ર હોવું જોઈએ. હિંદને શાંતિભર્યું રાજ્યતંત્ર આપ્યું એટલે આપણું કર્તવ્ય પૂરૂં થયું, એ આ વિચારનો ટૂંકો સાર કહી શકાય. (૨) ત્રીસેક વર્ષો સુધી અંગ્રેજ અમલદારોએ મુસલમાનો તરફ વ્હેમની દૃષ્ટિથી જોયું. (૩) બંગાળાનું લશ્કર વીખરાઈ ગયું. (૪) ઉત્તર હિંદના બ્રાહ્મણો ને ક્ષત્રિયો માટે લશ્કરનાં દ્વારો બંધ થયાં. દેશની કેટલીક પ્રજાઓને લશ્કરથી વિમુખ રાખવામાં આવી. (૫) જે કારણસર સિપાઈઓ ઉઠયા હતા તે કારણોની કોઈએ તપાસ કરી નહિ. તમામ મોટી મોટી જગ્યાઓ હવે હિંદી સિપાઈઓ માટે બંધ થઈ ગઈ. તોપખાનામાંથી તો તેમને એકદમ બાતલ કરવામાં આવ્યા.

(૬) બળવાથી કંપનિની તમામ સત્તાનો અંત આવ્યો. (૭) બળવામાં રાજાઓ બ્રિટિશોના મિત્ર તરીકે રહ્યા તેથી તેમની મિત્રતાનો લાભ લેવો ને તેમના હક્ક, અધિકાર, ઈજ્જત અને રાજ્ય સુરક્ષિત રાખવાં એવી બ્રિટિશ અમલદારોને પ્રતીતિ થઈ.

**ઇ. સ. ૧૮૫૮નો કાયદો, નવું રાજ્યતંત્ર**—બળવાને માટે બ્રિટિશ પ્રધાનમંડળે કંપનિને જવાબદાર ગણી. તેથી કંપનિની સત્તાનો હવે નાશ થયો. હિંદના કારભાર માટે બ્રિટિશ તાજ જવાબદાર રહે, ઈંગ્લંડમાં હિંદનો કારભાર ને પત્રવ્યવહાર એક સેક્રેટરિ ને પંદર સભ્યોની એક સમિતિ–ઇન્ડિઆ કાઉંસિલ ચલાવે; તેમનો પગાર હિંદે આપવો; કંપનિનું બધું દેવું હિંદે ચુકવવું; હિંદી સરકારે સેક્રેટરિને હમેશાં તાબે રહેવું; જ્યારે સરહદ બહાર લડાઈ કરવામાં આવે ત્યારે હિંદી સરકારે પાર્લમેંટની પરવાનગી માંગવી; સેક્રેટરિની કાઉંસિલના સભાસદોમાંથી સાત જણને ડાયરેક્ટરો પોતાના મંડળમાંથી નીમે; બાકીના આઠને બ્રિટિશ તાજ નીમે; એમણે દશ વર્ષ સુધી હિંદમાં નોકરી કરેલી હોવી જોઈએ; જિંદગી સુધી સભ્યો કાઉંસિલમાં રહી શકે; સેક્રેટરિ કાઉંસિલનો પ્રમુખ રહે; હિંદી મ્હેસુલનો કોઈ ભાગ એ સમિતિના મત વિરુદ્ધ વાપરી શકાય નહિ; એ ઈ. સ. ૧૮૫૮ના ધારાના મુખ્ય કાનુનો હતા. આ કાયદાથી આપણા દેશના બધા કારભાર માટે પાર્લમેંટ જવાબદાર બની. પણ પાર્લમેંટનું કામ દિનપ્રતિદિન વધતું જતું હોવાથી પરિણામ એ આવ્યું કે હિંદના કારભાર માટે નહિ પાર્લમેંટ* જવાબદાર, કે નહિ બ્રિટિશ સરકાર જવાબદાર એવી સ્થિતિ ઉભી થઈ. મોટા મોટા અધિકારીઓ સ્વચ્છંદથી રાજ્યતંત્ર ચલાવવા લાગ્યા. અલબત, તેમનો કારભાર કરેલા નિયમોને અનુસરીને ચાલતો. પણ તેમાં પ્રજાનો મત મળતો નહિ. તેથી કારભાર સંકુચિત, ધીમો ને અમલદારશાહી થઈ ગયો. પહેલાં તો કંપનિની દુર્વ્યવસ્થા માટે પાર્લમેંટ સમિતિઓ નીમી તપાસ ચલાવતી; હવે પોતાના પ્રધાનમંડળની જવાબદારી તળે ચાલતા હિંદના કારભાર માટે સમિતિઓ નીમી પાર્લમેંટ શા માટે

* આ માટે ત્રીજી આવૃત્તિનાં પૃષ્ઠ ૪૨૦–૪૨૧ની નોંધ જુઓ.

ચલાવે ? વિરુદ્ધ દેખાતું, પણ વસ્તુતઃ સત્ય, પરિણામ એ આવ્યું કે જે વખતે પાર્લમેંટે આપણો કારભાર લીધો તે વખતે તે સંસ્થા આપણા કારભાર ઉપર રીતસર દેખરેખ રાખતી બંધ થઇ. બીજી રીતે હિંદના પોતાના કારભારમાં કોઈ ફેરફાર થયો નહિ.

**મહારાણી વિકટોરિયાનો ઢંઢેરો**—નવા કારભારનો આરંભ ઇ. સ. ૧૮૫૮ના નવેંબર માસથી થયો અને તે માસની પહેલી તારીખે મહારાણી વિકટોરિયાએ ઢંઢેરો જાહેર કર્યો કે હિંદના રાજાઓને દત્તક લેવા દેવામાં આવશે ને તેમની સાથેના તમામ કરારોને ને સંધિઓને પવિત્ર ગણવામાં આવશે; બ્રિટિશ સરકાર હિંદની અંદર કે હિંદ બહાર રાજ્ય વધારશે નહિ; બ્રિટિશ મહારાજ્યની બીજી પ્રજાઓ પ્રત્યેની જવાબદારી જેટલી જવાબદારી બ્રિટિશ તાજ હિંદની પ્રજાઓ પ્રત્યે ધરાવશે; સર્વ ધર્મો તરફ સહિષ્ણુતા બતાવવામાં આવશે; જમીન ઉપરના તમામ હકોનું રક્ષણ કરવામાં આવશે; નોકરીમાં ભેદભાવ રાખવામાં આવશે નહિ; અમુક અપવાદો સિવાય બધા બંડખોરોને માફી આપવામાં આવશે; દેશમાં ઉદ્યોગ, જાહેર બાંધકામો, કેળવણી, વગેરેને ઉત્તેજન આપવામાં આવશે; અને રાજ્યકારભારમાં માત્ર પ્રજાનું હિત જોવામાં આવશે.

આ ઉદાર વચનો હતાં. અલબત, તેની અસર તાત્કાલિક થઈ. બધાં ઉકળેલાં મગજો શાંત થઈ ગયાં. તેમાંનો કેટલોક ભાગ પાળવામાં પણ આવ્યો છે. ખાસ કરીને રાજાઓને આપેલાં વચનો પળાયાં છે. પણ ઢંઢેરાનાં વચનોને કાયદાના રૂપમાં મૂકવામાં આવ્યાં નથી તેથી તેને આપણા હકોનું પ્રમાણપત્ર ગણી શકાય નહિ, કારણ કે ઢંઢેરો હકપત્ર થાય તે માટે તેને તાજ ને પાર્લમેંટ, બંનેની સંમતિ જોઈએ.

ઢંઢેરામાં જણાવ્યા મુજબ લૉર્ડ કૅનિંગ હિંદુસ્તાનનો પહેલો વાઇસિરૉય થયો.

---

# વિભાગ ૯મો

## અંગ્રેજ અમલદારોનો કારભાર અને હિંદમાં રાષ્ટ્રીય ભાવનાનો ઉદય.

### પ્રકરણ ૧લું. નવા યુગનાં લક્ષણો

**નવા યુગનાં લક્ષણો**—ઇ. સ. ૧૮૫૮થી૧૯૨૦ સુધીના સમયનો આપણા દેશનો ઇતિહાસ બીજા સમયના ઇતિહાસ કરતાં તદ્દન જુદો તરી આવે છે અને દરેક સમયનાં લક્ષણો જેમ આપણે તપાસી ગયા છીએ એમ આ સમયનાં લક્ષણો પણ આપણે તપાસવાની જરૂર છે. (૧) આગળ ઉપર કદિ પણ આપણે નહિ અનુભવેલી સાર્વભૌમ સત્તાની નીચે આપાણું સમસ્ત જીવન આવ્યું. (૨) એકંદર આખા દેશમાં સુલેહ રહી. સાર્વભૌમ સત્તાનો અને રજવાડાંઓનો પરસ્પર સંબંધ આ સમયમાં પદ્ધતિ ઉપર મૂકાયો. "નરેંદ્રમંડળ"ની સ્થાપના તેની સાક્ષી પૂરે છે. (૩) આપણા રાજ્યતંત્રનું એકીકરણ આ કાળમાં અવધિએ પહોંચ્યું. કુલ સત્તા વડી સરકારે પોતાને હસ્તક લીધી પણ ધીમે ધીમે ધારા ઘડવા માટે અને નાણાંના વિષયોમાં પ્રાંતોની સરકારોને ઓછાવત્તા અધિકારો આપવામાં આવ્યા. (૪) આ સમયમાં બધા પરદેશ સાથેના વ્યવહારના વિષયમાં ઇંગ્લંડ, રશિઆ તથા બીજાં યૂરોપ કે એશિઆનાં પ્રથમ પંક્તિનાં રાજ્યોના પરસ્પર સંબંધ પ્રમાણે આપણે વર્તવું પડયું. (૫) આપાણું રાજ્યતંત્ર ઇંગ્લંડના તંત્રને તાબેદાર બન્યું ને ઇંગ્લંડની પાર્લમેંટ આપણા રાજ્યતંત્ર ઉપર અંકુશ રાખી શકી નહિ. (૬) આ સમયમાં કેળવણીના પ્રસારથી દેશના શિક્ષિત વર્ગમાં રાષ્ટ્રીય ભાવનાના અંકુરો ફુટયા. તેથી શિક્ષિત વર્ગ વધારે વગવાળો બન્યો. ઇ. સ. ૧૮૮૫નાં ડિસેંબરમાં રાષ્ટ્રીય મહાસભા પહેલી વાર મુંબઇમાં મળી. મહાસભાદ્વારા આ ભાવના લોકોને ને સરકારને પહોંચી વળી ને રાજ્યતંત્રમાં મહાસભાના વિચારો ગોઠવાતા ગયા. (૭) આપણું તંત્ર પશ્ચિમના નીતિશાસ્ત્રને અનુસરતું થયું. કરપદ્ધતિ,

કેળવણી, ધારાઓ, અધિકારી વર્ગની સત્તાઓ, ધારાસભાઓ, વગેરે દરેક ક્ષેત્રમાં આપણે આપણું પ્રાચીનપણું હવે મૂકતા જઈએ છીએ અને નવીન યુગનાં સૂત્રો આપણી સંસ્કૃતિને અનુકૂળ કરી આપણા જીવનમાં ઓતપ્રોત કરી લઈએ છીએ. ટૂંકામાં, હવે આપણો ઇતિહાસ આખા જગત્‌ના ઇતિહાસ સાથે તલ્લીન થતો જાય છે.

# પ્રકરણ ૨જું

## રાજ્યવ્યવસ્થાનો નવો ઘાટ, ઇ. સ. ૧૮૫૮–૧૮૭૬. કૅનિંગ, એલ્જિન, લૉરેંસ, મેયો ને નૉર્થબ્રૂક.

**નવી રાજ્યવ્યવસ્થા**—બળવા પછીનાં વીસ વર્ષો સુધી બ્રિટિશ અમલદારો આપણી ઢીલી પડેલી રાજ્યવ્યવસ્થાને પદ્ધતિસર કરવામાં ગુંથાયા ને ધારાસભાઓ, કારોબારી મંડળો, અદાલતો, વિદ્યાપીઠો, શાળાઓ, નાણાંનો વિષય, કરપદ્ધતિ, મ્હેસુલ, ખેડુતોના હક્કો, પ્રાંતિક ને સ્થાનિક સરકારોની વ્યવસ્થા, લશ્કર, વગેરે બાબતો ઉપર આ વખતમાં લક્ષ આપવામાં આવ્યું. એ બાબતનો વિચાર આ પહેલા પ્રકરણમાં કરવામાં આવશે.

**લૉર્ડ કૅનિંગ, ઇ. સ. ૧૮૫૮–૧૮૬૨**—લૉર્ડ કૅનિંગ પહેલો વાઇસરૉય થયો.

**ખેડુત વર્ગના હક્કો**—બંગાળામાં લૉર્ડ કૉર્નવૉલિસે કાયમની જમાબંધી દાખલ કરી તે વેળા ખેડુત વર્ગોના હક્કોની પૂરી તપાસ કરવામાં આવી નહોતી. કૅનિંગે તે સવાલને હાથમાં લીધો ને ખેડુતોના હક્કો સંબંધી ઉપયોગી કાયદો પસાર કરાવ્યો. અલબત આ કાયદાથી રૈયતને ઝાઝી રાહત ન મળી પણ પ્રથમના કરતાં તેની સ્થિતિ સુધરી તે તો નિર્વિવાદ છે, ઇ. સ. ૧૮૫૯.

**અદાલતો ને ન્યાયખાતુ**—કૅનિંગના વખતમાં વૉર્રન હેસ્ટિંગ્સના કારભારથી ચાલતી આવતી સદર દિવાની ને ફોજદારી અદાલતોને કમી કરવામાં આવી અને મુંબઈ, મદ્રાસ, ને કલકત્તા ખાતે હાઇ કોર્ટો સ્થાપવામાં આવી. આ વખતે વડી ધારાસભાએ બીજા અગત્યના ધારાઓ નક્કી કર્યાં, જેમકે ફોજદારી કાયદાઓ, પૂરાવાનો કાયદો વગેરે.

**લશ્કર**—બળવાના કડવા અનુભવથી હિંદી લશ્કરમાં ઘણા અગત્યના સુધારાઓ કરવામાં આવ્યા. ઉત્તરમાં દર બે હિન્દી સિપાઇએ એક અંગ્રેજ ને દક્ષિણમાં ત્રણ સિપાઈએ એક અંગ્રેજ, એમ બંનેનું પ્રમાણ નક્કી કરવામાં આવ્યું. હિંદી લશ્કરના અમલદારોની ભરતી ઇંગ્લંડના લશ્કરમાંથી કરવી એમ ઠરાવ થયો. કંપનિના લશ્કરના કેટલાક અમલદારોએ નવા લશ્કરમાં નોકરી લેવા આનાકાની કરી તે વિરોધ "ગોરા સિપાઈઓનો બળવો" કહેવાય છે.

**મોટા હોદ્દાઓ સિવિલિયનો માટે**—મુલ્કી ખાતાના તથા ડાક્તરી ખાતાની મોટી જગ્યાઓ ભરવા માટે ઇંગ્લંડમાં પરીક્ષાઓ લેવાનું ઠર્યું હતું. તેથી ગવર્હનર જનરલ અને ગવર્હનરોની કાઉંસિલોના સભ્યો નીચેના ને ઍસિસ્ટન્ટ કલેક્ટર સુધીના હોદ્દાઓ આ પરીક્ષાનાં પરિણામો પ્રમાણે ભરવા એવો ધારો પાર્લમેંટે પસાર કર્યો. આ ધારાથી ઇંગ્લંડ ન જઈ શકે એવા બાહોશ હિંદી નવજુવાનો દેશની નોકરીના મોટા હોદ્દાઓ ભોગવતા બંધ થઈ ગયા ને કારભાર અંગ્રેજોના હાથમાં જતો રહ્યો. ઇ. સ, ૧૮૬૧.

**વાઇસરૉય ને તેની કાઉન્સિલ**—કૅનિંગના વખતમાં હિંદની નાણાંસ્થિતિને સુધારવા માટે જેઇમ્સ વિલ્સન વડી સરકારના ખજાનચી તરીકે આવ્યો. તેથી વાઇસરૉયની કાઉંસિલમાં ચારને બદલે પાંચ સભ્યો થયા. ઉપરાંત કાઉંસિલનું કામકાજ નક્કી કરવા નિયમ બાંધવાની સત્તા પાર્લમેંટે વાઇસરૉયને આપી. આ કામદાથી કાઉંસિલમાં વાઇસરૉયની સત્તા વધી અને કાઉંસિલના સભ્યો ખાતાના મુખ્ય અધિકારીઓ જેવા બની ગયા.

**ધારાસભાના નવા અધિકારો**—"૧૮૫૮"ના બળવાથી અંગ્રેજોને એમ લાગ્યું કે જો ધારાસભામાં હિંદીઓને દાખલ કર્યા હોત તો કદાચ બળવો થાત નહિ. મર્હુમ સૈયદ અહમદ તથા દેવેન્દ્રનાથ ટાગોર જેવા લાયક હિંદીઓએ માંગણીઓ કરી હતી. વળી જુની ધારાસભાના અધિકારો એક નાની પાર્લમેંટના જેવા હતા તે સરકારને ગમતું નહોતું, તેથી હવે ધારાસભાના બંધારણમાં અગત્યના સુધારાઓ કરવામાં આવ્યા. પહેલાં તો પ્રાંતિક સરકારોને ધારા ઘડવાની સત્તાઓ સુપ્રત કરવામાં આવી. વડી ધારાસભામાં ગવર્નર ઝનરલના કાઉંસિલરો સિવાય છથી ઓછા નહિ અને બારથી વધારે નહિ, એટલા સભ્યો હોવા જોઈએ; તેમાંથી અર્ધો ભાગ વાઈસિરૉયે બે વર્ષ માટે બીનઅમલદારી વર્ગમાંથી નીમવો; નવી ધારાસભાઓ માત્ર ધારાસભાનું કામ-કાજ કરી શકે; પ્રશ્નો પૂછવાનો, ઉપપ્રશ્ન પૂછવાનો, ઠરાવ રજુ કરવાનો, મત આપવાનો, કે એવો પાર્લમેંટનો કોઈ અધિકાર તે ભોગવી શકે નહિ; ને છ માસ માટે કાયદા જેવું કામ કરી શકે એવા ખાસ હુકમો (Ordinances) વાઈસિરૉય પોતે કાઢી શકે; એ આ ધારાનાં બીજાં અંગો હતાં.

**નવા પ્રાંતો**—કલકત્તાની સરકાર ઉપર કામનો ઘણો બોજો રહેતો; તેથી નાગપુર, બરાડ વગેરેને મધ્ય પ્રાંતનું નામ આપી ત્યાં એક ચીફ કમિશનર નીમી વડી સરકારના કામનો બોજો ઓછો કરવામાં આવ્યો. પ્રોમ, પેગુ ને તિનાસરિમના પ્રાંતોને ભેગા કરવામાં આવ્યા. પંજાબનો જુનો કારભાર તોડી ત્યાં લેફ્ટનન્ટ ગવર્નર નીમવામાં આવ્યો ને દિલ્હીના પ્રાંતને પંજાબ સાથે મેળવી દેવામાં આવ્યો. આવી રીતે કેનિંગના વખતમાં નવી પ્રાંતિક સરકારો ઉભા કરવામાં આવી.

**વિદ્યાપિઠો**—કેનિંગના વખતમાં મુંબઈ, મદ્રાસ ને કલકત્તા ખાતે નવાં વિદ્યાપિઠો–Universities–ખોલવામાં આવ્યાં, ને પોલિસ, જેલ્લિ, ફાઇનૅન્સ (નાણાંખાતું), જંગલ, રેલ્વે, નહેર કામો વગેરે માટે જુદી જુદી સમિતિઓ નીમી તેમાં મોટા ફેરફારો કરવામાં આવ્યા; ખાસ કરીને પોલીસ ને જેલ્લ ખાતામાં.

**ખજાનચી વિલ્સન**—નવા ખજાનચી વિલ્સને પોતાના ખાતામાં અગત્યના ફેરફારો કર્યા. તેણે દેવું પતાવવા માટે આયપતવેરાની કરપદ્ધતિ અંદાજપત્રમાં દાખલ કરી, કરકસર કરી ઘણા નકામા ખર્ચો કાઢી નાંખ્યા, ચા વગેરેની નિકાસ ઉપરના કરો કાઢી દસ ટકાની જગાત દાખલ કરી, ચલણી નોટો ઘુસાડી ને પહેલીવાર અંદાજપત્ર તૈયાર કરી ધારાસભા સમક્ષ મૂક્યું. અંદાજપત્ર ધારાસભા જોઈ શકે એ માનનીય સૂત્રનો ઉત્પાદક વિલ્સન હતો. વિલ્સનના કેટલાક સુધારાથી આપણા ઉદ્યોગોને હાનિ થઈ, એ ભૂલવું જોઈએ નહિ.



લૉર્ડ કૅનિંગ

**કૅનિંગનો કારભાર**—કૅનિંગ ઇ. સ. ૧૮૬૨માં સ્વદેશ ગયો. તેનામાં વેલેસ્લી કે ડેલહાઉસિ જેવી આવડત નહોતી, પણ તેનું હૃદય પવિત્ર હતું, તેથી હજુ પણ લોકો તેના કારભારની મુક્તકંઠે પ્રશંસા કરે છે. તેના કારભાર દરમ્યાન આપણા રાજ્યતંત્રનાં મુખ્ય અંગોને સજીવન કરવામાં આવ્યાં અને બીજાં વિષે વિચારો કરવામાં આવ્યા.

**લૉર્ડ એલ્ગિન**—કૅનિંગ પછી લૉર્ડ એલ્ગિનની નીમણૂક થઈ પણ તે હિંદ આવ્યા પછી તુરત મરી ગયો, ઇ. સ. ૧૮૬૩.

**વહાબીઓ, લૉરેન્સ**—એલ્ગિનના વખતમાં વાયવ્ય સરહદ ઉપર વહાબી મુસલમાનો તોફાને ચઢયા અને તેમની સાથે બળવામાં નારાજ થએલા હિંદના મુસલમાનો ભળ્યા. સરકારને આ તોફાનથી મોટી ધાસ્તી લાગી, તેથી વાયવ્ય (હવે સંયુક્ત) પ્રાંતો, પંજાબ અને સરહદની સ્થિતિના માહીતગાર સર જૉન લૉરેન્સને વાઇસિરોય નીમવામાં આવ્યો.

**ભૂતાન**—ભૂતાનના રાજા અને અંગ્રેજો વચ્ચે સરહદ માટે ઘણા વખત થયાં મતભેદ ચાલતો હતો તેથી ભૂતાન પાસેથી લૉરેન્સે પૂર્વદ્વાર અને બીજાં નાનાં પરગણાં મેળવ્યાં અને સંધિ કરી, ઇ. સ. ૧૮૬૬

**અફઘાનીસ્તાન**—કાબુલનો અમીર દોસ્ત મહમ્મદ મરી ગયો. તેના પુત્ર શેર અલીને એક હરીફે પદભ્રષ્ટ કર્યો તેથી તેણે અંગ્રેજોની મદદ માંગી. લૉરેન્સે ના પાડી. લૉરેન્સ એવા મતનોં હતો કે બનતાં સુધી કાબુલમાં જે રાજ્યસત્તા હોય તે તરફ આપણે મિત્રભાવ રાખવો અને અફઘાનીસ્તાનના રાજબદલામાં હાથ નાંખવો નહિ. આ વિચારો એકંદરે માન્ય થઈ પડ્યા અને તે પ્રમાણે ઇંગ્લંડની સરકાર ઠેઠ ઇ. સ. ૧૯૧૯ની સાલ સુધી વર્તી.

**દુષ્કાળ. સુધરાઈ. મ્હેસુલ. આરોગ્યખાતું**—લૉરેન્સના વખતમાં આરોગ્યખાતું ખોલવામાં આવ્યું. લૉરેન્સે મ્યુનિસિપલિટિ અથવા સુધરાઇ સંબંધી એક ઠરાવ બહાર પાડયો કે સુધરાઈના કારભાર માટે પ્રાંતની સરકારો ગમે તે શહેરમાં કે ગામમાં સમિતિઓ નીમી શકે અને તેમની ભલામણો પ્રમાણે ગામનું કે શહેરનું મ્હેસુલ વધારી શકે. સંયુક્ત પ્રાંતોના ને પંજાબના ખેડુતોના હક્કો નક્કી કરવામાં આવ્યા ને ખેડુતોના મોટા ભાગને માલીકીના અધિકારો આપવામાં આવ્યા. ૧૮૬૫માં ઓરિસ્સામાં વર્ષાદ ન થયો, ઇ.સ. ૧૮૬૬નું વર્ષ ભીન થયું ને ઘણા લોકો ભુખથી મરી ગયા, તેથી તપાસ કરવા લૉરેન્સે એક સમિતિ નીમી. તેના રિપોર્ટમાં નહેરો બાંધવા માટે એક જુદા ખાતાની વ્યવસ્થા કરવાની ભલામણ કરવામાં આવી. લૉરેન્સે આ ભલામણો મુજબ દરેક પ્રાંતમાં ઇરિગેશન ઇન્જીનિઅરો નીમ્યા ને રેલવેઓનાં સાધનો વધાર્યાં.

**નાણાંની સ્થિતિ**—સને ૧૮૬૫-૬૭માં અમેરિકામાં લડાઈ ચાલતી હતી તેથી હિંદમાં કપાસની તેજી થઈ ગઈ અને મુંબઈ ઈલાકાના પ્રેમચંદ રાયચંદ જેવા ચાલાક ને બુદ્ધિશાળી વેપારીઓ ને ખેડુતો ન્યાલ થઈ ગયા, પણ લડાઈ બંધ થતાં નાણાંબજારમાં એકદમ મંદી આવી ગઈ તેથી ઘણા વેપારીઓ બેસી પણ ગયા.

**લૉરેન્સનો કારભાર**—લૉરેન્સને કર વધારવાનું ગમતું નહિ ને ઈંગ્લંડના વેપારીઓ હિંદના વેપારીઓને ભોગે ન્યાલ થઈ જાય તે તેને ગમતું નહિ. તેના વખતમાં ઘણા સારા ધારાઓ ઘડવામાં આવ્યા. લૉરેન્સ ઇ. સ. ૧૮૬૯માં ઈંગ્લંડ ગયો. તે ઉદ્યમી, સાદો, નિઃસ્પૃહી અને ધર્મચુસ્ત હતો. તેના કારભારમાં ખર્ચ ઓછું થયું. લોકો ઉપરનો કરનો બોજો ઘટયો, દેશમાં વેપારરોજગાર સારા પાયા ઉપર આવ્યા, પોસ્ટ ને તારના દરો ઘટયા, તથા નાના અમલદારોના પગારમાં વધારો કરવામાં આવ્યો.

**લૉર્ડ મેયો, ઇ. સ. ૧૮૬૯-૧૮૭૨**—લૉર્ડ મેયો "કૉન્ઝર્વેટિવ" પક્ષનો હતો. હિંદ આવ્યો ત્યારે તે ૪૬ વર્ષનો હતો. તેના વખતમાં આપણા રાજ્યતંત્રમાં કેટલાક અગત્યના સુધારાઓ કરવામાં આવ્યા.

**સરહદની વ્યવસ્થા**—આપણી પૂર્વ ને પશ્ચિમ સરહદો ઉપર મેયોએ કાયમનાં થાણાંઓ સ્થાપ્યાં. તે એમ કહેતો હતો કે પઠાણો ને લુશઈઓના પ્રદેશોમાં રસ્તાઓ બાંધી સંસ્કૃતિનાં બીજો રોપવાં જોઈએ. તેણે ઈરાન, કિલાત, બોખારા ને ખીવાના રાજ્યકર્તાઓ સાથે મિત્રતા કરી. ખાસ કરીને કિલાતમાં તેણે બ્રિટિશ વગ વધારી. પરિણામે કાબુલનો અમીર શેરઅલી ગભરાયો. તેથી ઇ. સ. ૧૮૬૯માં અંબાલા મુકામે શેર અલી ને મેયો રૂબરૂ મળ્યા. શેર અલીએ બ્રિટિશ મદદ માંગી પણ મેયોએ તે મદદ આપવા ના પાડી.

**ખેતી, બાંધકામ, કેળવણી**—મેયોનો વિચાર ખેતી માટે એક ખાતું જ ઉઘાડવાનો હતો પણ ઇંગ્લંડથી તેની ના આવી. મેયોએ ઘણાં

ખર્ચાળુ બાંધકામો બંધ કરાવ્યાં. જો નફો થાય તો જ રેલવેઓ ખોલવી, નહિતર નહિ, એ મેયોનું સૂત્ર હજુ પણ માન્ય થવું જોઈએ. મેયોના વખતમાં આપણું વસતિપત્રક લેવામાં આવ્યું ને કેટલાક અગત્યના કાયદાઓ કરવામાં આવ્યા. ઇ. સ. ૧૮૬૯–૭૦માં મહારાણી વિકટોરિઆનો પુત્ર ડયૂક ઑવ્ એડિનબરો અથવા પ્રિંસ આલફ્રેડ હિંદમાં આવ્યો. મેયોએ મીઠાના કરમાં ને આયપતવેરામાં વધારો કર્યો તેથી મધ્યમ ને ગરીબ લોકોને બોજો વધ્યો.

## પ્રાંતિક સરકારોને આપવામાં આવેલા નવા અધિકારો.

**ઇ. સ. ૧૮૭૦**—લૉર્ડ મેયોના વખતમાં વડી સરકાર અને પ્રાંતિક સરકારો વચ્ચે નાણાંના વિષયના સંબંધમાં અગત્યના ફેરફારો કરવામાં આવ્યા. અત્યાર સુધી હિંદની ખરી ત્રિજુરી વડી સરકારના હાથમાં હતી. પ્રાંતિક સરકારો કર વસુલ કરી વડી સરકારની ત્રિજુરીમાં જમા કરાવે; દર વર્ષે પ્રાંતિક સરકારની જરૂરીઆત જોઈ સગવડ પ્રમાણે વડી સરકાર નાણાં આપે; નાણાંનો ઉપયોગ વડી સરકારના કહ્યા મુજબ પ્રાંતિક સરકારો કરે; કોઈ નાનામાં નાની નવી જગ્યા પ્રાંતિક સરકાર વડી સરકારની પરવાનગી સિવાય કાઢી શકે નહિ; અને કોઈ નવી મદદ જોઈતી હોય અથવા કોઈ નવો કર નાંખવો હોય તો વડી સરકારની સંમતિ વિના પ્રાંતોની સરકારો કાંઈ કરી શકે નહિ; એવી પ્રથા ઇ સ. ૧૮૩૩ના પટ્ટાના કાળથી ચાલતી આવતી હતી. એનું પરિણામ એ આવ્યું કે પ્રાંતિક સરકારો તદ્દન પરવશ બની ગઈ, વહીવટ કરવામાં કરકસર ભૂલી ગઈ અને જેમ બને તેમ વડી સરકાર પાસે વિશેષ માંગણી કરવી, એવી ખરાબ પ્રથા શરૂ થઈ. પ્રાંતો વચ્ચે પરસ્પર અનિચ્છનીય સ્પર્ધાઓ થવા લાગી. આ સ્થિતિ સુધારવા મેયોએ પોતાને હાથે લખેલો ઠરાવ ઇ. સ. ૧૮૭૦માં બહાર પાડયો. આ યોજનાને અંગ્રેજીમાં Decentralization અથવા Devolution કહે છે. અહિં આ ઠરાવના મુખ્ય મુદ્દાઓ આપવામાં આવ્યા છેઃ–કેળવણી, જેઇલ, પોલિસ, વૈદક, છાપખાનાં, બાંધકામ, અને રજિસ્ટ્રેશન (નોંધણી) ખાતાંઓ પ્રાંતિક સરકારોએ સંભાળવાં; તેમનાં ખર્ચો માટે વડી સરકાર છેલ્લા પાંચ વર્ષની રકમની સરાસરી પ્રમાણે પ્રાંતિક

સરકારોને નાણાં આપે; આપેલી રકમમાંથી પ્રાંતોની સરકારો સુપ્રત કરેલાં ખાતાંઓ માટે પોતાની મરજી મુજબ ખર્ચ કરે; દરેક પ્રાંત નોખું અંદાજપત્ર બનાવે; રૂ. ૨૫૦ના માસિક પગારથી વધારે પગારવાળી નવી જગ્યા અથવા તેવી જગ્યા માટે નવી બઢતી પ્રાંતિક સરકારો વડી સરકારની સંમતિ વિના આપી શકે નહિ; આપેલી રકમ જો ચાલુ વર્ષમાં ન ખર્ચાય તો બીજે વર્ષે ખર્ચી શકાય; એ આ ઠરાવના મુખ્ય મુદ્દાઓ હતા. આ ઠરાવથી આગળની સ્થિતિમાં સુધારો થયો. પણ સુપ્રત ખાતાંઓનું ઉત્પન્ન ઓછું હોવાથી ને તેમનું ખર્ચ રોજ વધતું જવાથી, વડી સરકાર ઉપરની માંગણીઓ તો ચાલુ રહી; વળી ઉત્પન્ન થાય તેવાં ખાતાંઓ વડી સરકારે રાખ્યાં. પ્રાંતની સરકાર સ્થાનિક વેરામાં વધારો કરવાની છૂટનો ઉપયોગ કરવા લાગી ને કરકસરને અભાવે લોકોને કરનો બોજો વધી પડયો. પણ પ્રાંતોને સ્વતંત્રતા આપવાની દિશામાં આ ઠરાવ અગત્ય સ્થાન ધરાવે છે, કારણ કે નાણાંની સ્વતંત્રતા સિવાય વહિવટમાં સ્વતંત્રતા આવી શકે નહિ.

**લૉર્ડ મેયોનું ખુન**—આંદમાન ટાપુ ઉપર ૨૦,૦૦૦ માણસો વસતાં હતાં અને તેમાંનાં ઘણાંખરાં જન્મકેદીઓ હતાં. એ ટાપુઓના કારભારમાં કેટલાક સુધારાઓ કરવાની જરૂર હતી, તેથી મેયો પોતે ત્યાં ગયો. પણ એક સાંજરે જ્યારે તે કિનારા ઉપરથી બોટમાં બેસવા જતો હતો ત્યારે પાછળની ઝાડની ઘટામાંથી એક ઝનુની પઠાણે તેનું ખુન કર્યું, ઇ. સ. ૧૮૭૨.

**મેયોનો કારભાર**—લૉર્ડ મેયો મુત્સદ્દી, દિલસોઝ અને નિઃસ્પૃહી વાઇસરૉય થઈ ગયો. દરેક નજીવી બાબત વિષે તે ઝીણવટથી વિચાર કરતો. લૉર્ડ કર્ઝનની માફક આખા દેશની પરિસ્થિતિ નજરોનજર જોવા તે હરહમેશ આતુર રહેતો.

**ઇન્ડિઆ કાઉંસિલ**—મેયોના વખતમાં ઇન્ડિઆ કાઉન્સિલના સભ્યોના હોદ્દાની મુદ્દત પાર્લમેંટે દસ વર્ષની કરી ને કાઉંસિલમાં નીમણૂક

કરવાની સત્તા સેક્રેટરિને આપી. આ સુધારાઓથી કાઉંસિલના સભ્યોની સ્વતંત્રા ઘટી ને સેક્રેટરિ સ્વતંત્ર બન્યો. ઈ. સ. ૧૮૭૦.

**સ્ટેચ્યુટરિ સિવ્હિલિઅન**—મોટા મોટા હોદ્દાઓ અંગ્રેજોના હાથમાં જતા તેથી દેશના નવયુવકો ફરિયાદ કરતા હતા. એ કારણથી ઈ. સ. ૧૮૭૦ના ધારામાં એક એવી કલમ મૂકવામાં આવી કે પરીક્ષા ન આપેલી હોય તો પણ લાયકાત ધરાવતા હોય તેવા હિંદી ઉમેદવારોને હિંદની સરકારે કરેલા નિયમો પ્રમાણે સિવ્હિલ સર્વિસમાં નીમવા. આ નિયમ પ્રમાણે જે હિંદીઓ સિવ્હિલ સર્વિસમાં દાખલ થયા તેમને Statutory Civilians એટલે પરીક્ષાના પરિણામ ઉપર નહિ પણ ધારાને લઇને દાખલ થએલા સિવ્હિલિઅનોનું નામ આપવામાં આવ્યું.

**લૉર્ડ નૉર્થબ્રૂક, ઇ. સ. ૧૮૭૨–૧૮૭૬**—લૉર્ડ મેયોના મરણ પછી લૉર્ડ નૉર્થબ્રૂક વાઇસરૉય તરીકે આવ્યો. તેના વખતમાં બળવા પછીનો કારભાર પરાકાષ્ટાએ પહોંચ્યો. તે સ્વભાવે સરલ હતો ને તેના વિચારો "લિબરલ" પક્ષના હતા. નાણાંના વિષયનું તેનું જ્ઞાન સારૂં હતું. તેનો મિજાજ સ્વતંત્ર હતો અને જો મુખ્ય મુદ્દાઓ ઉપર કોઈ મતભેદ માલુમ પડે તો તુરત પોતાના હોદ્દાની દરકાર રાખ્યા વગર તે એકદમ રાજીનામું આપે એવો હતો. નૉર્થબ્રૂકને કોલાહલ જરાય ન ગમતો. તેની એવી માન્યતા હતી કે ઈ. સ. ૧૮૫૮ પછી હિંદમાં ઘણા નવા ધારાઓ ઘડાયા હતા અને લોકો ઉપર ઘણા નવા કરો નંખાયા હતા, તેથી થોડાં વર્ષો માટે દેશમાં શાંતિની જરૂર છે; પરદેશો સાથેના વ્યવહારમાં અને પ્રજા સાથેના સંબંધમાં બ્રિટિશ સરકાર હમેશાં ઉદાસીનતા રાખે તો હિંદના લોકો ઇંગ્લંડના તંત્રથી પ્રસન્ન રહે, એવી તેની દૃઢ માન્યતા હતી. આ સૂત્રો અનુસાર નૉર્થબ્રૂકે આયપતવેરો કાઢી નાંખ્યો ને મીઠા ઉપરનો કર એકસરખો કર્યો.

**અફઘાનીસ્તાન**—કાબુલના અમીર શેર અલીએ પોતાના વકીલને હિંદ મોકલ્યો. પણ નૉર્થબ્રૂકે તેને ચોખ્ખું કહી દીધું કે હિન્દી સરકાર

તરફથી અમીરને મદદ મળી શકશે નહિ. આ વખતે શેર અલીએ રશિઆના વકીલને કાબુલ રહેવા પરવાનગી આપી. દરમ્યાન ઈંગ્લંડમાં લિબરલ પ્રધાન મિ. ગ્લૅડસ્ટને રાજીનામું આપ્યું ને ડિઝરાયલિ મુખ્ય પ્રધાન બન્યો. યૂરોપમાં ને એશિઆમાં રશિઆની સત્તા નબળી કરવી એ આ નવા પ્રધાનમંડળનો હેતુ હતો. તેથી કાબુલના અમીર ઉપર દબાણ કરવામાં આવ્યું.

**મલ્હારરાવ ગાયકવાડ પદભ્રષ્ટ**—વડોદરામાં મલ્હારરાવ ગાયકવાડ ઉપર રેસિડંટને ઝેર દેવાના આરોપસર કામ ચલાવવામાં આવ્યું. કામ ચલાવનાર કમિશનના હિન્દી સભ્યોએ આરોપીની નિર્દોષતા જાહેર કરી; અંગ્રેજ સભ્યોએ ગુન્હેગારી ઠરાવી, તેથી ખરાબ કારભાર ચલાવવાના કારણસર મલ્હારરાવ ગાયકવાડને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. ખંડેરાવ ગાયકવાડની વિધવા મહારાણી જમનાબાઈએ પિલાજી ગાયકવાડના વંશજ ગોપાળરાવ નામના બાળકને દત્તક લઈ તેને ગાદી અપાવી. અત્યારે તે મહારાજા સયાજીરાવ ગાયકવાડ તરીકે રાજ્ય કરે છે.

**પ્રિંસની મુલાકાત, દુષ્કાળ વગેરે**—નૉર્થબ્રૂકના વખતમાં પ્રિંસ ઑવ વેલ્સ હિંદ આવ્યો. અયોધ્યા, બંગાળા ને બિહાર પ્રાંતોમાં ઇ. સ. ૧૮૭૩ની સાલમાં મ્હોટો દુષ્કાળ પડ્યો. નૉર્થબ્રૂકે ઘણી સંભાળ લીધી ને પૈસાની દરકાર રાખ્યા સિવાય માણસોને ભુખમરાથી બચાવ્યા.

**રાજીનામું, ઇ. સ. ૧૮૭૬**—ઈંગ્લંડથી હિંદી સેક્રેટરીએ નૉર્થબ્રૂકને હિંદમાં આવતા ઇંગ્લંડના કાપડ ઉપરની પાંચ ટકાની જગાત કાઢી નાંખવા આજ્ઞા કરી ને કાબુલના અમીર ઉપર દબાણ કરવા કહેવરાવ્યું પણ નૉર્થબ્રૂકે ના પાડી અને પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું. તે એમ માનતો હતો કે વાઇસરૉય ને તેના કાઉંસિલરો કાંઈ ઈંગ્લંડના મંત્રિમંડળના તાબેદાર અમલદારો નથી પણ એક મોટા દેશના કારભારીઓ છે અને તે પ્રમાણે તેમને સ્વતંત્રતા મળવી જોઈએ.

# પ્રકરણ ૩જું

## લૉર્ડ લિટ્ન. ઇ. સ. ૧૮૭૬–૧૮૮૦.

**લૉર્ડ લિટ્ન**—લૉર્ડ નૉર્થબ્રુક પછી લિસ્બન મુકામે રહેતો બ્રિટિશ પ્રતિનિધિ લૉર્ડ લિટ્ન વાઇસરૉય થયો. તે વેલેસ્લીના જેવો મિથ્યાભિમાની, ડેલ્હાઉસિના જેવો આપખુદ અને એલનબરોના જેવો શેખચલ્લી હતો. તેનામાં ઝાઝી આવડત નહોતી. લિટ્નને હિંદ મોકલવામાં મુખ્ય બે હેતુઓ હતા; એક તો અફ્ઘાન અમીર ઉપર દબાણ લાવવું અને બીજું, મૅંચેસ્ટરના કાપડ ઉપરની પાંચ ટકાની જગાત કાઢી નાંખવી. આ બંને હેતુઓ પાર પડયા, પણ એકથી અફ્ઘાનો સાથે વિગ્રહ થયો અને બીજાથી હિંદના લોકોમાં મોટો અસંતોષ વ્યાપ્યો.

**બીજો અફ્ઘાન વિગ્રહ**—લિટ્ને હિંદ આવ્યા પછી તુરત અફ્ઘાન પ્રકરણ હાથમાં લીધું. તેના ત્રણ કાઉંસિલરો તેનાથી વાટાઘાટથી વિરુદ્ધ હતા, છતાં સિંધ ને કંદહાર વચ્ચેના રસ્તાઓ સુધારવા માંડયા. કિલાટ મુકામે તાર લગાડયા, કાશ્મીર ને અફ્ઘાનીસ્તાનની સરહદ ઉપર થાણું નાંખ્યું, અને સરહદના સરદારો સાથે ખટપટો કરવા માંડી. પરિણામે અમીરને લિટ્ન ઉપર ઘણો ગુસ્સો ચઢયો. ઇ. સ. ૧૮૭૭માં રશિઆએ તુર્કી વિરુદ્ધ લડાઇ જાહેર કરી. ઇંગ્લંડે તુર્કીનો પક્ષ લીધો ને માલ્ટા મુકામે રશિઆને ડર આપવા હિંદી લશ્કર ઉતાર્યું. રશિઆએ સામો ઘા કરવા કાબુલ મુકામે એક પ્રતિનિધિ મોકલ્યો ને અફ્ઘાન સરહદ ઉપર લશ્કરની આવજા થવા માંડી. લિટ્ને એકદમ તકનો લાભ લીધો ને એક અંગ્રેજને કાબુલ જવા આજ્ઞા કરી. કાબુલના અમીરે તેને પોતાની હદમાં આવતો અટકાવ્યો એટલે લડાઇ જાહેર કરવામાં આવી, ઇ. સ. ૧૮૭૮.

હિંદી લશ્કરે ખાઇબરનો ઘાટ, કુરમની ખીણ, પિશિન, સીબી ને કંદહાર લીધાં. અમીર શેર અલી નાસી ગયો ને મરણ પામ્યો. તેના દીકરા

અમીર યાકુબખાંએ ગંડામક મુકામે કરાર કર્યો કે પિશિન અને સીબીના પ્રાંતો હિંદને આપવા, હિંદથી એક પ્રતિનિધિ કાબુલ રહે, ઇંગ્લંડના મત મુજબ પોતે પરરાજ્યો સાથે વ્યવહાર રાખે; હિંદી સરકાર ખાઇબર અને કુરૅમના પ્રદેશોના લોકો ઉપર દેખરેખ રાખે ને અમીરને રૂ. ૬ લાખનું વર્ષાસન આપે. આ કરાર પ્રમાણે લિટ્ટને એક અમલદારને પ્રતિનિધિ તરીકે કાબુલ મોકલ્યો. પણ હિરાતના લસ્કરે બળવો કર્યો ને કાબુલ મુકામે પ્રતિનિધિ ને તેની સાથેનાં માણસોનાં ખુન થયાં, તેથી ફરીથી હિંદી લસ્કરે કંદહાર ને કાબુલ સર કર્યાં ને જનરલ રૉબર્ટ્સે અફ્ઘાનીસ્તાનનો કારભાર હાથમાં લીધો. પણ અફ્ઘાનો તોફાને ચઢ્યા તેથી યાકુબખાં હિંદ આવ્યો. દરમ્યાન શેર અલીનો ભત્રીજો અબ્દુર્રહમાન રશિઆના રક્ષણ નીચે રહેતો હતો તે કાબુલ આવ્યો ને હિંદી સરકારને પોતાના પક્ષમાં લઈ અમીર થયો. આ મુદ્દતમાં ઇંગ્લંડના લોકો ડિઝ્રાયલિના કારભારથી કંટાળી ગયા હતા તેથી ગ્લૅડ્સ્ટન ફરીથી મુખ્ય પ્રધાન થયો. લિટ્ટન પણ સ્વદેશ ગયો ને લૉર્ડ રિપન વાઇસરૉય થઇ હિંદ આવ્યો. તેણે અફ્ઘાન વિગ્રહનો અંત આણ્યો. શેર અલીના દીકરા અયૂબખાને હિંદી લસ્કરને મેવંદ આગળ હરાવી કંદહાર લીધું હતું. રૉબર્ટ્સે તે શહેર પાછું લીધું અયૂબખાંને હરાવ્યો ને કંદહાર નવા અમીરને સુપ્રત કરવામાં આવ્યું. તે પછી અમીર અબ્દુર્રહમાને આખા દેશમાં પોતાનો અમલ બેસાર્યો. આવી રીતે બીજો અફ્ઘાન વિગ્રહ સમાપ્ત થયો. રિપને કરેલા નવા કરારને આપણે તેના કારભારમાં તપાસીશું, ઇ. સ. ૧૮૮૦.

**અફ્ઘાન પ્રકરણમાં લિટ્ટનની ભૂલો**—લિટ્ટને અફ્ઘાન પ્રકરણને ઘણું જ બગાડી નાંખ્યું. ડિઝ્રાયલિએ તેને એવો હુકમ કર્યો હતો કે બ્રિટિશ એલચીને કંદહાર થઇને કાબુલ મોકલવો; પણ લિટ્ટને તેને ખાઇબર ઘાટમાં થઇને મોકલ્યો. ઇંગ્લંડથી રાહ જોવાની આજ્ઞા આવી હતી તેનો લિટ્ટને અનાદર કર્યો. અફ્ઘાન વિગ્રહ માટે લિટ્ટન પોતે જવાબદાર હતો.* સિંધુ

* બકલ (Buckle) કૃત ડિઝ્રાયલિ અથવા લૉર્ડ બીકન્સફીલ્ડના જીવનચરિત ઉપરથી આ અભિપ્રાય લેવામાં આવ્યો છે.

નદીની પેલી પારના પર્વતો સુધી હિંદની હદ આવે તો આપણું રક્ષણ થઈ શકે એવી તેની ભૂલભરેલી માન્યતા હતી.

**કૈસર-ઈ-હિંદ**—ઇ. સ. ૧૮૭૬માં ઈંગ્લંડની પાર્લમેંટે મહારાણી વિકટોરિઆને કૈસર-ઈ-હિંદનો ખિતાબ ધારણ કરવાની પરવાનગી આપી તેથી ઇ. સ. ૧૮૭૮ના નવા વર્ષના પ્રથમ દિવસે દિલ્હી મુકામે ભવ્ય દરબારમાં લિટ્ટને જાહેર કર્યું કે મહારાણી વિકટોરિઆ કૈસર-ઈ-હિંદ થયાં છે.

**ચોત્રીસો દુષ્કાળ**—ઇ. સ. ૧૮૭૬માં પડેલા દુષ્કાળને આપણા પ્રાંતના કેટલાક ભાગના લોકો "ચોત્રીસો" કહે છે. તે પછીના વર્ષે-ઇ. સ. ૧૮૭૭માં-અતિવૃષ્ટિ થઈ; સાથે કોલેરા, શીતળા, તાવ, વગેરે ભયંકર રોગો ફાટી નીકળ્યા તેથી ઘણાં માણસો મરી ગયાં. લિટ્ટને દુષ્કાળ કમિશન નીમ્યું. તે કમિશનનો રિપોર્ટ હજુ પણ ઘણો ઉપયોગી છે. તેની એક ભલામણ મુજબ રૂ. ૧॥ કરોડનું દુષ્કાળનિવારણ ભંડોળ ખોલવામાં આવ્યું અને તેમાંથી ખેતી વધે અથવા દુષ્કાળનાં દુઃખો ટળે એવાં નહેરકામો અથવા રેલવેકામો બાંધવાં એવો ઠરાવ કરવામાં આવ્યો.

**પ્રાંતોની વધારેલી સત્તાઓ**—આ વખતે વડી સરકારે પ્રાંતોની સરકારોને મેયોના વખતમાં સુપ્રત કરેલાં ખાતાંઓ ઉપરાંત મ્હેસુલ, આબકારી, સ્ટૅંપ, સ્ટેશનરિ, ન્યાયખાતું અને સામાન્ય વહિવટ (General Administration) એટલાં વધારે ખાતાંઓનો કારભાર સુપ્રત કર્યો ને તેમના નિભાવ માટે આબકારી, સ્ટૅંપ, ન્યાયખાતું ને આયપતવેરો, તેમનાં ઉત્પન્નમાં અમુક હિસ્સો આપ્યો. આ કરારો પાંચ વર્ષ માટે કરવામાં આવ્યા, ઇ.સ. ૧૮૭૭.

**કરપદ્ધતિ**—ઉપર જણાવ્યું તેમ લિટ્ટને હિંદમાં આવતા માલ ઉપરની જગાતમાં મોટા ફેરફારો કર્યા. પરિણામે હિંદુસ્તાન અને પરદેશ વચ્ચેનો વ્યાપાર નિરંકુશ થયો ને પરદેશી વેપારીઓ ફાવી ગયા.

**છાપખાનાં ને વર્તમાનપત્રો ઉપર અંકુશ**—લોકો સરકારની ટીકા કરતા હતા તેથી બંગાળાની સરકારે અંગ્રેજીમાં ન છપાતાં હોય તેવાં

વર્તમાનપત્રો ને તેમને છાપતાં છાપખાનાંઓ ઉપર અંકુશ મૂકવાની સૂચના કરી. લિટ્ટને તુરત તે સૂચનાને સ્વીકારી લીધી અને ઇ. સ. ૧૮૭૮ની ધારાસભામાં અંકુશ મૂકનારો કાયદો પસાર કરાવ્યો. આ ધારાનો માત્ર એક વાર ઉપયોગ કરવામાં આવ્યો હતો. રિપને તેને રદ કર્યો. પણ તેથી દેશમાં મોટો કોલાહલ થઈ પડયો ને લિટ્ટનનો કારભાર ઘણો અણમાનીતો થઈ ગયો.

**સ્ટેચ્યુટરિ સિવિલિયન**—હિંદના નવજુવાનોને મોટી પાયરીઓ ઉપર નીમવામાં આવતા નહિ તેથી ઇ. સ. ૧૮૭૯માં એવો નિયમ બહાર પડયો કે હિંદી સરકારની સંમતિથી પ્રાંતિક સરકારે નિયુક્ત કરેલા ગમે તે યુવકો માટે civil service સનદી નોકરીની જગ્યાઓનો પાંચમો ભાગ રાખવો, પણ ઇ. સ. ૧૮૮૬માં જુદી વ્યવસ્થા કરવામાં આવી તેથી આ નિયમનો બહુ અમલ થયો નહિ.

**લિટ્ટનના કારભારની સમીક્ષા**—લિટ્ટનનો કારભાર લોકોને આકરો પડી ગયો; દેશનાં રજવાડાં પ્રત્યે લિટ્ટનની નજર બહુ કરડી હતી. તેનો એવો વિચાર હતો કે સિંધ, બલુચીસ્તાન, ખાઇબિરઘાટ ને કુર્રમની ખીણ વચ્ચેના બધા પ્રદેશોનો એક નવો પ્રાંત બનાવી તેને હિંદી સરકારના અંકુશ તળે મૂકવો. આ યોજના તદ્દન ગેરવ્યાજબી હતી. મોટા અમલદારો લિટ્ટનને ચાહતા નહોતા. શિક્ષિત વર્ગની મહત્ત્વાકાંક્ષાઓ માટે તેને સહાનુભૂતિ નહોતી. તેનો કારભાર આપખુદ હતો. પરિણામે દેશમાં ઘણો અસંતોષ વ્યાપી રહ્યો અને પાંચ વર્ષ પછી મહાસભા–કૉંગ્રેસ–ઉભી થઈ.

## પ્રકરણ ૪થું

## સહાનુભૂતિ અને વિશ્વાસ, લૉર્ડ રિપન, ઇ. સ. ૧૮૮૦–૧૮૮૪

**લૉર્ડ રિપન**—લૉર્ડ રિપન "લિબરલ" પક્ષનો હતો. તેનામાં કારભાર કરવાની ઝાઝી શક્તિ નહોતી; તેમ તે ડેલહાઉસિ જેવો સમર્થ નહોતો. પણ



લૉર્ડ રિપન

તે પવિત્ર હૃદયવાળો હતો. તેનો કારભાર ઘણો વખણાઈ ગયો છે, કારણ કે હિન્દીઓની આકાંક્ષાઓ માટે તેને સહાનુભૂતિ હતી. હિન્દનું હિત એજ ઈંગ્લંડના અમલનો મુખ્ય હેતુ હોવો જોઇએ તે સૂત્ર તેણે હંમેશાં પોતાના કારભારસન્મુખ રાખ્યું હતું. દેશના તંત્રની મુખ્ય સંસ્થાઓમાં તેના કારભારમાં કોઇ ફેરફારો થયા નહિ; તેમ લોકોની સ્થિતિ સુધારવા માટે ઝાઝા પ્રયત્નો કરવામાં આવ્યા નહિ. પણ તેના દરેક કામનું મુખ્ય લક્ષણ એ હતું કે રાજ્યતંત્રમાં હિંદીઓની મદદ વધારે લેવી. શિક્ષિત વર્ગ હિંદની પ્રજાઓનો પ્રતિનિધિવર્ગ છે અને તેમના મત મુજબ ઇંગ્લંડે રાજ્ય કરવું જોઈએ, એ ઉપયોગી શિક્ષામંત્ર તેણે પોતાના અનુયાયીઓને આપ્યો. તેણે ઇ. સ. ૧૯૦૯માં વૃદ્ધ ઉંમરે એક હિંદીને વાઇસરૉયની કાઉંસિલમાં દાખલ કરવામાં વિરોધ બતાવ્યો હતો. એ લૉર્ડ મોર્લેનાં "સ્મરણો"ના* બીજા વિભાગમાં જણાવવામાં આવ્યું છે. તે ઉપરથી જણાય છે કે રિપનના વિચારો જરા પણ ઉદ્દામ નહોતા ને ઇંગ્લંડે શિક્ષિત વર્ગને નમતું આપવું જોઈએ એ સિદ્ધાંતને વ્યવહારમાં મૂકવામાં તે ઈંગ્લંડના રાજ્યને જોખમમાં મૂકવા માંગતો નહોતો. રિપને અમીરને કંદહાર પાછું આપ્યું અને પિશિન ને સીબીના એ પ્રાંતો હિંદ સાથે જોડી દીધા. પણ કાબુલમાં અંગ્રેજ પ્રતિનિધિ રાખવાની માંગણી મૂકી દેવામાં આવી.

રિપને બેંટિંકના વખતથી સંભાળેલો મ્હૈસુરનો કારભાર તેના મહારાજાને

* Morley's *Recollections*, *Vol. II.*

પાછો આપ્યો ને વર્તમાનપત્રો ઉપર લિટ્ટને મૂકેલો અંકુશ દૂર કર્યો.

**પ્રાંતિક સરકારોને નવા અધિકારો**—પ્રાંતિક સરકારો સાથેના કરારોની પાંચ વર્ષની મુદ્દત ઈ. સ. ૧૮૮૨માં પૂરી થઈ તેથી નવા કરારો કરવામાં આવ્યા. રિપનના વખતમાં મેજૉર બેરિંગ (લૉર્ડ ક્રોમર) ખજાનચી હતો. તેણે પ્રાંતોને રોકડ રકમ આપવાની બંધ કરી. જગાત, મીઠું, અફીણ, રજવાડાંઓ, પોસ્ટ, તાર, રેલવે, વગેરે વિષયોને લગતો આવક ને ખર્ચનો તમામ કારભાર હવે હિંદી સરકારે સંભાળ્યો. બીજાં ખાતાંઓ પ્રાંતિક સરકારોને સુપ્રત કરવામાં આવ્યાં ને તેના ખર્ચ માટે જંગલ, આબકારી, સ્ટૅંપ, રજિસ્ટ્રેશન ને આયપતવેરાના ઉત્પન્નમાંથી હિસ્સાઓ આપવા એવું ઠર્યું. જમીનના મ્હેસુલમાંથી પણ પ્રાંતોને હિસ્સો આપવામાં આવ્યો. સાથે સાથે હિંદી સરકારે વચન આપ્યું કે અણીના પ્રસંગો સિવાય પ્રાંતોની સરકારો પાસે ખાસ નાણાંની માંગણી કરવામાં આવશે નહિ. આ ધોરણ પાંચ વર્ષો સુધી ચાલે એમ ઠરાવવામાં આવ્યું.

**સ્થાનિક સ્વરાજ્યનો ઠરાવ**—રિપને ઈ. સ. ૧૮૮૨માં સ્થાનિક સ્વરાજ્ય ઉપર એક અગત્યનો ઠરાવ બહાર પાડયો. આ ઠરાવ માટે રિપન પોતે જવાબદાર હતો. બળવા પછી સ્થાનિક અમલદારો ઉપર કામનો બોજો ઘણો વધી ગયો હતો; વળી, શિક્ષિત વર્ગોના આગેવાનો કારભારમાં વધારે ભાગ માંગતા હતા; રિપનને મુંબઈમાં મર્હુમ ફિરોઝશાહ મહેતાની મુલાકાત વેળા આ બાબતની સૂચના મળી હતી, તેથી અમલદારોનો બોજો ઓછો કરવા ને લોકોને સ્થાનિક વિષયોમાં સ્વરાજ્ય ભોગવતા કરવા વાઇસરૉયે પ્રજા માટે ને અમલદારો માટે સૂચના રૂપે મુખ્ય સિદ્ધાંતો બહાર પાડ્યા ને તે સિદ્ધાંતો ઉપર દરેક પ્રાંતની સરકારે ધારાઓ ઘડી મ્યુનિસિપૅલિટિઓ, લોકલ બોર્ડો ને તાલુકા બોર્ડો સ્થાપ્યાં. સ્થાનિક વિષયોનો કારભાર કરવા માટે લોકો પોતાના પ્રતિનિધિઓને ચુંટી તાલુકામાં તાલુકા બોર્ડ, જિલ્લામાં લોકલ બોર્ડ ને શહેરમાં મ્યુનિસિપૅલિટિ સ્થાપે; એનો ⅔ ભાગ લોકનિયુક્ત હોય, અમલદારોનો અંકુશ જેમ બને તેમ ઓછો રહે, પણ ધારાઓ ઘડવામાં, કર નાંખવામાં અને

નાણાં વ્યાજે કાઢતી વેળા જિલ્લાના મુખ્ય અમલદારની પરવાનગી મળવી જોઇએ; સંસ્થાઓના પ્રમુખો બનતાં સુધી બીનઅમલદારી સભ્યો હોય; રસ્તાઓ, પ્રાથમિક કેળવણી, આરોગ્ય, શીતળાની રસી મૂકવી, દુષ્કાળનિવારણ, જન્મમરણની નોંધણી, દીવાબત્તી વગેરે વિષયોનો કારભાર પ્રસ્તુત સંસ્થાઓ સંભાળે; તે માટે યોગ્ય ઉત્પન્નનાં સાધનો તેમને મળે; એ ઠરાવના મુખ્ય સિદ્ધાંતો હતા. અલબત, રિપનની બધી આશાઓ ફળી નહિ, પણ મોટાં શહેરોનો કારભાર હવે સુધર્યો, ને સર ફિરોઝશાહ મહેતા, ગોખલે, રાનડે, સુરેન્દ્રનાથ બેનરજી, વગેરે સમર્થ શહેરીઓ હવે પ્રકાશમાં આવ્યા.

**કેળવણી માટે નીમાએલી કમિટિ**—ઉપરના ઠરાવમાં એક કલમ એવી હતી કે સ્થાનિક સંસ્થાઓ કેળવણીની સસ્થાઓ સંભાળે પણ રિપન એમ માનતો હતો કે પ્રાથમિક કેળવણીના પ્રચાર સિવાય લોકો સ્થાનિક સ્વરાજ્ય સમજી શકશે નહિ. તેથી કેળવણીની યોજના કેટલે અંશે સફળ નીવડી છે એની તપાસ કરવા ને નવી સ્થાનિક સંસ્થાઓએ કેળવણી કેટલે અંશે સંભાળવી તેનો વિચાર કરવા વાઇસરૉયે એક સમિતિ નીમી. જીલ્લાવાર એક હાય સ્કૂલ સરકાર નીભાવે; માધ્યમિક ને ઉચ્ચ કેળવણી માટે ખાનગી સાહસને સરકાર વધારે ઉત્તેજન આપે; પ્રાથમિક કેળવણીમાં સરકાર વધારે ખર્ચ કરે; મૅટ્રિકની પરીક્ષાના બે વિભાગો કરી નાંખવા; એક યુનિવ્હર્સિટિ માટે ને બીજો નોકરી અને વેપાર માટે; કૉલેજોનાં Hostels વિદ્યાર્થીભવનો વધારે સારા પાયા ઉપર રાખવાં; મુસલમાનોને ખાસ ઉત્તેજન આપવું; ને ધાર્મિક શિક્ષણ ઉપર લક્ષ આપવું; એટલી આ સમિતિની ઉપયોગી સૂચનાઓ હતી. પણ તેનો અમલ કરવામાં પ્રાથમિક કેળવણી ઉપર પૂરતું લક્ષ અપાયું નહિ, યુનિવ્હર્સિટિ કે વિદ્યાપીઠોનાં બંધારણ ઉપર પૂરતો વિચાર કરવામાં આવ્યો નહિ અને માધ્યમિક ને ઉચ્ચ શિક્ષણ બગડી ગયું, તેથી આ કમિટિની ભલામણોથી સારાં પરિણામો આવ્યાં નહિ.

**રિપનનો કારભાર**—રિપને લશ્કરના ખર્ચમાં ઘટાડો કર્યો ને ઇજિપ્ત મોકલેલા લશ્કરનું ખર્ચ હિંદ ઉપર નાંખવાની પદ્ધતિ સામે વાંધો

ઉઠાવ્યો. તેણે બંગાળા ને મધ્ય પ્રાંતોની રૈયતોના હક્કો નક્કી કરવા ધારા ઘડ્યા, ને લાયક હિંદુઓને મોટા હોદ્દાઓ આપ્યા.

**ઈલ્બર્ટ બિલ**—આ વખતે ઇલાકાઓની રાજધાનીઓ બહાર હિંદી મેજીસ્ટ્રેઇટ યૂરોપિઅનો ઉપર ફોજદારી ગુન્હાઓ માટે કામ ચલાવી શકતો નહિ, તેથી પહેલા વર્ગના ને સેશન્સ કોર્ટના હિન્દી ન્યાયાધીશો યૂરોપિઅનો ઉપર પણ ફોજદારી ચલાવી શકે તેવો સુધારો ધારાખાતાના સભ્ય ઇલ્બર્ટે ધારાસભામાં રજુ કર્યો. એકદમ આસામના ને કલકત્તાના અંગ્રેજ વેપારીઓ રિપન સામા થયા. પરિણામે રિપનને નમવું પડયું. હવે તોડ લાવવામાં આવ્યો કે ફોજદારી કામમાં યૂરોપિઅનો ઉપર પહેલા વર્ગના હિંદી મૅજીસ્ટ્રેઇટો કામ ચલાવી શકે ખરા, પણ તે વખતે આરોપીને યૂરોપિઅનો અથવા અમેરિકનોની બહુમતિવાળા પંચનો લાભ મળવો જોઇએ. આવી રીતનું ઇલ્બર્ટ બિલ ઇ. સ. ૧૮૮૪માં પાસ થયું. અંગ્રેજ વેપારીઓના આ કોલાહલથી શિક્ષિત વર્ગના આગેવાનોને પોતાની નબળાઈ સમજાઈ ગઈ. હિંદીઓના હક્કોનું રક્ષણ કરવાથી રિપન હિંદમાં ઘણો લોકપ્રિય થઈ પડયો. જ્યારે તે સ્વદેશ ગયો ત્યારે કલકત્તામાં ને ખાસ મુંબઇમાં તેને ઘણું માન મળ્યું અને લોકો તેના નામ પાછળ ઘેલા થઈ ગયા. રિપનના કારભારની ઉપયોગિતા આરંભમાં આપી દીધી છે.

## પ્રકરણ ૫મું

## વાયવ્ય સરહદ. મહાસભા કે કૉંગ્રેસ, ઇ. સ. ૧૮૮૪–૯૯. ડફ્ફરિન, લૅન્સ્ડાઉન ને બીજો એલ્ગિન.

**લૉર્ડ ડફ્ફરિન**—રિપન પછી લૉર્ડ ડફ્ફરિન વાઇસરૉય થયો.

**અફઘાનીસ્તાન અને રશિઆ**—ઇ. સ. ૧૮૮૫માં ડફ્ફરિને કાબુલના અમીર અબ્દુર્રહમાનને રાવળપીંડી નોતર્યો. બંને વચ્ચે હવે કરાર થયો કે અફઘાનીસ્તાન ઉપર ચઢાઈ કરનાર રાજ્ય વિરુદ્ધ હિંદે અમીરને

મદદ કરવી અને અમીરે બીજાં રાજ્યો સાથેના વ્યવહારમાં હિંદના મત મુજબ વર્તવું; પણ હિંદે કાબુલ મુકામે અંગ્રેજ પ્રતિનિધિ મોકલવો નહિ. અમીરની ગેરહાજરીનો લાભ લઈ રશિઆએ હિરાત પાસે પેંજદે સર કર્યું. તુરત બ્રિટિશ સરકાર વચમાં પડી. પરિણામે, અમીરે પેંજદે રશિઆ પાસે રહેવા દીધું ને રશિઆએ થોડોક પ્રદેશ અમીરને આપ્યો, ને રશિઆએ સરહદ નક્કી કરવા કમિશનનો સ્વીકાર કર્યો. આ વખતે અંગ્રેજો ને રશિઅનોને લડાઈ થાત પણ ડફ્ફરિનની સમયસૂચકતાથી સુલેહ જળવાઈ રહી.

**ત્રીજો બ્રહ્મી વિગ્રહ**—બ્રહ્મદેશના રાજા થિબોએ પોતાના મુલકમાં ફ્રેંચો, ઈટાલિઅનો ને જર્મનોને વેપાર કરવાના અધિકારો આપ્યા હતા અને હિંદી સરકાર પોતાની સત્તા ઉપર અંકુશ મુકશે એવો સહજ ડર લાગતો હોવાથી તે યૂરોપનાં રાજ્યો મારફત પોતાના રાજ્યની સ્વતંત્રતા જાળવી રાખવા પ્રયત્ન કરતો હતો. થિબોએ ઇરાવતી નદી ઉપર વેપાર કરતી એક અંગ્રેજ કંપનિને મોટો દંડ કર્યો હતો. તેથી અંગ્રેજ વેપારીઓએ હિંદી સરકારની મદદ માંગી. ડફ્ફરિને તુરત લડાઈ જાહેર કરી, ને આખો બ્રહ્મદેશ લીધો. થિબોને પદભ્રષ્ટ કરવામાં આવ્યો ને બ્રહ્મદેશ બ્રિટિશ પ્રાંત બન્યો. આ ફત્તેહથી ડફ્ફરિનને માર્કવેસ્સ ઑફ ડફ્ફરિન ને આવાનો ઇલ્કાબ મળ્યો, ઇ. સ. ૧૮૮૬.

**એઇટ્ચિસન કમિશન**—પોતાના દેશમાં મોટી નોકરીઓ છતી લાયકાતે હિંદીઓને મળતી નહોતી તે આપણે ઉપર અનેક વાર જોઈ ગયા. ઇ. સ. ૧૮૭૯માં લિટ્ટને કેટલાક નિયમો કર્યા હતા. પણ તેથી હિંદીઓની ફરિયાદો તો ચાલુ હતી, તેથી ૧૮૮૬માં પંજાબના લેફ્ટેનન્ટ ગવ્હર્નર સર ચાર્લ્સ એઇટ્ચિસનના પ્રમુખપણા નીચે વડી સરકારે એક પાદશાહી કમિશન નીમ્યું. આ કમિશને અગત્યની ભલામણો કરી ને સરકારે તેમનો સ્વીકાર કર્યો. સ્ટેચ્યુટરિ સિવ્હિલ સર્વિસ બંધ કરવામાં આવી ને નોકરીઓના ત્રણ વિભાગો કરવામાં આવ્યા. (૧) ઇમ્પિરિઅલ, (૨) પ્રાંતિક, (૩) તાબેદાર. પહેલા વિભાગમાં ઇંગ્લંડની પરીક્ષાના પરિણામ મુજબ ભરતી કરવામાં આવી.

બીજા વિભાગની નોકરી માટે યુનિવ્હર્સિટિના ગ્રેજ્યુએટોને નીમવા એવું ચોક્કસ થયું. તાબેદાર નોકરીઆતો પ્રાંતોની સરકારો નીમવા લાગી. હિન્દના લોકોને આ રિપોર્ટથી સંતોષ થયો નહિ ને લાયક નવજુવાનો તો હજુ મોટા હોદ્દાથી બાતલ રહ્યા.

**રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના ને ડફ્ફરિનની સુધારા માટેની યોજના**—ડફ્ફરિનના વખતમાં હ્યૂમ, વેડરબર્ન, વ્યોમેશ બેનરજી, વગેરેએ ઇ. સ. ૧૮૮૫ના ડિસેંબરમાં મુંબાઈ મુકામે પહેલી મહાસભા બોલાવી. વ્યોમેશચંદ્ર બેનરજીના પ્રમુખપણા નીચે મળેલી આ પહેલી મહાસભાના કાર્યવાહકોએ હિંદી પ્રજાને નામે કારભારમાં સુધારાઓ કરવાની માંગણી કરી. ડફ્ફરિને દિલસોઝી દર્શાવી ને મહાસભાની માંગણીનો વિચાર કરવા પોતાની કાઉંસિલની એક સમિતિ નીમી. ઇ. સ. ૧૮૮૮માં તે સ્વદેશ ગયો. તેના પછી લૉર્ડ લૅંસડાઉન વાઇસરૉય થયો.

**લૉર્ડ લૅંસડાઉન, ઇ. સ. ૧૮૮૮–૧૮૯૪**—નવો વાઇસરૉય એક વાર નાયબ હિંદી દિવાન અને કૅનેડાનો ગવ્હર્નર હતો. તેના વખતમાં સિક્કિમ ઉપર ને પૂર્વે લુશાઈ લોકોના પ્રદેશ ને શાન સંસ્થાનો ઉપર બ્રિટિશ અંકુશ મૂકવામાં આવ્યો. આ વાઇસરૉયે કાશ્મીરનો બધો કારભાર મહારાજા પાસેથી લઈ પોતાને હસ્તક લીધો; બલુચિસ્તાન, ગિલ્ગિટ, અને ચિત્રાલમાં હિંદી સરકારના પ્રતિનિધિઓ રોક્યા, ને અમીર અબ્દુર્રહમાન સાથે નવો કરાર કર્યો. તે કરારથી હિંદી સરકારે અમીરને રૂ. ૧૮ લાખ રોકડા દર વર્ષ આપવાનું ઠર્યું. તેને બદલે અમીરે હિંદી સરકારને સિંધુ નદી અને પોતાની સરહદ વચ્ચેની ટોળીઓ ઉપરની તમામ સત્તા સુપ્રત કરી. પરિણામ એ આવ્યું કે સરકારને તોફાની ટોળીઓ ઉપર વગ બેસાડતાં ઘણું ખર્ચ થયું.

આ વખતે મણિપુરના રાજાને તેના પિત્રાઇએ પદભ્રષ્ટ કર્યો. વાઇસરૉયે નવા રાજાના અમલને સંમતિ આપી. પણ અંગ્રેજ અમલદારે મણિપુરના સેનાપતિને ભર દરબારમાં પકડવાથી લોકો છંછેડાઈ ગયા. તેમણે બ્રિટિશ કમિશનરને મારી નાંખ્યો, તેથી વાઇસરૉયે લશ્કર મોકલ્યું ને બંડ દબાઈ ગયું.

મણિપુરનું રાજ્ય ખાલસા થઈ શકત, પણ સગીર રાજાના દૂરના પિત્રાઈ ને રાજા બનાવી અંગ્રેજ અમલદારને કારભાર સોંપવામાં આવ્યો, ઈ. સ. ૧૮૯૩.

**મહાસભાની પ્રવૃત્તિનું શુભ પરિણામ ઇ. સ. ૧૮૯૨ના સુધારાઓ**—ઈ. સ. ૧૮૯૦ની સાલથી એક યા બીજા રૂપમાં પાર્લમેન્ટમાં હિંદના કારભારમાં સુધારા કરવા ચર્ચા થયા કરતી હતી. છેવટે ૧૮૯૨માં ધારાસભાઓની સત્તાને લગતો કાયદો પાર્લમેંટે પસાર કર્યો (૧) વડી ધારાસભામાં વધારેમાં વધારે સોળ ને ઓછામાં ઓછા દસ સભ્યો બેસી શકે (૨) મુંબઈ, મદ્રાસ ને બંગાળાની ધારાસભાઓમાં ઓછામાં ઓછા આઠ સભ્યો ને વધારેમાં વધારે વીસ સભ્યો બેસી શકે (૩) સંયુક્ત પ્રાંતોમાં વધારેમાં વધારે પંદર સભ્યો બેસી શકે (૪) યુનિવર્સિટિઓ, વેપારી મંડળો, ને તાલુકા ને જિલ્લાનાં બોર્ડો, પોતાના પ્રતિનિધિઓને સરકારની સંમતિથી ધારાસભામાં મોકલી શકે (૫) પ્રાંતિક ધારાસભાઓ વડી ધારાસભામાં એવી રીતે પ્રતિનિધિઓ મોકલી શકે અને (૬) ધારાસભાઓ પ્રશ્નો પૂછી શકે તથા અંદાજપત્રો ઉપર ચર્ચા કરી શકે; એ મુખ્ય સુધારાઓ હતા, પણ ઠરાવો રજુ કરવાનો અને અંદાજપત્રો ઉપર મત આપવાનો હક્ક હજુ ધારાસભાઓને આપવામાં આવ્યો નહિ. બીનસરકારી મંડળોએ જે પ્રતિનિધિઓને નીમ્યા તેમને સરકારે સંમતિ આપવાની કદિ ના પાડી નહિ, તેથી એક રીતે આ સુધારાથી લોકોને પ્રતિનિધિઓ મોકલવાનો અધિકાર મળ્યો. આ સુધારાથી પ્રાંતિક ને વડી ધારાસભાઓમાં લોકોને પ્રવેશ મળ્યો નહિ તેમ



દાદાભાઇ નોરોજી

વધારે અધિકારો પણ ન મળ્યા; છતાં હવેથી સુરેંદ્રનાથ બેનરજી. ફિરોઝશાહ મહેતા, ગોપાળ કૃષ્ણ ગોખલે, ને મનમોહન માલવીય જેવા દેશના આગેવાનો ધારાસભાઓમાં જવા માંડયા અને તેમનાં વક્તૃત્વશક્તિ, જ્ઞાન, વગેરેથી સરકાર મુંઝાવા લાગી. વળી ધારાસભાઓમાં ચાલતી ગરમાગરમ તકરારોથી જાહેરપ્રજા કારભારના વિષયમાં કેળવાવા લાગી અને દરેક બાબતમાં પ્રજામત દૃઢ થવા લાગ્યો. રાષ્ટ્રીય મહાસભાની સાત વર્ષોની પ્રવૃત્તિઓનું આ પહેલું ફળ આવ્યું, તેથી તે સંસ્થા વિશેષ વગવાળી બની. લૅંસડાઉન પછી એલ્ગિન વાઇસરૉય થયો. નવો વાઇસરૉય બીજા વાઇસરૉયનો પુત્ર હતો.

**લૉર્ડ એલ્ગિન, ઇ. સ. ૧૮૯૪-૧૮૯૮**—ત્રણ સ્વતંત્ર સેનાધિપતિઓને કમી કરી એક સેનાધિપતિની નીચે બંગાળા, મદ્રાસ, મુંબઈ ને પંજાબનાં ચાર લશ્કરો ચાર નોખા નોખા અમલદારો નીચે મૂકવામાં આવ્યાં.



સર ફિરોઝશાહ મહેતા



ગોપાળ કૃષ્ણ ગોખલે

મહારાણી વિક્ટોરિઆએ ઇ. સ. ૧૮૯૭માં હીરક મહોત્સવ ઉજવ્યો.

મુંબઈમાં ઇ. સ. ૧૮૯૬ના ચોમાસામાં પ્લેગ શરૂ થયો તે આખા દેશમાં ફેલાયો. ઇ. સ. ૧૮૯૬–૯૭માં ઘણા પ્રદેશોમાં દુષ્કાળ પડયો. બે વર્ષ સુધી આસામમાં ધરતીકંપ ચાલુ રહ્યો. દુષ્કાળની ઉભી થતી પરિસ્થિતિ તપાસવા માટે એલ્ગિને કમિશન નીમ્યું.

**"કેસરી" પ્રકરણ**—પ્લેગ વખતે મુંબઈ સરકારે પૂનામાં ઘેરઘેર તપાસ કરવા ગોરા સિપાઈઓને મોકલ્યા, તેથી પૂનાની પ્રજા ઘણી કોચવાઈ ગઈ. દામોદર ચાંપેકર નામના બ્રાહ્મણ યુવકે રૅંડ ને આયર્સ્ટ નામના બે અંગ્રેજ અમલદારોનાં ખુન કર્યાં. પરિણામે ચાંપેકર ફાંસીએ ચડયો, નાતૂભાઈઓને દેશપાર કરવામાં આવ્યા, ને "કેસરી" પત્રના તંત્રી મર્હુમ લોકમાન્ય બાળ ગંગાધર ટિળક ઉપર કામ ચલાવી તેમને કેદની સજા કરવામાં આવી; તેથી મુંબઈમાં તોફાનો થયાં અને રાજદ્રોહ, તથા છાપખાનાંઓ માટેના કાયદાઓને વધારે સખ્ત કરવામાં આવ્યા.

**વાયવ્ય સરહદ**—લૉર્ડ લૅંસડાઉનની રાજ્યનીતિથી પઠાણો ને અમીર ઉશ્કેરાઈ ગયા હતા, તેથી સરહદ ઉપર ચિત્રાલ ને તિરાહમાં તોફાનો થયાં. પરિણામે ચિત્રાલ, દીર, તિરાહ, વગેરે ઉપર સરકારે કાબુ મેળવ્યો.

**એલ્ગિનના કારભારનો અંત**—આવી રીતે સરહદ ઉપર તોફાન ને દેશની અંદર ભયંકર કુદરતી આફતો ને રાજકીય અસંતોષ, એટલાં વાનાં મૂકી એલ્ગિન ઇ. સ. ૧૮૯૯માં સ્વદેશ ગયો.

## પ્રકરણ ૬ઠ્ઠું

## લૉર્ડ કર્ઝન, ઇ. સ. ૧૮૯૯–૧૯૦૫.

**લૉર્ડ કર્ઝન**—લૉર્ડ કર્ઝને ઇ. સ. ૧૮૯૯માં પોતાનો કારભાર સંભાળ્યો. બધા વાઇસરૉયના કારભારોમાં કર્ઝનનો કારભાર જુદો તરી આવે

છે. અત્યાર સુધીના વાઇસરૉયો ઈંગ્લંડના મંત્રિમંડળના કહેવા મુજબ અથવા તો હિંદમાં પોતાના કાઉંસિલરો અને પ્રાંતિક સરકારોના મતને અનુસરીને વહિવટ કરતા અને કોઈક વાર પોતાના વિચાર પ્રમાણે કામ લેતા. પણ સ્વભાવે આપખુદ હોવાથી તથા ઇંગ્લંડમાં ને હિંદમાં તેના નામની ઘણી ખ્યાતિ હોવાથી કર્ઝને આપણા દેશમાં છ વર્ષનો સ્વચ્છંદી કારભાર કર્યો. તે પ્રાચીન ઇતિહાસનો અને સંસ્કૃતિઓનો મોટો અભ્યાસી હતો ને એશિઆના દરેક દેશમાં જઈ આવ્યો હતો. વાયવ્ય સરહદની પરિસ્થિતિનું તેને સારૂં જ્ઞાન હતું. તેણે પરદેશ ખાતાના ને હિંદના મદદનીશ દિવાન તરીકે કામ કર્યું હતું, તેથી તેની ખ્યાતિ ઉપર હિંદના લોકોએ મોટી મોટી આશાઓ બાંધી પણ તે આશાઓ ફળીભૂત થઈ નહિ.

**સરહદ**—એલ્ગિનના વખતમાં સરહદનો મામલો બહુ ગંભીર થઈ ગયો હતો; કર્ઝને સરહદ ઉપર બંદોબસ્ત કર્યો. ચિત્રાલ વગેરે સ્થળોએ જે લસ્કરો હતાં તેને પાછાં બોલાવી લેવામાં આવ્યાં, પઠાણ લોકોને લસ્કરમાં લઈ તેમના મુલકનો બંદોબસ્ત કરવાની તક આપવામાં આવી, હિંદી લસ્કરોને માત્ર જરૂર પડતી જગ્યાઓએ રહેવા દેવામાં આવ્યાં, ને રસ્તાઓ વગેરે ચોકી પઠાણ લોકો પર વિશ્વાસ બેસારવામાં આવ્યો. આ ધોરણથી સરહદની સ્થિતિ સુધરી ગઈ ને હિંદુસ્તાન ઉપરનો બોજો ઓછો થયો. કર્ઝને નક્કી કરેલું ધોરણ ઠેઠ ઇ. સ. ૧૯૧૪ સુધી ચાલુ રહ્યું.

**નવો વાયવ્ય પ્રાંત**—અત્યાર સુધી સરહદના મુલકોના કારભાર માટે પંજાબની સરકાર જવાબદાર હતી. કર્ઝને બધા મુલકો વડી સરકારના અંકુશ નીચે મૂક્યા. પેશાવર, કોહાટ, બન્નુ ને હઝારાના પ્રાંતો, ને દેરા-ઇસ્માઇલખાન, ખાઇબિરઘાટ, ને દીર, સ્વાત અને ચિત્રાલનાં રાજ્યોને ચીફ કમિશનર નીચે મૂકવામાં આવ્યાં, ને પેશાવર આ નવા પ્રાંતની રાજધાની બન્યું. આગ્રા ને અયોધ્યાના વાયવ્ય પ્રાંતોને સંયુક્ત પ્રાંતોનું નામ આપવામાં આવ્યું, ઇ. સ. ૧૯૦૧.

**અફ્ઘાનીસ્તાન**—અમીર અબ્દુર્રહમાન ઇ. સ. ૧૯૦૧માં મરી ગયો. તેની પછી તેનો દીકરો હબિબુલ્લા ગાદીએ આવ્યો. તેણે પોતાના બાપે કરેલી સંધિ ચાલુ રાખવા ના પાડી, તેથી વાયસરૉયે એક અમલદારને કાબુલ મોકલ્યો. પરિણામે અમીર ને હિંદી સરકાર વચ્ચે નવો કરાર થયો. હબિબુલ્લાને છેલ્લા પાંચ વર્ષની બધી ખંડણી પાછી મળી, ને તેણે બ્રિટિશ મિત્રતા સ્વીકારી અને His Highness હિઝ હાઇનેસને બદલે હવે His Majesty હિઝ મૅજેસ્ટિથી તેને હિંદી સરકાર સંબોધે એમ નક્કી થયું, ઇ. સ. ૧૯૦૪-૧૯૦૫.

**ઇરાન.. અરબસ્તાન**—રશિઆના ડરથી લૉર્ડ કર્ઝને ઇરાનમાં બ્રિટિશ એલચીઓ રોક્યા, ઇરાન ને અફ્ઘાનીસ્તાનની સરહદો નક્કી કરવા સિસ્તાનમાં કમિશન મોકલ્યું; અને સિસ્તાનમાં, તથા કોવીટ, મસ્કત અને ઇરાનના અખાતમાં બ્રિટિશ લાભો જળવાય એવી યોજના કરી.

**તિબેટ**—કર્ઝને કર્નલ યંગહસબંડને તિબેટ મોકલ્યો તેથી બીકથી દલાઇ લામા ચીન ભાગી ગયો. યંગહસબંડે રૂ. ૭૫ લાખનો દંડ ને ચુંબીની ખીણનો પ્રદેશ તિબેટ પાસેથી પડાવ્યો, પણ બ્રિટિશ મંત્રિમંડળે આવા કરારને વખોડી કાઢયો. તેથી માત્ર વેપારી વિષયોને લગતો નવો કરાર કરવામાં આવ્યો. હિંદને તિબેટ સાથે કાંઇ લાગતું નહોતું.

**રજવાડાં**—કર્ઝન રાજાઓને પોતાનો કારભાર બ્રિટિશ હિંદુસ્તાનના કારભાર પ્રમાણે ચલાવવા વારંવાર સૂચના આપતો. કર્ઝને રાજકુમારોને અપાતા શિક્ષણને સુધારવા પ્રયત્નો કર્યા. પણ દેશના બચાવમાં રજવાડાંઓ યોગ્ય ભાગ આપે તેવી યોજના કરવામાં તેને બહુ અનુમોદન ન મળ્યું. રજવાડાંઓમાં તેણે ઇંપિરિઅલ કૅડેટ કોરની સંસ્થા ઉભી કરી. કર્ઝને કાશ્મીરના મહારાજાને તેના રાજ્યનો કારભાર સુપ્રત કર્યો ને સમ્રાટ્ સાતમા એડવર્ડનો રાજ્યાભિષેક જાહેર કરવા દિલ્હીમાં મોટો દરબાર ભર્યો, ઇ. સ. ૧૯૦૩.

**બરાડ પ્રાંત**—કર્ઝનના અમલ દરમ્યાન નિઝામ સરકારે બરાડ પ્રાંતના કારભારનો કાયમ પટ્ટો હિંદી સરકારને કરી આપ્યો; બદલામાં હિંદી સરકારે દર વર્ષે પૌંડ ૧,૬૮૦૦૦ નિઝામ સરકારને આપવા; અમરાવતીમાં નિઝામ સરકારનો વાવટો ફરકે અને હૈદરાબાદના લશ્કરનું ખર્ચ હવે વડી સરકાર ભોગવે, એટલી કલમો મૂકવામાં આવી.

**મરકી, દુષ્કાળ, વગેરે**—હવે પ્લેગે તો આપણે ત્યાં ઘર કર્યું હતું, તેથી કર્ઝને તેને રોકવાના ઇલાજોની શોધ કરવા માટે કમિશન નીમ્યું. ઈ. સ. ૧૮૯૯–૧૯૦૦માં "છપનીઆ"નો મોટો દુષ્કાળ પડયો. "પ૭"નું વર્ષ બીન થયું. ઘણા લોકો મરી ગયા. ઢોરોનો ખૂબ ઘાણ નીકળી ગયો. કર્ઝને લોકોને મદદ ને દિલાસો આપવા જાતમહેનત લીધી. એક દુષ્કાળકમિશન નીમવામાં આવ્યું ને તેની ભલામણો પ્રમાણે નહેરકામો ને રેલવેઓ બાંધવા માટે યોજનાઓ ગોઠવવામાં આવી.

**મહારાણી વિકટોરિઆનું મરણ**—ઈ. સ. ૧૯૦૧માં મહારાણી વિકટોરિઆ મરી ગયાં.

**જમીનનું મ્હેસુલ**—આ વખતે રાષ્ટ્રીય મહાસભાના નાયકો સ્વર્ગસ્થ રમેશચંદ્ર દત્તના મતને સ્વીકારી હિંદુસ્તાનના તમામ ભાગોમાં બંગાળાના જેવી કાયમ જમાબંધી દાખલ કરવાના ઠરાવો પસાર કરતા હતા. રમેશચંદ્ર દત્ત ને કેટલાક અનુભવી અંગ્રેજ અમલદારોએ હિંદી દિવાનને તે બાબતમાં લિખિત અરજી કરી. દત્તે કર્ઝનને છાપાઓમાં ખુલ્લા પત્રો લખ્યા અને તેમાં જણાવ્યું કે દેશમાં પડતા ભયંકર દુષ્કાળોથી ઉપસ્થિત થતા ભુખમરા માટે સરકારની મ્હેસુલ નક્કી કરવાની અને ઉઘરાવવાની પદ્ધતિ જવાબદાર છે અને જો સરકાર કાયમ જમાબંધીનું ધોરણ સ્વીકારે તો આ પીડા એકદમ દૂર થઈ શકે. કર્ઝનની સરકારથી આવો ગંભીર આરોપ ખમાયો નહિ. તેણે દત્તની લેખમાળાના જવાબમાં એક મોટો ઠરાવ બહાર પાડયો. હજુ સુધી આ ઠરાવની કલમો પ્રમાણે દેશના મ્હેસુલની આંકણી

થાય છે. અલબત, કર્ઝનના જવાબમાં આપેલાં વચનો પ્રમાણે સરકારે રૈયતને બધા હક્કો આપી દીધા નથી. પણ કાયમ જમાબંધી સરકાર કદિ પણ બીજે સ્થળે દાખલ નહિ કરે એટલું તો એ જવાબથી નક્કી થઈ ગયું છે.

ઈ. સ. ૧૯૦૪માં સહકારી મંડળીને લગતો કાયદો પસાર કરવામાં આવ્યો.

**વિદ્યાપીઠોની સુધારણા**—આપણાં વિદ્યાપીઠોની વ્યવસ્થા ખરાબ થઈ ગઈ હતી. તેથી સિમલા મુકામે કર્ઝને પહેલાં કેળવણીખાતાના અમલદારોની એક પરિષદ બોલાવી અને પછી એક કમિશન નીમ્યું. એ કમિશનના અભિપ્રાય મુજબ ઇ. સ. ૧૯૦૪માં વિદ્યાપીઠોનાં બંધારણોમાં મોટા ફેરફારો કરનારો એક કાયદો પસાર કરવામાં આવ્યો. આ કાયદાથી લોકો કર્ઝનના કારભાર વિરુદ્ધ થઈ ગયા. ફિરોઝશાહ ને ગોખલે જેવાઓએ આ વિરોધમાં આગેવાની લીધી, પણ એટલું કહેવું જોઈએ કે એકંદર વિદ્યાપીઠોની વ્યવસ્થા સુધરી તો ખરી.

**ઉદ્યમી કારભાર**—કર્ઝનના વખતમાં અનેક સુધારાઓ દાખલ થયા. પોલિસખાતાને સુધારવામાં આવ્યું. વેપાર ને ઉદ્યોગના વિકાસ માટે એક નવું ખાતું ઉભું કરવામાં આવ્યું અને તે માટે વાઇસરૉયની કાઉંસિલમાં કાયમ છઠ્ઠો સભ્ય ઉમેરવામાં આવ્યો; પ્રાચીન સ્થળો, બાંધકામો, શિલાલેખો, વગેરેના રક્ષણ માટે એક કાયદો કરવામાં આવ્યો; રેલવેનો કારભાર એક બોર્ડ (મંડળ)ને સુપ્રત કરવામાં આવ્યો. રૂપીઆ ને શિલિંગનું હુંડીઆમણ ૧૬ પેન્સ પ્રમાણે નક્કી થયું. સરકારને મોટી પુરાંતો રહેતી ગઈ; તેથી મીઠા ઉપરનો કર મણ દીઠ રૂા. ૧ સુધી ઓછો કરવામાં આવ્યો. આ વખત સદ્ગત શ્રીયુત ગોખલેએ વડી ધારાસભામાં કરેલાં ભાષણોથી લૉર્ડ કર્ઝન ઘણો પ્રસન્ન થયો. નાણાંના વિષયને લગતા પ્રાંતોની સરકારો સાથેના કરારોને કાયમ કરવામાં આવ્યા. લૉર્ડ કર્ઝનના કારભારની મુદ્દતમાં એક વર્ષનો વધારો કરવામાં આવ્યો તેથી તે ઇ. સ. ૧૯૦૪માં સ્વદેશ જઈ પાછો હિંદ આવ્યો.

**બંગભંગ**—એક વાર મધ્ય પ્રાંતના ચીફ કમિશનરે પોતાના પ્રાંતની સરહદમાં ફેરફાર કરવા એક તુમાર હિંદી સરકાર ઉપર લખી મોકલ્યો. તે ઉપરથી વાઇસરૉયે બધા પ્રાંતોની સરહદો સંબંધી તપાસ કરવા હુકમ કર્યો. આ વખતે બંગાળાના લેફ્ટેનન્ટ ગવ્હર્નરના ઉપર કામનો બોજો ઘણો રહેતો હતો. બંગાળાના લોકોને ગવ્હર્નર જોઈતો હતો અને બિહાર, ઓરિસ્સા ને છોટાનાગપુરના પ્રાંતોને બંગાળાથી જુદા કરવા હતા. કર્ઝને એ માંગણીનો તુચ્છકાર કર્યો ને આસામ ને પૂર્વ બંગાળાનો ઢાકામાં રાજધાની સાથે એક પ્રાંત બનાવ્યો, ને પશ્ચિમ બંગાળા, ઓરિસ્સા, બિહાર ને છોટાનાગપુરના પ્રાંતોનો કલકત્તાની રાજધાની સહિત બીજો નવો પ્રાંત બનાવ્યો. પરિણામે બંગાળીઓ છંછેડાયા. તેમનું દુઃખ આખા હિંદુસ્તાનનું દુઃખ થઈ પડયું. લોકોએ અંગ્રેજી માલનો બહિષ્કાર કર્યો; વિદ્યાર્થીઓ સરકારી સંસ્થાઓ છોડી ગયા; રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ સ્થપાઈ, મોટી મોટી સભાઓ ભરી દેશના આગેવાનો ભાષણો કરવા લાગ્યા અને અરવિંદ ઘોષ, બિપીનચંદ્ર પાલ, લાલા લજપતરાય, બાળગંગાધર ટિળક, ખાપર્ડે, વગેરે આગેવાનોએ મહાસભાની જુની પદ્ધતિથી કંટાળી નવો ઉદ્દામ પક્ષ સ્થાપ્યો.

**લશ્કરી વ્યવસ્થામાં લૉર્ડ કિચનર સાથે મતભેદ ને કર્ઝનનું રાજીનામું**—આ વખતે લૉર્ડ કિચનર હિંદનો સેનાપતિ હતો. તેણે એમ કહ્યું કે વાઇસરૉયની કાઉંસિલમાં Military Member–લશ્કરી સભાસદની હાજરીથી તેની સત્તા ઝાંખી થઈ જાય છે અને તે ખાતું બંધ થવું જોઇએ. કર્ઝને એવી દલીલ કરી કે સેનાધિપતિ વાયસરૉયનો તાબેદાર છે અને જો તેને વાઇસરૉયથી સ્વતંત્ર બનાવવામાં આવે તો હિંદનો વહિવટ લશ્કરી થઈ જાય. આ દલીલને આખા હિંદનું અનુમોદન હતું. એ વેળા ઈંગ્લંડમાં મિ. બાલ્ફર મુખ્ય પ્રધાન હતો ને લૉર્ડ કિચનર ઈંગ્લંડમાં મોટી વગ ધરાવતો હતો. તેથી કિચનરને નાખુશ કરી કર્ઝનને રાજી રાખવામાં મોટી મુશ્કેલી દેખાવા લાગી. તકરારનો તો નિકાલ કરવામાં આવ્યો. પણ દરમ્યાન લશ્કરી સભ્ય નોકરી છોડી જતો હોવાથી તેની જગ્યા કોને આપવી તે બાબત ખટપટ

ચાલી. કર્ઝને પોતાના ઉમેદવારનું નામ સૂચવ્યું, પણ ઇંગ્લંડથી એવી આજ્ઞા થઈ કે તેમાં કિચનરનો મત પૂછવો. કર્ઝને નાખુશ થઈ રાજીનામું આપ્યું. કર્ઝનકિચનરરૂપ એ તરવારો હિંદના સરળ કારભારરૂપી એક મ્યાનમાં કેમ સમાય?

**કર્ઝનનો કારભાર**—લૉર્ડ કર્ઝનનો ઇ. સ. ૧૯૦૩ સુધીનો કારભાર લોકપ્રિય હતો અને તે વખતની મહાસભાના આગેવાનોએ* પણ તે કારભારનાં કેટલાંક કામોની મુક્તકંઠે પ્રશંસા કરી હતી. પણ ત્યાર પછી વાઇસરૉય વગોવાવા લાગ્યો. તે સ્વચ્છંદી, આપખુદ ને એકલસૂરો હતો. તેને પોતાની શક્તિનો ઊંચો ખ્યાલ હતો, તે મિથ્યાભિમાની હતો, અને હિંદુસ્તાનની બલ્કે, આખા એશિઆની પ્રજાઓની રાજકીય શક્તિનો તેને હલકો મત હતો, તેથી તેણે કારભારમાં ઘણી ભૂલો કરી. અલબત, હિંદુસ્તાનની પ્રજાઓ ઉપર તેને ઘણી પ્રીતિ હતી; પણ શિક્ષિત વર્ગોની લાયકાત માટે કર્ઝનને સારો અભિપ્રાય નહોતો. તેને મન હિંદુસ્તાનની રંક ને નિરાધાર તથા નિરક્ષર પ્રજા ઉપર ઇંગ્લંડ હમેશાં રાજ્ય કરે તેમાંજ આ દેશનું કલ્યાણ સમાએલું હતું. અલબત, દુષ્કાળ, મ્હેસુલ, વિદ્યાપીઠો, નોકરો, વગેરે માટે તેણે સારી યોજનાઓ ઘડી; પણ બંગભંગથી, વિદ્યાપીઠના કાયદાથી અને પોતાનાં છટાદાર પણ ઉદ્ધત ભાષણોથી હિંદના શિક્ષિત વર્ગોનો ને લોકોનો તે વિશ્વાસ ખોઈ બેઠો. જો મહાસભાના આગેવાનોને તેણે પોતાના વિશ્વાસમાં લીધા હોત તો તે મોટો વાઇસરૉય બની શકત. સરકાર માબાપ રહે અને પ્રજા હમેશાં સગીરની સ્થિતિમાં રહે એવી તેની માન્યતા હતી.× કારભાર પ્રામાણિક અને ખોડખાંપણ વિનાનો થાય એટલે બસ, એમ તે માનતો હતો. પણ આ માન્યતા ભૂલભરેલી હતી. કર્ઝનના પ્રતિભાશાળી વ્યક્તિત્વથી તેના વખતમાં હિંદી સરકારનું ગૌરવ વધ્યું; પણ પ્રજાના અસંતોષને લઈને તે ગૌરવ ઝાઝો કાળ નભી શક્યું નહિ. તેના કારભારનાં કેટલાંક અંગોને પાછળથી ફેરવી

---

* દાખલા તરીકે સર દિનશા વાચ્છાએ.

× કર્ઝનની અદ્‌ભુત વક્તૃત્વશક્તિનો અને હિંદ ને ઇંગ્લંડ વચ્ચે પાલ્યપાલકના જેવો સંબંધ હોવો જોઇએ તે વિચારના નમુના માટે ત્રીજી આવૃત્તિનું પાનું ૪૫૫, નોંધ જુઓ.

